# અર્પણ

આજીવન સેવા વ્રત સ્વીકારનાર
ભગિની સેવા સંઘનાં સભ્ય

**શ્રી મણીબેન નાણાવટીને**

# આભાર

ગુરુજી ગોખલે ગ્રંથ ગુજરાતી જનતાની સેવામાં મૂકવા માટે જેમનો હાર્દિક સાથ સાંપડ્યો છે તેમનો આભાર.

ના. શાસ્ત્રીના ગોખલેજી ઉપરના લેખોમાંથી અંગ્રેજી પુસ્તક પ્રકટ મી. જગદીશન, એમણે ગુજરાતીમાં ઉતારવાની સંમતિ આપ્યા બદલ,

શ્રી કલ્યાણરાય ન. જોષી, કેળવણીકારે ખંતથી લાંબો સમય ગાળીને ગુરુજી પ્રતિના ભક્તિભાવથી ભાષાંતર કરવા બદલ,

ભાવનગર સમાચાર સાપ્તાહિકના તંત્રીશ્રી જયંતીલાલ મહેતાએ સ્વયંભુ વૃત્તિથી ગ્રંથ પ્રકાશનનું કાર્ય કાળજીપૂર્વક તૈયાર કરી આપવા બદલ,

પ્રકાશન અને પ્રચાર માટે અનુકૂળતા કરી આપવા સાહાય્યભૂત થનાર ભાઇ-બહેનો તેમની દિલસોજી બદલ, અને

ગુરુજી ગોખલે ગ્રંથને દીપાવે અને વાંચનારને જીવનમાં માર્ગ-દર્શક-પ્રોત્સાહક નીવડે એવી પ્રસ્તાવના, કામના અતિશય રોકાણ છતાં વખત કાઢીને લખી આપી પૂ. ઠક્કરબાપાની પ્રથમ પુણ્યતિથિ પ્રસંગે આપવા બદલ નામદાર માવલનકર દાદાનો અત્યંત આભાર.

ગોખલે પુણ્યતિથિ<br>
તા. ૧૯, ફેબ્રુઆરી, ૧૯૫૨ } હરસનદાસ જ. ચિતલીયા

# આમુખ

હું જેમને "ભલા ગોખલે"નું અભિધાન આપવા પ્રેર્યું, એ ગોખલે સંબંધી માનનીય શાસ્ત્રીના લેખોના અને વ્યાખ્યાનોના પ્રશંસનીય સંગ્રહના પુસ્તકની પ્રસ્તાવના કે આમુખ તરીકે થોડા શબ્દો લખી આપવાના ભાઈશ્રી જગદીશનના આમંત્રણની હું કદર કરું છું. તેની સાથે તે મને મૂંઝવણમાં નાંખે છે. વાચકને મારો દાવો ગમે તેવો વિચિત્ર જણાય તો પણ મેં તો ગોખલેને મારા રાજકીય ગુરુ માન્યા છે. તેથી શાસ્ત્રી તો મારા ગુરુભાઈ છે. કેવા ગુરુભાઈ! (મારું સ્થાન) પચાવી પાડનાર!!! છતાં પ્રેમાળ વૃત્તિવાળા ગોખલે પછી એમનું સ્થાન (વારસનું) લેવાનું માન મને મળવાનું હતું પણ તે સ્થાન પચાવી પાડવામાં મને શાસ્ત્રીની યોગ્યતા જણાઈ અને તેમને મેં રાજી ખુશીથી અર્પણ કરી દીધું. સોસાયટીના ચુંટાયેલા સભાસદોને હું સંતોષ આપી શક્યો નહોત. જે આવડતની બક્ષિસ ગોખલેમાં હતી અને શાસ્ત્રીમાં અઢળક પ્રમાણમાં છે તે આવડતની બક્ષિસ મારામાં નહોતી, અને છે નહિ.

હું કબૂલ કરું છું નિષ્પક્ષપાતવૃત્તિ માટે મારો ગમે તેવો મોટો પ્રયત્ન રહ્યો હોય તોપણ વિવેચક વૃત્તિવાળા વાચકને હું સંતોષ આપવામાં સફળ ન જ થાઉં. મારા જેવા પ્રશંસકોને મારા તરફના પ્રમાણપત્રની જરૂર જણાતી નથી. અને મારે કોના માટે લખવાનું? જગ-

દોશને ચુંટી કાઢેલો મગઝ હું વાંચવા લાગ્યો એટલે મારાથી સમજી શકાયું નહિ કે ગોખલેમાં મારૂં ધ્યાન તલ્લીન થયું હતું કે શાસ્ત્રીમાં !

તેથી આ પાનાના ઢગલામાં વાચકના પોતાના સિદ્ધાંતો શોધી કાઢવાના ખોટા કામનો પ્રયત્ન વાચકે ન કરવો એવી ચેતવણી આપી આ છૂટાછવાયા રૂપમાં ઉતાવળે લખેલા શબ્દોનું લખાણ હું બંધ કરીશ આમાંથી લેખકના—કહો કે જીવનકથા લખનારનાં અને ગુરુજીના જીગરની પારદર્શક સચ્ચાઇના અને દેશભક્તિનાં લક્ષણો શોધી શકાય તો બસ થશે

મદ્રાસ જતી આગગાડીમાં<br>૨૦ મી જાન્યુઆરી ૧૯૪૬

(સહી) એમ. કે. ગાંધી<br>(અંગ્રેજીમાં)

# બે બોલ

( અનુવાદ લખનાર તરફથી )

My Master Gokhale—એ પુસ્તક મેં મારા ભાઈ છગનલાલ જોષીના રેખમ ઉપરથી વાંચવા લીધું હતું. ત્યારથી મને જણાયુ હતુ કે હાલના યુગના યુવાનો પાસે શ્રી ગુરુજી ગોખલેનુ કાર્યક્ષેત્ર અને તેમની કાર્યપદ્ધતિ સમજાવતું એ ઉત્તમ પુસ્તક ગુજરાતી ભાષામાં રજુ થાય તો સારૂં. મારા મિત્ર ભાઇ કરસનદાસ ચીતળીઆએ મને એ કામ કરી આપવા સૂચના કરી હતી.

મે એ કામ બીતાં બીતાં પુરૂ કર્યું છે. માનનીય શાસ્ત્રીની ઉદ્દીપક અંગ્રેજી ભાષાનુ જોમ, એમના શબ્દોની શક્તિ, અને એમનામા ઝગઝગતી રહેતી ગુરુજી ગોખલે પ્રત્યેની ભક્તિની ધગશ હું આ ચોપડીમાં કયાથી લાવી શકું ? મારી ઉણપના પૂરેપૂરા ભાન સાથે મે આ ચોપડી લખી છે. ગુરુજી ગોખલે પ્રત્યેની મારી અંગત માનવૃત્તિમાંથી મળેલી પ્રેરણાના બળે આ ચોપડી લખવાનુ કામ હું પૂરૂ કરી શક્યો છુ. અંગ્રેજી ભાષામાં રાજકારણના વિષય પરત્વે ઘડાયેલી પરિભાષા ઉપર માનનીય શાસ્ત્રીનો કાબુ અજોડ હતો. એમનું રાજકારણના વિષયપરનું વ્યાખ્યાન સાંભળવામાં અંગ્રેજ શ્રોતાવર્ગ એક પ્રકારની મીજમાનીની મોજ માનતા હતા. મારાથી એ પરિભાષાનું જોમ ગુજરાતી ભાષામાં લાવી શકાયુ નથી.

ગુરુજી ગોખલેની વક્તૃત્વ છટા અને વક્તૃત્વની શાસ્ત્રીયતા બતાવવાના ઉદ્દેશથી માનનીય શાસ્ત્રીએ લખેલા એક પ્રકરણમાં–દૃષ્ટાંત તરીકે મૂકાયેલા અંગ્રેજી ભાષણના ફકરા એમના એમ અંગ્રેજીમાં જ મૂકી રાખવાનું મેં વ્યાજબી ધાર્યું છે.

આ પુસ્તક લખતાં લખતાં પૂજ્ય શ્રી ઠક્કરબાપા, ભાઈ કરસનદાસ ચીતલીઆ, સ્વ. હરિલાલ ગોવિંદજી પારેખ (અમરેલી), સ્વ. હરિલાલ માણેકલાલ દેશાઇ (કપડવંજ), શ્રી સુમન્ત મહેતા ડૉક્ટર, અને સેવામૂર્તિ શ્રી મોતીભાઈ અમીન આગળ મેં "હિન્દ સેવકસમાજ" પરત્વે કરેલાં મીઠાં ગુંજનની યાદ મને આવ્યા કરતી હતી.

ઉદ્ધવ નિકેતન<br>દ્વારકા: તા. ૧૬–૭–૪૯

કલ્યાણરાય ન. જોષી

# ગુરૂજીને (સ્વર્ગસ્થ ગોખલેજીને) અંજલિ

સ્વર્ગસ્થ નેકનામદાર શ્રીનિવાસ શાસ્ત્રીના લેખો અને ભાષણોમાંથી કેટલાકનો સંગ્રહ "My Master Gokhale" "મારા ગુરૂજી ગોખલે" એ નામથી સને ૧૯૪૬ માં મારા સહકારી કાર્યકર મદ્રાસના શ્રી ટી. એન. જગદીશને પ્રસિદ્ધ કર્યો, તેનું આ ગુજરાતી રૂપાંતર ભારત સેવક સમાજના સભ્ય શ્રી કરસનદાસ ચીતળીઆએ કરાવ્યું છે. આ ગુજરાતી પ્રકાશન માટે પ્રસ્તાવના મારેજ લખવી, એવા શ્રી ચીતળીઆના આગ્રહનું કારણ તો તેઓ જાણે, પણ તેમના આગ્રહને વશ થવાની મારી ફરજ સમજી મે તેમની વિનંતિ કબુલ કરી. તેનું કારણ એજ કે સ્વર્ગસ્થ ગોખલેને હું પણ મારા જીવનની શરૂઆતથી ગુરૂ તરીકે માનતો આવ્યો છું. પ્રસ્તાવના લખવામાં મારાં જુનાં અંગત સ્મરણો ફરી તાજાં થાય દેશના ઘડતરના ઈતિહાસનું પુનર્દર્શન થાય, અને જે મહાન વ્યક્તિને હું પૂજ્યભાવે ગુરૂ તરીકે માનતો આવ્યો છું તેમને અંજલિ આપવાની પણ તક મળે.

સ્વ. ગોખલેનાં પ્રથમ દર્શન મને સુરતમાં ૧૯૦૭ ની ઐતિહાસિક કોંગ્રેસ વખતે થયાં હતાં. તે વખતે હું કોલેજમાં જુનીયર બી. એ. માં ભણતો હતો. હિંસાવાદીઓ તરફ આદર અને આકર્ષણ હતાં. મારી કાઢયા સિવાય અંગ્રેજો હિન્દુસ્તાનમાંથી કોઈ કાળે જવાના નથી એવી હિંસાવાદીઓની માફક જ મારી પણ માન્યતા હતી. છતાં ગોખલે પ્રત્યેનું આકર્ષણ અને આદર તીવ્ર હતાં. તેથી ગોખલેજીને

તેમના પ્રત્યેનો આદર તાત્ત્વિક પાયા ઉપર સ્થિર થયો, અને ગાંધીજી ગોખલેને પોતાના ગુરૂ કેમ માનતા તે પણ હું સારી રીતે સમજી શક્યો.

સદ્‌ગત શાસ્ત્રીજી ગોખલેજીના સમર્થ અને અનન્ય શિષ્ય હતા. ગોખલે સાથે વર્ષો સુધી તેમણે દેશસેવાનું કાર્ય કર્યું હતું. એવા સમર્થ શાસ્ત્રીજીએ કરેલાં ભાષણો અને લખેલા લેખો ઉપરથી ગોખલેના જીવનનો સુંદર, સ્પષ્ટ અને આબેહૂબ ચિતાર આ ગ્રંથમાંથી મળે છે. આમાંની અક્ષરે અક્ષર હકીકત આધારભૂત અને પ્રત્યક્ષ અનુભવ વાળી છે, એ આ ગ્રંથનો વિશેષ છે. શાસ્ત્રીજી સ્વર્ગસ્થ ગોખલેના શિષ્ય હોવા છતાં અંધ અનુયાયી નહોતા. ભારત સેવક સમાજના તેમની સાથેના સ્વર્ગસ્થ શ્રી દેવધર, શ્રી ક્ષીડ, શ્રી કુંઝરૂ, શ્રી એન. એમ. જોશી વિગેરે સભ્યોને પોતાના ગુરૂભાઇ ગાંધીજી પ્રત્યે માન અને હમદર્દી હોવા છતાં કાર્ય પદ્ધતિની ભિન્નતાને કારણે ગાંધીજીને સભાસદ તરીકે ન લેવાનો તેમણે નિર્ણય કર્યો હતો. એ ઉપરથી જ શાસ્ત્રીજી અને એમના મંડળની સ્વતંત્ર બુદ્ધિ કેટલી જાગ્રત હતી તેનો ખ્યાલ આપણને આવી શકે. તેવા શાસ્ત્રીજીએ આપેલાં ભાષણો, કે લખેલાં લખાણો અંધભક્તની પૂજા કે વર્ણન ન જ હોઈ શકે, પણ એક સાચા દેશભક્ત, સમર્થ ચિંતક અને સ્વતંત્ર વિચારકને ગોખલેજી કેવા જણાયા તેનું જ વાસ્તવિક બ્યાન આપણને મળે છે.

ગોખલેજીએ જીવનના આદર્શ અને કાર્ય પ્રણાલિ પ્રત્યે જે માર્ગ પોતાના આમરણ વર્તનથી આપણને બતાવ્યો છે, તે સર્વકાળે લક્ષમાં રાખી આચરવામાંજ આપણા દેશનું કલ્યાણ છે એવો મારા જેવાને વિશ્વાસ છે. અને તેથી જે આંતરરાષ્ટ્રીય અને આંતરિક પરિસ્થિતિમાં આપણે છીએ તેમાં આપણે તે આદર્શ અને કાર્ય પ્રણાલિ નજર આગળ રાખી આચરણમાં મુકવાં જોઈએ. તે ધ્યેયો અને તેની પ્રાપ્તિના માર્ગો આ ગ્રંથ સારી રીતે બતાવે છે. જુની વાતોનું આ નવા જમાનામાં શું કામ છે? એ ખ્યાલથી ન ચાલતાં, સહુને માટે ઉપયોગી

એવાં જે અણમૂલાં તત્ત્વો અને માર્ગદર્શન તેમાં છે તે આ ગ્રંથના વાચનથી જોવાં જોઇએ.

ગોખલેજીએ જીવનનું ધ્યેય શું રાખ્યું હતું? તે આપણે તેમના આચરણથી સહેજે જોઇ શકીએ. ૧૮ વર્ષની ઉમરે ૧૮૮૪માં બી. એ ની પદવી પદવી પ્રાપ્ત કર્યા પછી સહેજે મળતી ઉંચી નોકરી, પ્રતિષ્ઠા અને પગારની પાછળ તેઓ ન ધસડાતાં દેશને માટે આજીવન ભેખ લેવાનો તેમણે નિશ્ચય કર્યો; સહુથી મહાન એવા કેળવણીના રચનાત્મક કાર્યમાં તેઓ જોડાયા; અને ત્યાંની મુદત પુરી કરી મૃત્યુઘડી સુધી તેમણે "સેવા, સેવા, મેવાનો" જપ કરી સેવા ધર્મજ આચર્યો. તેમનામાં અનેક ગુણો હતા, જેની આજે પ્રમાણમાં અછત જણાય છે. હમેશની નમ્રતા, વડીલો પ્રત્યેની માનવાળી વૃત્તિ, શિસ્તપાલન, સાદાઈ, મનની ઉદારતા, નિ:સ્વાર્થ ધ્યેય પાછળનો સતત ઉત્સાહ, દીર્ઘદૃષ્ટિ, વ્યવહારૂ શક્તિ, આધ્યત્મિક વૃત્તિ વિગેરે અનેક ગુણો તરી આવે આવે છે.

આપણા જાહેરજીવન માટેની આવશ્યકતાઓ વિશે તેમના કેટલાક વિચારો આ ગ્રંથમાં મળે છે, તે પૈકી મુદ્દાના આપણે જોઈએ તેઓ કહે છે - "જે ભાવનાથી ધર્મના કામ માથે ઉપાડવામાં આવે છે તેજ ભાવનાથી દેશની સેવા માટે પુરતા માણસોએ પોતાની જાતને કામે લગાડવા સારૂ બહાર પડવું જોઈએ." આજે તો આ હાકલની વધુ જરૂર છે.

જુવાનોને ઉદ્દેશીને કહે છે: "જીવનની બધી બીજી પ્રવૃત્તિઓ જતી કરો, અને પોતાના દેશની સેવાનું કામ ઉઠાવી લો જો આપણે બધા આપણા પોતાના અંગત કામમાંજ રચ્યા પચ્યા રહેતા હોઇએ, આપણા વ્યક્તિગત હિતનીજ માત્ર સંભાળ રાખતા હોઇએ, તો આપણા દેશનાં કામો પુરી ગતિએ નથી ચાલતાં એવી ફરિયાદ કરવાનો આપણને હક્ક રહેતો નથી."

શ્રી ગોખલેની અનેક આકાંક્ષાઓમાંથી એક સહુથી મોટી એ હતી

કે ભવિષ્યની ઉજ્જ્વલ કારકીર્દિની આશા આપનારા સંખ્યાબંધ યુવાનોને દેશમાંથી વીણી કાઢી તેમને જાહેર સેવાક્ષેત્રના સંન્યાસી થવા માટેની તાલીમ આપવી. આજે તો આ જરૂરીઆત, તે વખત કરતાં હજારગણી છે. સત્તા, માનપાન, અને પ્રતિષ્ઠાના મોજાં ઉપર લહેરવાની આકાંક્ષાના પ્રસરતા જુવાળના મુકાબલે આ આકાંક્ષા કેટલી સ્ફૂર્તિદાયક છે? આજના યુવાનોને તૈયાર કરવામાં જો ચૂકીએ તો ભવિષ્ય નર્યું અંધારમયજ રહેને?

જાહેર હિતના પ્રશ્નો અંગેનાં વ્યક્તિગત મંતવ્યો વિશે બોલતાં તે કહે છે કે:

"જ્યાં સમૂહગત કેન્દ્રિત પ્રયત્નની જરૂર હોય ત્યાં, માત્ર અંતઃકરણની શ્રદ્ધાના વિષયો બાજુપર મુકતાં, બીજા બધા વિષયમાં જેમને અનુસરવાની આશા માણસો પાસેથી રખાતી હોય તેવાઓના અભિપ્રાયને જનતાએ આધીન થવુંજ જોઇએ **આપણા જાહેર જીવનમાં શિસ્ત હોવી જોઇએ."** આગળ ચાલતાં તેઓ કહે છે કે: "અગ્રેસરોની ખોટનો અર્થ એટલોજ કે આપણા સાર્વજનિક જીવનમાં સહકારિત્વની ખોટ છે." આની સત્યતાનો અનુભવ આપણે કમનસીબે હાલ પણ કરી રહ્યા છીએ!

દેશની પ્રગતિ આપણે સાધી શકીએ તે માટે તેઓ કહે છે: **"સારા સ્વભાવના થાઓ, ભૂતકાળ સાથેની સાંકળ બળાત્કારથી ન તોડો,** અને ઉગ્ર ઉપાયોને અને અવિચારી સૂચનાઓને વખોડી કાઢો." કેટલા ડહાપણ ભર્યાં અને વ્યવહાર માર્ગદર્શક ઉદ્ગારો! તેઓ ચારિત્ર્ય ઉપર ભાર મુકે છે, અને પ્રજાના ઘડતરના પાયામાં ન્યાય અને પ્રેમભાવ હોવાં જોઇએ એવો આગ્રહ કરે છે.. અંદર અંદર ચર્ચા અને તોડજોડથી પ્રગતિ સાધી શકાય; નહીં કે હિંસા કે જોરજુલમથી. એ મુદ્દો સમજાવતાં એ કહે છે: "જગતના ઇતિહાસે તો બતાવી આપ્યું

છે કે હિંસા કે હત્યાનો આશરો લીધા વિના 'ગંભીરતાપૂર્વક સતત ચળવળ વારતે પુરો અવકાશ રહે છે." ચળવળની ગુપ્તતાને પણ તેઓ વખોડી કાઢતા. ગુપ્તતામાંથીજ શંકા જન્મે છે, એમ તેઓ સ્પષ્ટ કહે છે. સત્ય અને અહિંસાના પૂજારી મહાત્મા ગાંધીજી પોતાને ગોખલેના શિષ્ય કેમ માનતા તેનો મર્મ આ તેમની શીખથી સમજી શકાય છે.

"વિચારમાં મોકળાશ અને આચારમાં નરમાશ"—એ એમનો મુદ્રાલેખ હતો. તે નરમાશનો અર્થ એ હતો કે અશક્ય ગણાતા નેમ માટે કે બહુજ દૂર પડેલી ઉમેદો માટે ખોટાં ફાફાં મારવાની પરિસ્થિતિ ઉભી કરવીજ ન જોઇએ. પણ મેળ ખવડાવવાની ભાવનાથી અને ન્યાયી ભાવનાથી પ્રેરાઇને પોતાના પગ પાસે આવી પડેલું કામ ઉપાડી લઇને માણસે સ્વાભાવિક વિકાસના ક્રમસર, દરરોજ એકેક પગલું આગળ વધવા પ્રયત્ન કરવો જોઇએ.

" कर्मण्येऽवाधिकारस्ते । " એ ગીતાજીનું તત્ત્વજ્ઞાન ગોખલેએ પોતાના જીવનમાં ઉતાર્યું હતું. અને તેથી પોતાના પ્રયત્નમાં મળતા વિજયથી તેઓ જેમ મહાલતા નહીં, તેમ એ પ્રયત્નોનું પરિણામ ન આવે તો તેઓ નિરાશ પણ થતા નહોતા. તેઓએ એક કાગળમાં પોતાના ગોઠીઆઓને જણાવ્યું હતું કે: "આપણી નિષ્ફળતાઓથી પણ આપણે સેવાનાં કામ કરવાં જોઇએ. જે વધારે નસીબવાન હોય છે તે તેમના વિજયથી સેવા કરે છે" કેટલો સેવાભાવ, નિર્લોભતા, ત્યાગવૃત્તિ અને નમ્રતા! આઝાદ ભારતમાં તો આ ગુણોની ખૂબ આવશ્યકતા છે તેઓ હંમેશ સંપ અને સુલેહને ઇચ્છતા, અને વિજયની અકળિત ચાવી, અતિશયતામાં ન હોતાં, વચલી એટલે સમાધાનની નીતિમાં છે એમ માનતા.

પ્રજા તરફથી કાર્ય કરનારાઓએ હમેશ ધ્યાનમાં રાખવાની એક વાતનો અહીં નિર્દેશ કરવો ઘટે. ગોખલેજીની લડત તો પરદેશી સર-

કાર સાથે હતી. પરદેશીઓના હાથમાંથી સત્તા લેવાની નેમ હતી. તેમના સરકારી તંત્રની નેમ પ્રજાના હિતને વિરોધક હતી, છતાં પણ તેમણે કહ્યું હતું કે: "સરકારની પ્રતિષ્ઠા એ કિંમતી મીલકત ગણવી જોઈએ. તેથી હું તેને વાતવાતમાં અસ્થિર બનાવવા ખુશી નથી." તે વેળાએ તો આપણે સહુ સરકારની સામે થવામાં એક મત હતા, તો પણ દેશમાં કાયદો અને વ્યવસ્થા જળવાય, શાંતિ રહે, અરાજકતા ન થાય તે માટે તેઓ સરકારની પ્રતિષ્ઠા સાચવતા–તે ઉપર ઘા કરતા નહીં. હવે જ્યારે આપણે સ્વતંત્ર થયા છીએ, અનેક મતમતાંતરો છે, ત્યારે તો એ પ્રતિષ્ઠા વધુ કિંમતી મીલકત ગણવી જોઇએ. ગમે તે પક્ષ સરકાર રચે પણ કાયદો, સુવ્યવસ્થા અને શાંતિ ન હોય તો દેશની પાયમાલી સિવાય બીજું શું થાય ?

ગોખલે સત્યના પૂજારી હોવાથી પક્ષાપક્ષીમાં ખેંચાતા નહીં. ભિન્ન વિચારોવાળાને કે કોઇને પણ અન્યાય ન થાય તે સતત જોતા. અને પોતાની ભૂલોનો સ્વીકાર બહાદુરીથી અને ખુલ્લા હૃદયે કરતા, અને તેથી જ તેઓ પોતાની આસપાસ કાર્યકરોનું જૂથ મેળવી શક્યા.

ગોખલેના જીવનકાર્યનું સંપૂર્ણ મૂલ્યાંકન કરવું અશક્ય છે. પણ એ કાર્યના બે મુદ્દાઓ હંમેશ દૃષ્ટિ આગળ રાખવા જોઇએ. (૧) કેવળ રાજકીય બાબતોમાં કે રાજ્ય બંધારણમાં સુધારો થાય એટલું બસ નથી, પણ સમાજની સર્વાંગી નવરચના થવી જોઇએ, અને તેથી ભારત સેવક સમાજના ઉદ્દેશો એમણે બહુ બહોળા રાખ્યા હતા. "રાજકાજની તાલીમ માટે અને ચળવળ માટેના કામ સારૂ માણસોને કેળવવા", એ પ્રથમ ઉદ્દેશ હતો, તેને વિસ્તૃત કરી, "હિન્દુસ્તાનની સેવા કરવા માટે રાષ્ટ્રીય સેવકોને તાલીમ આપવી" એવો કર્યો; અને આપણે જાણીએ છીએ કે એ વિશાળ દૃષ્ટિથીજ રાજકીય, સામાજિક, આર્થિક વિગેરે ક્ષેત્રોમાં કામ કરતા શ્રી શાસ્ત્રીજી, દેવધર, ઠક્કરબાપા, એન. એમ જોશી, કુંઝરૂ જેવા અનેક સેવકોનો સંઘ એમણે ભેગો

કર્યો હતો; અને દરેકનો સ્વભાવ અને કામ અંગેનાં વલણો જુદાં જુદાં હોવા છતાં એક સંસ્થાના છત્ર નીચે એક અવિભક્ત અને સંગઠિત રીતે દેશની સર્વાંગી સેવાનું કામ ચાલ્યું હતું.

(૨) બીજી અતિશય મહત્ત્વની, છતાં જે પ્રત્યે ગોખલે પહેલાં કે પછી આપણા આગેવાનોએ સંગઠિત પ્રયત્ન કર્યો નથી એવો પ્રયત્ન ગોખલેએ સફળ રીતે કરી આપણી આગળ એક પાઠ મુકયો છે, કે કોઈ પણ કાર્ય સમૂહ રીતે કરવું હોય તો, એકલદોકલ આગેવાન, સ્ફુર્તિ આપી વખતો વખત કાર્યકરોને કામ માટે ખેંચી શકે; પણ તેથી, નથી રહેતું કામનું સાતત્ય કે નથી રહેતી પરંપરા એ દૃષ્ટિએ ભારત સેવક સમાજને એક અનેરૂં સ્થાન છે. લોક માન્ય ટિળક કે મહાત્મા ગાંધી પાસે સમર્થ કાર્યકરો ઠીક સંખ્યામાં આવ્યા; પણ આગેવાન પ્રત્યેની નિષ્ઠા સિવાય એ દરેકને અરસપરસ સાંકળનારૂં કોઈ પ્રેરકબળ નહોતું. અરસપરસ સહિષ્ણુતા, સહકાર વિગેરેનો વિકાસ ન થયો તેથી વ્યક્તિગત દરેક ઉંચો, પણ પરસ્પરીએ તેવું સંગઠિત અને એકરૂપ મંડળ નથી બન્યું. ભારત સેવક 'સમાજમાં પોતપોતાની લાયકાત મુજબ સભાસદોની કિંમત ભલે અંકાય; પરંતુ આપણે બધા એકજ શરીરના અવયવો છીએ, આપણો સમૂહ છે એ સર્વો. દયની ભાવનાથી તેઓએ પોતાનું કામ ચલાવ્યું છે. તેથી તેમનામાં ઘર્ષણના પ્રસંગો ન આવતાં સંસ્થા એક દીલી, એક સંપથી ટકી રહી છે. દરેકના ઉદ્દેશનું મૂલ્યાંકન એકજ હોવાથી, દેવધર જેવા કેવળ સામાજિક કાર્યકર, ઠક્કર બાપા જેવા કેવળ દીનબંધુ કાર્યકર, એન. એમ. જોશી જેવા મજૂર કીસાન કાર્યકર વિગેરેનો સમાવેશ સંસ્થામાં થઈ શકે છે, અને સંસ્થા અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચલાવી શકે છે.

ભારત સેવક સમાજનું સ્વરૂપ આશ્રમી છે. હિન્દુસ્તાનની સેવા અને તે સેવા માટે રાષ્ટ્રીય સેવકો બનાવવા એ તેનો ઉદ્દેશ છે. અને તેથી તેવા સેવકો માટે આવનાર વ્યક્તિની બહુજ આકરી, કસોટી.

કરવામાં આવે છે. એ આખી પ્રતિજ્ઞા આ ગ્રંથના પાના ૧૦૭ અને ૧૦૮ ઉપર પાદટીપ તરીકે આપેલી છે તે દરેક દેશ હિતેચ્છુએ દરરોજ એકવાર વાંચી પોતાના વર્તનમાં ઉતારવાની કોશીશ સદાય કાળ માટે કરવાની જરૂર છે. એની બધીજ કલમો મહત્ત્વની છે. છતાં પણ તેમાંની થોડીક તો અહીં ખાસ ધ્યાન ખેંચવા ઉતારવા જેવી છે:—

(ક) મારા વિચારમાં દેશ હંમેશા પહેલું સ્થાન રોકશે, અને મારામાં જે કાંઇ ઉત્તમ હશે તે તેની સેવામાં હું અર્પણ કરીશ.

(ખ) દેશની સેવા કરવામાં હું કોઇપણ જાતનો અંગત લાભ મેળવવા કોશીશ કરીશ નહીં.

(ગ) હુ બધા હિન્દીજનોને બાંધવ તરીકે ગણીશ. બધાની પ્રગતિ માટે ધર્મ કે જાતિનો ભેદ રાખ્યા વગર હું કાર્ય કરીશ.

(ચ) હું પવિત્ર અંગત જીવન ગાળીશ.

(છ) કોઇ પણ જાતના કોઇ પણ સાથેના કજીયા ટંટામાં હું પડીશ નહીં

આ પ્રકારની વૃત્તિવાળું સેવક મંડળ દેશને મળે તો આપણે જગતમાં ટોચે પહોંચીએ. હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે આવા સેવકો થવાની પ્રેરણા આ ગ્રંથના વાચનમાંથી આપણને સહુને મળે.

શાસ્ત્રીજીની વાણીથી અને કલમથી ઉતરેલું ગોખલેજીના સત્ય અને વાસ્તવિક સ્વરૂપનું દર્શન ભાઇ ચીતળીઆએ ગુજરાતી વાચકોને કરાવ્યું છે તેને માટે ગુજરાતી વાચકવર્ગ તેમનો હંમેશને માટે ઋણી રહેશે.

સેવાકુટીર, એલીસબ્રીજ
અમદાવાદ, તા. ૧૯–૧–૫૨ — ગણેશ વાસુદેવ માવલંકર

# અનુક્રમ



શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે ૧૯૧૪

## ' મારા ગુરુજી ગોખલે '

### વિષય પહેલો

#### ઑનરેબલ જી. કે. ગોખલે સી. આઇ. ઇ.[1]

#### (૧૯૦૫)

[જે ઉમ્મરે બીજા જાહેર કાર્યકર્તાઓ પ્રતિષ્ઠાની સીડીને પહેલે પગથીએ પગ મૂકતાં મુજતા હોય છે તે ઉમ્મરે શ્રી ગોખલે પ્રતિષ્ઠાની સીડીને છેક ઉપલે પગથીએ ચડી ચુકયા છે.] કાર્યોના જથ્થાનો વિચાર કરીએ, માણસોની જીભે ચડીને મેળવેલી પરિચિતતાનો વિચાર કરીએ, અને માણસોની સ્મૃતિએ ચડેલા બનાવોના સાહચર્યના બાહુલ્યનો વિચાર કરીએ તો હિન્દુસ્તાનના દેશભક્તોમાં દાદાભાઇ, રાનડે, મહેતા, બોનરજી, સુરેન્દ્રનાથ જેવાં નામો ગોખલેના નામથી આગળ આવે છે. દેશને અર્પણ કરેલી નગદ સેવાનો નિર્ણય સેવાના પ્રકાર ઉપરથી અને સેવાના વિસ્તાર ઉપરથી કરવામાં આવે તો શ્રી ગોખલે, એ બધા

---

૧ ઈ. સ. ૧૯૦૫મા હિન્દી મહાસભાની બેઠક બનારસમાં શ્રી ગોખલેના પ્રમુખપણા નીચે મળવાની હતી ત્યારે શ્રી જી. એ. નટેસન તરફથી આ રેખાચિત્ર પ્રકટ થયું હતું. આ રેખાચિત્ર લખાયું ત્યારે શ્રી શાસ્ત્રી, ગોખલેને માત્ર એકજ વાર મળ્યા હતા.

કર્તા ઉમ્મરમા નાના હતા તો પણ તે બધાની સરખામણીમા એમના ગુરુ (રાનડે) અને દાદાભાઈ નવરોજી સિવાય બીજા કોઈથી તે પાછા પડે તેમ નથી પરંતુ માણસને આત્મ ત્યાગ તરફ પ્રેરે અને તેમાં આનંદ માનતા શીખવે છે, તેવી ઉન્નત પ્રકારની દેશભક્તિને ખેળવા બેસીએ તો દાદાભાઈ સિવાય બીજું કયુ નામ ગોખલેના નામની સાથે મૂકી શકાય તેમ છે? [શ્રી ગોખલેએ પોતાના નાના સરખા જીવનમાં બે મહાન ત્યાગ કરી બતાવ્યા છે, એક નાનકડો અને બીજો વડો નાનકડો ત્યાગ તેમણે ઓગણીસમે વરસે અમલમાં મૂકયો હતો. તે વખતે માત્ર પામર ગુજરાન માટે જેવું તેવું નજીવું વેતન લઈને તેમણે પોતાના ગરીબ દેશબંધુઓના શિક્ષણના કામ પાછળ પોતાની મહાન બુદ્ધિનો અને યૌવનના ઉલ્લાસનો ખંતભર્યો ઉપયોગ કર્યો હતો. શિક્ષણના ક્ષેત્રમા વીસ વરસની અવિશ્રાંત મહેનત પછી પોતાના દેશના રાજદ્વારી જીવનમાં પ્રાણનો સંચાર કરવાની દૃષ્ટિથી તેમણે જોખમવાળું અને ભવિષ્યની આશાથી ભરપૂર પોતાનું સમગ્ર જીવન સમર્પણ કર્યું એ એમનો બીજો મહાન ત્યાગ ગણાય] હિન્દુ સમાજમા ત્યાગ અને સંન્યાસ વાસ્તે વિશિષ્ટ આકર્ષણ રહેલું હોય છે, અને હિન્દુ સમાજના ઇતિહાસના બધા યુગમાં એ ત્યાગનાં અને સંન્યાસના ઉજ્જવળ દર્શનો મળી આવે છે આપણે જે વિશાળ કાળમા જીવન જીવી રહ્યા છીએ તે કાળને અનુરુપ થઈને શ્રી ગોખલેએ આ શબ્દોમા (ત્યાગ અને સંન્યાસ) નૂતન અર્થસૂચકતા ઉમેરી છે અસલી સમયના ત્યાગી પુરુષ જ્યારે પોતાની જાતને પણ હોમી દેતા હતા ત્યારે તેમની દૃષ્ટિ સ્વર્ગના સુખ ઉપર ચોંટી રહેતી હતી અને સંન્યાસી દુનિયાનો ત્યાગ કરતા તો પણ ઘણીવાર તો માત્ર પોતાના એકલાના મોક્ષ માટે યત્નશીલ રહેતા ગોખલેના ત્યાગમાંથી–સંન્યાસમાંથી–પોતાપણાના–સ્વાર્થના–બધા વિચારો કોરે મૂકી દેવાયા છે એમણે ઊભી કરેલી યજ્ઞવેદી પર આપણામાંના ઘણા હોમાઈ જાય તો કેવું સારું?

આપણે ત્યાં એમના જેવા રાજદ્વારી સંન્યાસીઓ ઘણા વધારે હોય તો કેવું સારું! દેશભક્તની પ્રાર્થનાનો નીચોડ એ ઇચ્છામાં સમાઇ જાય છે.

શીઘ્ર સમજવાળા, તીવ્ર લાગણીવાળા, સાચા દીલના, આત્મસંયમી, અતૂટ ચીવટવાળા અને આત્મગૌરવને વરેલા શ્રી ગોખલે મહારાષ્ટ્રના ઉત્તમ બ્રાહ્મણનો નમૂનો રજુ કરે છે. મોટે ખર્ચે પોસાય તેવી ટેવોના અને મોટા ખર્ચે સંતોષી શકાય એવી અભિરુચિના જૂલમમાંથી સાદાઇવાળી અને કેટલેક અંશે કષ્ટવાળી, રહેણીની ટેવ પડાવનાર તેમના કુટુંબની ગરીબાઇએ તેમને બચાવી લીધા હતા. એ ખર્ચાળ અભિરુચિ આ દિવસોમાં કહેવાતા સુખી માણસોને ત્યાં પાપરૂપે ઘર ઘાલી બેસે છે; અને ઘણીવાર એવા સુધરેલા વ્યક્તિત્વની ભાવના જગાડે છે કે દબાયેલી દુઃખી જનતા પ્રત્યે જીવંત સહાનુભૂતિ દર્શાવવાનો મેળ તેને કદિ બેસતો નથી. તેમજ કોઈ ઉન્નત આદર્શ માટે જોઈતા સાધુતાના આત્મસંયમને તે ટકવા દેતી નથી. શ્રી ગોખલેનું એ સદ્‌ભાગ્ય હતું કે તેમના જીવનની શરૂઆતમાં જ તે જાહેર હિતની ઉંડી ભાવનાથી ભરેલા અને કેળવણી માટે આત્મત્યાગવાળી ધગશથી નીતરતા વાતાવરણમાં મૂકાયા હતા. આ રીતે ત્યાગના આશ્રમની દીક્ષા લીધા પછી અર્વાચીન ઋષિ તરીકે ઓળખાતા, અને જાહેર હિતના કામ માટે દીર્ઘ અને સતત સ્વાતમાર્પણનું જીવન ગાળનાર મહાપુરુષના પ્રભાવ નીચે શ્રી ગોખલે આવ્યા. આવો યોગ્ય શિષ્ય મેળવનાર ભાગ્યશાળી ગુરુનો જોટો જડે તેમ નથી. એ શિષ્યને મળેલા શિક્ષણને તેણે શોભાવ્યું હતું—દીપાવ્યું હતું. ગુરુજીએ તો પોતાના કામઢા જીવનમાંથી બચેલા સમયનો અને પ્રખર બુદ્ધિબળનો ન વપરાયેલ ભાગનો ઉપયોગ હિન્દુસ્તાનના જાહેર જીવનના પ્રશ્નોના અભ્યાસ પાછળ અને ઉકેલ પાછળ કર્યો હતો; પણ શિષ્યે તો પોતાની અખંડ અને અવિભક્ત જાતને દેશની સેવામાં અર્પણ કરી હતી. તેમનું આ પગલું અતિઉત્સાહી ઉભળકાના આવેશનું પરિણામ નહોતું,

વિચારપૂર્વક કરેલી અને દૃઢતાથી પોતાની બનાવી મૂકેલી જીવન ભા પાગ્ની એ પસંદગી હતી એટલું જ નહિ એ સિદ્ધાંતનો પ્રચાર યુવાનોને અપાતા સદ્‌બોધમા એઓ કરી ગ્યા છે તેમણે સત્યનુ દર્શન કર્યું છે અને તેથી તેમણે તે સત્યની જાહેરાત કરવી જ જોઈએ, તેમણે એ માર્ગનો આનંદ અનુભવ્યો છે અને તેથી તેજ આનંદનું વિતરણ તેમણે કરવુ જ જોઈએ.

સફળતાની એક અગત્યની સરત એ છે કે જે ભાવનાથી ધર્મનાં કામ માથે ઉપાડવામા આવે છે તેજ ભાવનાથી આ હેતુ વાસ્તે આપણા દેશના પુરતા માણસોએ પોતાની જાતને કામે લગાડવા બહાર પડવુ જોઈએ. સાર્વજનિક હિતના કાર્ય કરનારાના જીવનમા ધર્મ-ભાવના જામવી જોઈએ. (સાર્વજનિક જીવન આધ્યાત્મિક જીવન બનવુ જોઈએ ) દેશ-પ્રેમથી હૃદય એટલુ બધુ ભરાઈ જવુ જોઈએ કે બાજી બધી બાબતો એને પડખે તદ્દન નજીવી અને નિર્માલ્ય થઈ પડે. માતૃભૂમિને વાસ્તે ભોગ આપવાના મગતા દરેક પ્રસંગે ખુશ રહે એવી ઉત્કટ દેશભક્તિ, ખુશીમત કે ભયને કારણે પોતાના ધ્યેયમાથી જરા પણ ન ડગે એવુ નિર્ભય અંતઃકરણ—કશાથી શિથિલ ન થાય તેવી ઈશ્વરની સહેતુક યોજનામાં ઉંડી શ્રદ્ધા—આટલાથી સજ્જ થઈ, કાર્યકરનારાએ પોતાના કાર્યનો આરંભ કરવો જોઈએ. પોતાના દેશની સેવામાં પોતાની જાતને ધમી નાંખવામા જે આનંદ મળે છે તે શોધવા માટે ભક્ત તરીકે પ્રયત્ન કરવો જોઈએ

× × × ×

હુ માનુ છુ કે હવે એવો સમય આવી પહોંચ્યો છે કે આપણા અનેક યુવકોએ—અને હુ ખાસ યુવાનો સાથેજ વાત કરી રહ્યો છુ—" બધી બીજી પ્રવૃત્તિ જતી કરવી જોઈએ. અને પોતાના દેશની કામ ઉપાડી લેવું જોઈએ આપણી સમગ્ર શક્તિ પૂરેપૂરું કામ

એટલું બધું મોટું છે કે તે આપણને હાકલ કરે છે અને આટલું માગી લે છે. જો આપણે બધા આપણા પોતાના અંગત કામમાંજ રચ્યા પચ્યા રહેતા હોઈ, આપણા વ્યક્તિગત હિતનીજ માત્ર સંભાળ રાખતા હોઈએ, અને દેશને પોતાનું ફોડી લેવાનું કહી દેતા હોઇએ તો આપણા દેશનાં કામો આજે જે ગતિએ ચાલે છે તેના કરતાં વધારે ઝડપે ન ચાલે તો તેની ફરીઆદ કરવાનો આપણને હક રહેતો નથી. હું ફરીથી હાકલ કરૂં છું કે—આપણા દેશના હિત ખાતર આવાં સેવાનાં કામો હાથ ધરનારા યુવાનોની સંખ્યા દિન પર દિન વધતી જાય એ જોવાનો સમય આવી પહોંચ્યો છે.

× × × ×

હાલના સંયોગોમાં જે આવશ્યક છે તે માત્ર સામાન્ય ભક્તિ નહિ પણ માતૃભૂમિ માટે ઉચ્ચ પ્રતિનો પ્રેમ. આ પ્રેમની જ્યોત માણસની જાતનાં સર્વ અંગોને બાળીને ખાખ કરી નાંખે છે અને દેશને માટે આપેલી બધી આહૂતિને નિર્મળ આનંદનું સ્વરૂપ આપે છે. જો આપણામાંથી ઠીક ઠીક માણસો આવા પ્રેમથી વિશેષ પ્રાણવાન બને અને આપણા દેશને ખોળે પોતાનું આખું જીવન અર્પણ કરવા બહાર પડે તો પછી પૃથ્વી ઉપરની કોઇ પણ સત્તા આપણી પ્રગતિ અટકાવી શકે નહિ. ખરેખર, ત્યારેજ આપણે વિજયના સૂક્ષ્મ સ્વરૂપનું ઝાંખું દર્શન મેળવી શકશું, અને એક વખત જો એ ઝાંખું દર્શન આપણે લઇ શકયા તો તેના ઉપરથી આપણી દૃષ્ટિ કોઈ કાળે આપણે ખસવા દેશું નહિ. ત્યારે આપણા મનની શંકા–કુશંકાઓ અને ખોટી ભ્રમણાઓ આપોઆપ વિલીન થઇ જશે, બધી સંકુચિતતા અને હલકાઇ અદશ્ય થશે, અને જે ધ્યેયને સિદ્ધ કરવા આપણે ધાર્યું છે, જેનાં રાત્રે આપણને સ્વપ્ના આવવા જોઇએ, અને જેના વિષે દિવસે આપણે વિચાર ગુંજન કરવું જોઇએ—તે ધ્યેયને પહોંચવા સારૂ હિન્દુસ્તાન ભલે ધીરે ધીરે પણ મક્કમતાથી આગળને આગળ કુચ કરશે.

શ્રી ગોખલેને ઘણી મહાન આકાંક્ષાઓ હતી. તેમાંની એક આકાંક્ષા એ હતી કે જેમ તેના ગુરુજીએ તેમને પોતાને તાલીમ આપી તૈયાર કર્યા હતા તેમ દેશમાંથી ભવિષ્યની ઉજ્જ્વલ કારકીર્દીની આશા આપનારા સંખ્યાબંધ યુવાનોને વીણી કાઢવા અને તેમને રાજદ્વારી ક્ષેત્રના સંન્યાસી થવા માટેની તાલીમ આપવી. હિન્દુસ્તાનના સેવકોનું મંડળ ઊભું કરવાના પ્રયાસમાં તે ઇચ્છી રહ્યા હતા, એટલી ફતેહ તેમને મળી નહોતી.[2] પણ શ્રી ગોખલે નાઉમેદ થયા નથી. હિન્દુસ્તાનની સમાજની પરિસ્થિતિના દૃઢ ખ્યાલને લીધે અને મનુષ્યસ્વભાવના બારિક જ્ઞાનને લીધે જનતા પાસેથી વધારે પડતી આશા રાખવાની ભૂલ તે કરતા જ નહિ. તેમના ગુરુજી રાનડે જેવા, સર ફીરોજશાહ મહેતા જેવા, ખરું કહીએ તો બધા પ્રવૃત્તિશીલ અને દીર્ઘદૃષ્ટિવાળા રાજદ્વારી પુરુષોના જેવા જ તે અડગ આશાવાદી હતા. નબળા અને મંદ સ્વભાવનાં માણસો હોય છે તેજ નિરાશાના ભોગ બને છે. સંજોગો અને પરિસ્થિતિ ઉપર પોતાની સત્તા ચલાવી શકવાનું ભાન ધરાવતો સાચી શક્તિવાળો માણસ પોતાની જાતની પ્રકૃતિમાં કદિ આશા ગુમાવતો નથી એટલું જ નહિ, પણ તે આશાની પ્રેરણા બીજાઓમાં જગાડી શકે છે. મુંબઈના ગવર્નર લોર્ડ સેન્ડહર્સ્ટને અને તેના સૈનિકોને શ્રી ગોખલેએ લખી આપેલું માફીપત્ર પ્રકટ થયું તે પછી નિંદાનાં વચનોએ અને ગંદાં લખાણોએ જે[3]તોફાન મચાવ્યું હતું તેમાં શ્રી ગોખલેને ટકાવી રાખનાર કોઈ બળ હોય તો તે સત્યનો અંતીમ વિજય હોવાની શ્રદ્ધા અને પોતાની જાતમાં પૂર્ણ શ્રદ્ધા સિવાય બીજું કયું બળ હોઈ શકે ? બધી શક્તિને ભોગે આત્-

---

૨ ઈ. સ. ૧૯૦૫ માં શ્રી ગોખલે સહિત માત્ર ચાર જ સભ્યો હિન્દ સેવક સમાજમાં દાખલ થયા હતા. શ્રી શાસ્ત્રી આ તારીખ સુધી સભ્ય બન્યા નહોતા. જુઓ: S. L S. A Retrospect.

૩ "માફી પત્ર આપ્યાનો પ્રસંગ" જુઓ વિષય અનુક્રમે.

ટેલા ખંતીલા ઉદ્યોગની ચીવટને લીધે શ્રી ગોખલે ગુમાવેલું પદ ફરીથી અર કરી શકયા એટલું જ નહિ, પરંતુ તરતજ એટલી બધી નવી જ્તો અને સિદ્ધિ મેળવી શકયા કે હવે તો ઘણા લોકો એ બાબત પોતે અગાઉ કરેલી ટીકાની કડવાશ માટે પશ્ચાત્તાપ કરે છે અને તે કમનશીબ પ્રસંગને આજે કોઇ યાદ કરતું હોય તો તે શ્રી ગોખલેની ભૂલને કારણે નહિ પણ સમાજના[૪] ઉતાવળીઆ મતવાળા નિર્ણયને કારણે જ. સમાજ સેવાનાં કામ નિષ્ફળ હોવાની ટીકાનો જવાબ આપતાં શ્રી રાનડે એક વખત બોલ્યા હતા કે—સંસાર સુધારાનું કામ પોકળ છે એમ નથી. પણ આપણા માણસોની શ્રદ્ધા છીછરી છે—રાજદ્વારી ક્ષેત્રની ચળવળથી ઇતિહાસમાં કદિપણ રાજદ્વારી મુક્તિ સાંપડી નથી. એવી ટીકા કરનારાને જવાબ આપતાં શ્રી ગોખલેએ આ જોરદાર શબ્દો ઉચ્ચાર્યાં હતા.[૫]

" કદાચ એમ હોય કે જગતનો ઇતિહાસ એવો દાખલો પૂરો પાડતો નથી કે—જેમા તાજે રહેલી ગુલામ પ્રજા ચળવળથી ઉંચે ચડી હોય. જો એમ જ હોય તો જગતને એવો દાખલો પહેલી જ વાર આપણે પૂરો પાડશું. જગતનો ઇતિહાસ કંઇ પૂરો થયો નથી; હજુ અનેક પ્રકરણો તેમાં ઉમેરાવાના છે. તેથી ઇતિહાસમાંથી જે બોધ કેટલાંક માણસો તારવવા બહાર પડ્યા છે તે બોધથી આપણે નાહિંમત થવું ન જોઇએ .."

ઈંગ્લાંડમાં એમણે જે સંગ્રામ મચાવ્યો હતો તેમાંથી એ આપણી પાસે આશાનો સંદેશો લાવે છે. નવીન લીબરલ પ્રધાન મંડળની કારકીર્દી દરમ્યાન રાજદ્વારી સ્વતંત્રતાનો નવો હપ્તો, કદાચ નાણાની બાબતમાં પ્રજાકીય સત્તા આપનારો કોઇ સુધારો મેળવવાની વાટ જોવાનું આપણને કહેવામાં આવ્યું છે. શ્રી મોરલે હિન્દી પ્રધાનની

---

૪ "ગોખલે સાથેનો પહેલો મેળાપ" જુઓ, વિષય પાંચમો.

૫ ઇ. સ. ૧૯૦૧ ના ૨૫ મી જુલાઇના રોજ મદ્રાસમા આપેલાં ભાષણમા—જુઓ.

પદવીએ આવ્યાથી આખું હિન્દુસ્તાન ઉંચે ડોળે સારા સુધારાની વાટ જોઈ રહ્યું છે. રાજદ્વારી હવામાનનો નકશો શ્રી ગોખલેએ વાયુશાસ્ત્રી તરીકે જે રીતે વાંચી સમજાવ્યો છે તે યથાર્થ બનશે? અથવા શ્રી ગોખલે આશાવાદી હોવાથી પોતાને ગમતી હકીકત જે તે બાબતમાં જોતા તો ન હોય? મહાત્માજીની આવતી બેઠક પછી તે ઈંગ્લાંડ જઈ પોતાની લડત ચાલુ કરી દેવા માગે છે, અને જો ખરેખર તેમને તેમના કામમાં ફતેહ ન મળે તો પણ વિજય મેળવવાને તે ખચીત પાત્ર ઠરી ચૂક્યા હશે. શ્રી ગોખલે પોતે કહેતા આવ્યા છે તેમ–કદિ આશાવંત ન થવું તેના કરતાં આશા સેવ્યા પછી નિષ્ફળતા મેળવવી એ વધારે સારી વાત છે.

શ્રી ગોખલેના ચારિત્ર્યનું ધ્યાન ખેંચે તેવું એક લક્ષણ એમની હંમેશની નમ્રતા છે. શ્રી ગોખલે ધારાસભાના દીવાનખાનામાં ભાષણ આપતા હોય કે જાહેર સભાના મંચ ઉપરથી બોલતા હોય, કાયદા ઘડનારાને ભાષણ આપતા હોય કે વિદ્યાર્થી મંડળને સમ્બોધતા હોય, કોઈ સિદ્ધાંતોનું વિવેચન કરતા હોય, કે કોઈ ગૂઢ પ્રશ્નને સમજાવતા હોય કે કોઈ સંઘને ઉત્તેજિત કરતા હોય; ગમે તે પ્રકારનું એમનું ભાષણ હોય છતાં તેમના વ્યાખ્યાનમાં એક પ્રકારનો વિનયનો રણકાર ઓતપ્રોત થયો હોય છે. એ વિનયના રણકારથી તેમનાં ભાષણનો કોઈ મુદ્દો ચલિત થતો નથી, તેમજ તેમના અભિપ્રાયનું બળ જરા પણ ઉડી જતું નથી; પણ તેથી શ્રોતાઓપર અસર પાડવાના ગુણમાં ઘણો વધારો થાય છે. તે જાતે કદિ પણ ડહાપણની મોટાઈનું અભિમાન લેતા નથી, તેમજ બીજાના અજ્ઞાનને હસી કાઢતા નથી. વાદવિવાદના પ્રસંગે પોતાના વિરોધીઓ પ્રત્યે આદર બતાવવાનું તે કદિ વિસરતા નથી. રાજદ્વારી કાર્યક્ષેત્રમાં વડિલોના હાથ નીચે રહીને કાર્ય કરનાર તરીકે તે પોતાને ઓળખાવે છે. જો કે હાલમાં આપણા ...ર કાર્યકરોમાંના એક તરીકે તે જાણીતા થયા છે તો પણ

દાદાભાઈનું, ખોનરજીનું અને મહેતાનું નામ તે બહુ માનપૂર્વક ઉચ્ચારે છે. જ્યારે શ્રી ગોખલેએ જાહેર જીવનમાં પહેલીવાર પગ મૂક્યો ત્યારે જે તેજના અંબારથી અને માનથી તે એમના તરફ જોતા હતા, તેજ ભાવથી આજે પણ તે એમના પ્રત્યે જોઈ રહ્યા છે શ્રી રાનડેના હાથ નીચે શિષ્ય તરીકેની લાંબી તાલીમને લીધે કોઈ મહાન પુરુષની છાયા હમેશાં શોધતા રહેવામાં જાણે તે ટેવાઇ ગયા કેમ ન હોય ? કોઇ કોમળ વેલને જાડા થડની આસપાસ વીંટાવાની ટેવ પડી હોય છે તેમ. મારે તમારી શી પડી છે? એવી મનોવૃત્તિવાળા નાની વયનાં અને ઓછાં ડહાપણવાળાં કેટલાંક માણસોનાં સ્વભાવ ચિત્રો સામે શ્રી ગોખલેની વડિલો પ્રત્યેની માનવાળી વૃત્તિ મૂકીએ તો તે બે વચ્ચે મોટો વિરોધ દેખાઈ આવે છે. "લંડન ઈંડીઅન સોસાઇટી"ના ખાણા વખતે તેમણે કહ્યું હતું કે "શ્રી દાદાભાઈ નવરોજી અને શ્રી શ્રી ખોનરજી જેવા આપણા પક્ષના પ્રખર નેતાની હાજરીમાં લંબાણ-પૂર્વક ભાષણ કરતાં હું સ્વાભાવિક રીતે ખચકાઉં છું—" આમ બોલ-વામાં વયોવૃદ્ધને શિષ્ટાચાર પ્રમાણે માત્ર શાબ્દિક માન આપવાની તેમની ઇચ્છા નહોતી. પણ પોતે નિશાળની પાટલી ઉપર બેસી ભણતા હોય ત્યારે જેમણે અનેક વિજય મેળવ્યા હોય તેવા વડિલોની સમક્ષ કોઇપણ યુવાનને જે સ્વાભાવિક અને સાચો ક્ષોભ જાગે તેવો ક્ષોભ જાગવાથી શ્રી ગોખલે આ વાકય બોલ્યા હતા. તેમનો આત્મા કોઇ ઉદાત્ત આત્મા તરફ ઉમળકાભેર નમે છે. જે આત્મા ઉદાત્ત હોય તે આમ કરી શકશે. જે અખંડ-જીગરની પ્રશસાવૃત્તિથી અને પ્રેમવૃત્તિથી શ્રી ગોખલે. રાનડેની અને નવરોજીની મોટાઇનું ચિંતન કરે છે તે પ્રશંસાવૃત્તિ અને પ્રેમવૃત્તિનું પાલન એ કેટલેક અંશે સાચી ઉદાત્ત કેળવણીનું અંગ હોય છે. શ્રી રાનડે[૬] માટે તેમણે કહ્યું હતું કે—

---

૬ ૨૪ મી જુલાઈ ૧૯૦૪ ને દિવસે મયલાપુરમાં-રાનડે પુસ્તકાલય અને સાઉથ ઇન્ડીઅન એસોસીએશનના મકાનનો પાયો નાંખવાની ક્રિયા વખતના ભાષણમાંથી.

"વખતો વખત જુદા જુદા દેશમાં અને જુદે જુદે પ્રસંગે આપણી નબળી અને ભૂલો કરતી જનતાનાં પગલાને દોરનાર પ્રકાશની ગરજ સારતા હોય એવા માણસોમાંના તે એક હતા" દાદાભાઈની તેમની પ્રશસ્તિમાં પણ એજ વિચાર રજુ થયો છે[૭] "જુદાજુદા યુગને જરૂરીઆત પ્રમાણે આપણી નબળી અને ભૂલો કરતી જનતાના પગલાને દોરવણી આપે એવા પ્રકાશની ગરજ સારે એવા મહાન પુરુષોની ભેટ, પ્રેમાળ અને સર્વાંગ-ચતુર વિધાતા આપે છે"

મહાપુરુષોમાં આવા પ્રકારની શ્રદ્ધા શ્રી ગોખલેને ઉત્તમ રાજદ્વારી અનુયાયી બનાવી શકે છે તે સ્વીકારે છે કે આગેવાનો પ્રત્યે દર્શાવવું જોઈતુ શિસ્તપૂર્વકનું આજ્ઞાનુસરણ એ કોઈપણ રાજદ્વારી સંસ્થાના વિજયની એક આવશ્યક શરત છે તે પોતે વફાદાર અનુસરણનો દાખલો પોતાની જાતના વર્તનથી બેસાડે છે ગયે વર્ષે મદ્રાસમાં વ્યાખ્યાન આપતાં તે બોલ્યા હતા કે—'આપણને દોરવા માટે આ દેશમાં એક જેવને વળગી રહેનારા ઘણા આગેવાનો નથી. એ વાત સાચી છે પણ આપણે સાવ આગેવાન વિનાના નથી સર ફીરોજ-શાહ મહેતા, એ આપણા એવો એક મહાપુરુષ છે સાચા દીનના અને દેશભક્ત, ઉચ્ચ શક્તિ ધરાવનાર, અને દેશને દોરવણી આપવા માટે દરેક રીતે લાયકાત ધરાવનાર પણ આવા માણસોને આપણા દેશનાં ભણેલા સંસ્કારી માણસોના મોટાભાગનો વધારે પ્રમાણમાં નિશ્ચિત થઇ ચૂકેલો ટેકો મળવો જોઈએ. પોતા માટે પોતેજ વિચાર કરે એ માણસની સારી ટેવ ગણાય, પણ જ્યાં સમૂહગત કેન્દ્રિત પ્રયત્નની જરૂર હોય છે, ત્યાં માત્ર અંતઃકરણની શ્રદ્ધાના વિષયો બાજુ પર મૂકતા, બીજા બધા વિષયમાં જેમને અનુસરવાની આશા માણસો

---

૭ ઇ. સ ૧૯૦૫ ના સપ્ટેમ્બર માસમાં મુંબઇમાં શ્રી દાદાભાઇની ૮૧ મી વર્ષગાંઠ ના રોજ આપેલા વ્યાખ્યાનમાં

પાસેથી રખાતી હોય તેવાઓના અભિપ્રાયને જનતાએ આધીન થવું જ જોઇએ. આપણા જાહેર જીવનમાં શિસ્ત હોવી જ જોઇએ."

પણ આપણા આખા હિન્દુસ્તાનમાં બીજો સર ફીરોઝશાહ મહેતા છે? શ્રી ગોખલે તે પ્રશ્નનો સીધો ઉત્તર આપતા નથી. પણ કોઇ પણ માણસ અટકળ કરી શકે કે આ પ્રશ્નનો તેમનો ઉત્તર નકારાત્મકજ હોય. અગ્રેસરોની ખોટનો અર્થ એટલોજ કે આપણા સાર્વજનિક જીવનમાં સહકારીત્વના ખોટ છે, અને હિન્દુસ્તાનની દશા અને જાપાનની દશા વચ્ચે જે મહાન તફાવતો રહ્યા છે તેનું કારણ.શ્રી ગોખલેના મત પ્રમાણે, આ એક જ છે કે જાપાનમાં લોકો ખમચાયા વગર અને ઉલ્લાસ પૂર્વક આગેવાનોને અનુસરતા હતા. હિન્દમાં આજ્ઞાધારકપણાના પાઠ હજુ હવે આપણે શીખવાના છે. આપણે ત્યાં અનુયાયીઓ નથી માટે આગેવાન પાકયા નથી? કે આગેવાન નથી માટે અનુયાયીઓ જાગ્યા નથી? શ્રી ગોખલે આ પ્રશ્નના યુગલમાંથી પહેલો પ્રશ્ન વધારે વાસ્તાવિક હોય એમ ભાર મૂકે છે પણ સંભવિત સત્ય તો એ છે કે બંને પરિસ્થિતિ એકજ કારણમાંથી–જેમ કે વ્યવસ્થિત જાહેર જીવનનો અભાવ-ઉદ્દભવે છે. પ્રબળ રાષ્ટ્રીય ભાવના વિના કોઈ પણ જાતના જાહેર જીવનની શકયતા હોઇ શકેજ નહિ. જાપાને કદિ પણ પરદેશી ધોંસરીનો ભાર ઉપાડ્યો નથી, અને ત્યાંની પ્રજાએ દેશભક્તિ કદિ પણ ગુમાવી નહોતી. જે હિન્દુસ્તાનમાં યુગના યુગ વીત્યા પણ ત્યાંની પ્રજાએ રાજદ્વારી સ્વાતંત્ર્યનો અર્થ પણ જાણ્યો નથી. ત્યાં લોકોની સંસ્કારીતા જાગેલી સાચી રાષ્ટ્રીય ભાવના અને જોરદાર જાહેર જુસ્સો ધીરે ધીરે જ વધવો જોઇએ. હાલમાં તો શ્રી ગોખલે કહેતા આવ્યા છે તેમ જાહેર જીવન મૂર્છિત હૃદયવાળું અને આત્માવગરનું છે. તે તેના પ્રમાણિકતાની અને સત્યની જ્વલંત શ્રદ્ધા ઉપર ઊભું રહ્યું નથી, તેમજ તેણે આશાના ચળકતા તારાની દોરવણી મેળવી નથી. વાસ્તવિક રીતે આથી ઉલ્ટું હોવું જોઇએ. દેશનેતાઓને તેમજ તેમના અનુયા-

ધીઓને કહેવા જોગ એક સદેશો શ્રી ગોખલે પામે છે. જેમને ઇશ્વરે કાન આપ્યા હોય તે સાંભળે.

"તેની સાથે–જે જવાબદારી પોતાના ઉપર આવી પડે છે તેનો સવિશેષ સાક્ષાત્કાર દેશના આગેવાનોને થવો ઘટે છે; આ દેશમાં એક દિવસ એવો હતો રાજતંત્રતાવાળું જીવન નવા શીખાઉ માણસોના કાળક્ષેપ માટેનો વિષય ગણાતો; હવે તે દિવસો જતા રહ્યા છે. ભૂતકાળમાં આ ધંધો, અખતરા અજમાવનારનો અને શીખાઉ ઉમેદવારોનો હતો પણ હવે તો રાજદ્વારી ક્ષેત્રની લડત વધારે ને વધારે તીવ્ર બનતી જાય છે: અને જેમ માણસો પોતાના જીવન નિર્વાહનો ધંધો પસંદ કરી પોતાની બધી શક્તિ તેની પાછળ ખર્ચે છે, તેમજ માણસોએ જાહેર જીવનની ફરજો અને જવાબદારીઓ ઉઠાવવી જોઇએ. જે વર્ગમાંથી આપણી ધારાસભાના સભાસદો આવી મળ્યા છે તે વર્ગ પ્રત્યે જ આવાં કામ માટે નજર નાંખવાનો આપણો હક્ક છે. આ સભાસદોમાંનો દરેક જણ પોતાનું ધંધાનું કામ મૂકી દે અને આ રાજદ્વારી કામ ઉપાડી લે એવી હું આશા રાખતો જ નથી. પણ એટલું તો ખરું, કે દરેક પ્રાંતમાંથી આવા પ્રકારનાં ઓછામાં ઓછાં એક બે માણસો મેળવવાની આશા રાખવાનો આપણા દેશને હક્ક છે. જેની કંગાલિયત માટે આપણે વખતો વખત નિરાશ થઇએ છીએ તે જાહેર જીવન ઘડવાના કામમાં આવા માણસો પોતાનો વધારેમાં વધારે વખત અને શક્તિ અર્પણ કરતા રહે. આવા માણસો ધીરે ધીરે મુખ્ય કેન્દ્ર બની શકે. જેમની આસપાસ દેશના યુવકો સંગઠિત બને. તે પછી જ હાલના કરતાં જરા વધારે ઉચ્ચ પ્રકારના જાહેર જીવનનું ઘડતર શક્ય બનશે."

ખરેખર જે અનુયાયી નથી બની શકતો તે કદિ પણ અગ્રેસર થઇ શકે નહિ.

લોર્ડ કર્ઝનનો શ્રી ગોખલે માટે કેવો મત હતો તે સર હેન્રી કોટને આપણને કહ્યું તે પહેલા આપણે બધા જાણતા હતા કે કાઉન્સિલમાના પોતાના મુખ્ય વિરોધીની વિરલ લાયકાતથી વાઈસરોય કર્ઝન ચકિત થતા હોવા જ જોઇએ. સી. આઈ. ઇ. (Companion of the Indian Empire) નો ઈલ્કાબ શ્રી ગોખલેને વાઇસરોયે નવાજેશ કર્યો. હિન્દુસ્તાની લાયકાતની માનભરી કદર કર્યાના જે થોડા કામો વાઈસરોયે કર્યા છે તેમાનું આ એક ગણાય છે. આ નવાજેશ આખા દેશને ગમી હતી. લોર્ડ કર્ઝન પોતાની સર્વોત્તમ શક્તિ માટે ગર્વ સેવનારો ખેલાડી હતો, પણ શ્રી ગોખલે સાથે કાઉન્સિલમાં ઝપાઝપીમા ઉતરતી વેળા લોર્ડ કર્ઝનને એવા કડક આનંદનો સાક્ષાત્કાર થતો હતો કે જે યોદ્ધાઓ પોતાની સમશેરની ટક્કર ઝીલી શકે તેવા હરીફના અસ્તિત્વમાંથી મેળવી શકે છે વાઇસરોયની કાઉન્સિલમા ચાલતી તડાફડીમા જે વિશિષ્ટતા માટે શ્રી ગોખલે વખણાયા છે, તેને માટે વપરાયેલો શબ્દ (Ablest Indian) "સર્વોત્તમ શક્તિવાન હિન્દી"—પૂરેપૂરો અર્થદાયક ગણી શકાય નહિ. તેમની આ લાયકાત પોતાના દેશની ખરી જરૂરીઆત સમજીને તેને રજુ કરવાની આવડત પુરતી જ હોતી નથી, પણ હિન્દુસ્તાનના સર્વથી શ્રેષ્ટ અધિકારી આગળ લોકોની સ્થિતિ રજુ કરવાની અડગ હિંમત અને પૂર્ણ નિખાલસતામા એમની લાયકાત સમાયેલી છે તમે કેવળ નિરૂત્સાહ ઉપજાવે એવી લઘુમતીમાના છો, તમે જે બોલો છો તે કેવળ હવામા જ ઉડી જવાનુ છે, અને તમારા પોતાના મિત્રો પણ તમારા ભાષણ વખતે છાના છાના ધ્રુજતા હોય અને તમને છાની રીતે કપડાનો છેડો ખેંચી બેસાડી દેવા ઇચ્છતા હોય છે લોકોને થીજાવી દે તેવા આવી જાતના ભાવથી લગભગ દરેક પ્રસંગે અણગમતા અને કડવાં સત્ય ઉચ્ચારવામાં જે નૈતિક હિંમતની જરૂર હોય છે, તેની કદર સહાનુભૂતિ વગરના અને ઘુરકીઆ કરતા અમલદારોની સામે મેદાન જે નથી આવ્યા તે કોઈ કરી શકે તેમ નથી.

[ઇંગ્લાંડમાંના જાહેર વિવેચનને ધોરણે શ્રી ગોખલેની વિનિતતા અને નરમાશ માટે તેમની પ્રશંસા થાય. અને નેશનલ લિબરલ ક્લબના ખાણા વખતે એમજ બન્યું હતું. પરંતુ હિન્દુસ્તાનમાં ભાષાની ચોખવટ, લોકો ન દેવાયેલા હોય તેવી હકીકતની સીધાઈ, અને લોકપક્ષની પૂરેપૂરી વકીલાત—એ કાયદા ઘડનારી સભાના કોઈપણ સભ્ય માટે જોખમ ભરેલાં લક્ષણો ગણાય છે. એમ મનાય છે કે તમારા સમયમાં થોડો ઘણો વિજય મેળવવો હોય તો તે એ છે કે બીજાઓને માઠું લાગે કે બીજાઓ રોષે ભરાય તેવો માર્ગ તમારે જતો કરવો, મોટાં મહત્ત્વનાં કામો પ્રત્યે આંખમીચામણાં કરવાં, અને નાની નાની નજીવી બાબતો ઉપર જેટલા કડક થવાય તેટલા કડક અને તીખા થવું, અને સામાન્ય રીતે જે લોકો મહેરબાની અને કૃપાની માગણીઓ કરનારા હોય તેને માર્ગે જવું. પણ જે નાગરિકોના સંપૂર્ણ હકની અને તેમને અપાયેલાં વચન પળાવવાની માગણી કર્યા કરતા હોય તેને માર્ગે ન જવું. રાજદ્વારી વિચારોને આ ધોરણે સ્વીકારનાર એક મંડળ છે; તેમાં અસંખ્ય સભ્યો છે; અને તેમાં એવા પણ સભ્યો હશે કે જે જાહેર રીતે એ મંડળના સભ્ય હોવાનું સ્વીકારતા ન પણ હોય. આવા મંડળના સભ્યોને શ્રી ગોખલે વિનિતતાનો ગુણ ધરાવતા ન જણાયા હોય એ ચોખ્ખું છે. તેઓ કદાચ એમ કહે કે શ્રી ગોખલેની વિનિતતા કેવળ વિશેષણોની પસંદગીમાં જ સમાયેલી છે; અથવા તેની ટીકાના અવાજમાં જ સમાયેલી છે. અગર તો વ્યક્તિ પ્રત્યેનાં વર્તનમાં જ તે હોય છે. પણ જે બધી બાબતમાં જાહેર ટીકાના નીચોડનો સમાવેશ થતો હોય છે તેમાં તે પોતાની ભાષામાં જરા પણ છૂટછાટ મૂકતા નથી. કડક ટીકા કરવામાં તે જરા પણ અટકતા નથી; અને તે એવી અસર ઉપજાવી શકે છે કે તે કર્તવ્યના કડક ભાનને લીધે બોલે છે, અને બીજા પ્રત્યે અસભ્ય થવાની ઇચ્છાથી કે બીજાને હલકા પાડવાનાં આનંદ લેવાની ઇચ્છાથી તે બોલતા

નથી. સર એડમોન્ડ એલિમ્ન્ટ[૮] જાપાનનો દાખલો ટાંકી જણાવ્યું હતું કે તે દેશે પોતાના લશ્કરી બળ પાછળ મોટું ખર્ચ કર્યું હતું અને તેથી તે દેશ મહાન બન્યો હતો. આ દલીલનો શ્રી ગોખલેએ કેવો જડબાતોડ ઉત્તર આપ્યો હતો તે જુઓ.

"માનનીય સભ્યે આગળ ચાલી જાપાનનો દાખલો ટાંકયો અને પૂછયું કે જો મારા માનનીય મિત્ર-શ્રીરામનાથ[૯] અને મારા મતના રાજકારભારીઓ જાપાનની ભવિષ્યની દોરવણી કરતા હોત તો દેશની આજે શી દશા થઇ હોત. જાપાનનો દાખલો ટાંકવો એ તદ્દન ડહાપણભરેલું છે એમ હું ધારતો નથી. કારણ કે જાપાનના ભવિષ્યને રચનાર તેના પોતાના જ પુત્રો છે. પોતાની પ્રજાની નૈતિક અને સામ્પત્તિક પ્રગતિની વૃદ્ધિ પોતાના અધિકારના દરેક માર્ગ દ્વારા કરી પોતાના દેશનો વિશેષ યશ સાધવો એ જ એમનો વિચાર અને અભિલાષા હોય છે. આ દેશના રાજ્યબંધારણની બધી શાખા માટે જાપાનને આદર્શ તરીકે સ્વીકારવા માનનીય સભ્ય તૈયાર છે? જો એ સભ્ય તૈયાર હોય તો કેળવણીના પ્રશ્ન બાબતમાં, ઔદ્યોગિક વિકાસના પ્રશ્નમાં, લશ્કરી-નોકરીના અને નૌકા સૈન્યની-નોકરીના પ્રશ્નમાં, અને જવાબદારી ભરેલી ઉંચી પદવી ઉપરની નીમણુંક કરવાના પ્રશ્નમાં જેમ જાપાનીઝ સરકાર પોતાની પ્રજા તરફ વર્તે છે તેવું જ વર્તન હિન્દના લોકો તરફ બતાવતા એ માનનીય સભ્ય પોતાની સાથે કામ કરનારા અમલદારોને ભારપૂર્વક દોરતા રહે; અને હું મારા તરફથી-(હું નાનો માણસ છું તો પણ) જવાબદારી ઉપાડવા તૈયાર છુ કે હિન્દુસ્તાનનો એક પણ જાહેર કાર્ય કરનારો આ માનનીય સભ્ય જે લશ્કરી ખર્ચ કરવાની જરૂર જુએ છે તે ખર્ચ સામે એક આંગળી પણ ઉંચી નહિ કરે"

આ દેશના લોકો તરફ અતુલ ઉદારતા બતાવાતી હોવાના હિંદી સરકારના નફટ દંભી દાવાને ખોટો પાડવા-પોતાની જાત મહેનતથી તૈયાર કરેલા આંકડાઓ, કોષ્ટકો અને હકીકતોના સમર્થન

---

૮ લશ્કરી મેમ્બર.

૯ ઓનરેબલ શ્રી રામબહાદુર.

આપવામાં આવ્યા છે. વ્યાખ્યાન કેટલું અસરકારક હતું તે દષ્ટિથી નહિ, પણ તેમના વિવેચનની ઉચ્ચ કક્ષા તથા તેનો નિર્ભયતાનો રણકો બતાવવાની દષ્ટિથી એ ઉતારા રજુ કરવામાં આવે છે.

" પશ્ચિમની અર્વાચીન સંસ્કૃતિની અનેક શોધો અને ઓજારો હિન્દુસ્તાનમાં દાખલ કર્યા બદલ ઇંગ્લાંડને મોટો યશ ઘટે છે, પણ આ સુધારા તો કોઇ અંતીમ હેતુના સાધન તરીકે જ દાખલ થએલા માનવાના છે—નહિ કે અંતીમ હેતુ તરીકે આ સિદ્ધિઓ એવી છે કે તેથી અંગ્રેજ લોકોને સંતોષ થવાનું ન્યાયી ભાન થઇ શકતું નથી અંગ્રેજો સો વરસ થયા હિન્દુસ્તાનમા છે આ મુદત ખરેખર, હિન્દુસ્તાનને તાબાના બીજ દેશોની હરોળમા મૂકી દેવા માટે પુરતી લાબી ગણાય. માત્ર છેલ્લા ચાલીસ વરસ પહેલા જ જાપાન પશ્ચિમની અસર નીચે આવ્યુ હતુ. પણ જાપાનને ( પ્રગતિ સાધવાના કામમા ) સરકારનો પૂરેપૂરો વજનદાર ટેકો મળ્યો હતો, ત્યારે હિન્દુસ્તાનમા સરકારનુ બધુ વજન તેની સામેના પક્ષમા નાખવામા આવ્યુ હતુ તેથી કરીને લોકોને જણાતુ કે હિન્દુસ્તાને સાધેલી પ્રગતિ ઘણી ઠચકા ખાતી, ઘણી ધીમી, અને ઘણી નિરાશાજનક હતી. ઉદાહરણ તરીકે શિક્ષણની બાબત લઇએ તો હિન્દુસ્તાનના દરેક પાચ ગામડામાથી ચાર ગામડા નિશાળ વગરના હજુ પણ છે, અને આઠ બાળકોમાથી સાત બાળકો અજ્ઞાનમા અને અંધકારમા અને તેમાથી જન્મ પામતી નૈતિક દરિદ્રતામા ઉછરી રહ્યા છે તેનો ખુલાસો એ છે કે આ દેશના નાણાની વ્યવસ્થા હિન્દુસ્તાનના લોકોના હિતની દષ્ટિએ થતી નથી, પણ બીજાના હિતની દષ્ટિએ થાય છે ગુપ્ત રીતે કામ કરનારા આડતીઆ, ગુપ્તમા ગુપ્ત નિવેદનો, વ્યક્તિઓની પાછળ છૂપા ચાર ગોઠવી દેવાની રીત,—એ સરકારની કામ કરવાની રીત દર્શાવતી પ્રવૃત્તિ છે અને રાજકારભારમા કોઈપણ જગ્યાએ પોતાના અધિકારનો અમલ કરવાની સવડ લોકોને અપાઈ હોય એવી કોઇ યોજનાજ નથી. પ્રજાના જીવન પર અસર કરે એવી બધી કામગીરી છાની રીતે અમલદારોજ નક્કી કરતા હતા . . હિન્દુસ્તાનની વસ્તીના એવા છ થી સાત કરોડ માણસ હશે કે ભૂખ્યા પેટની પૂરેપૂરી તૃપ્તિ કેવી થતી હશે તે જાણવાનો વારો તેમને વરસમા એક દિવસે પણ આવતો નહિ હોય ઇંગ્લાંડના વર્તમાનપત્રોએ અડસટ્ટો કાઢેલો હતો કે છેલ્લા દશ વરસ દરમ્યાન બે કરોડ માણસ ભૂખમરથી મરી ગયા હતા. આ તો માણસના અટકાવી શકાય એવા દુ:ખનો સાર રજુ કરતો

અકસ્ટો હતો કેટલો કમકમી ઉપજાવનારો ! અને તેણે પુછયું હતું કે જ્યારે આવું ભયંકર શોકગ્રસ્ત નાટક હિન્દમા ભજવાતું હોય ત્યારે ઇગ્લાંડના લોકો હિન્દુસ્તાન તરફ બેદરકાર રહેવાનું કેમ ચાલુ રાખી શકે ? છેલ્લા વીસ વરસમા હિન્દુસ્તાનમા મરણના આંકડાનો દર નિયમિત રીતે વધતો જાય છે. જો આ વીસ વરસની મુદતને પાંચ પાંચ વરસના ચાર ભાગમા વહેંચી નાખીએ તો તેમને જણાશે કે પહેલા હપ્તામા મરણના આંકડાનો દર એક હજારની વસ્તીએ ૨૪ ચોવીસનો આવે છે, અને ઈંગ્લાંડમા ૧૦૦૦ની વસ્તી પર ૨૦ ની મરણ સંખ્યા આવે છે. બીજા ગાળામા હિન્દનુ મરણ પ્રમાણ ૧૦૦૦ ઉપર ૨૮ નું આવે છે. અને ઈંગ્લાંડમા આ આંકડો ૧૮ નો આવે છે. ત્રીજા ગાળામા હિન્દના મરણની સંખ્યાનો આંકડો ૧૦૦૦ ઉપર ૩૦ જેટલો વધેલો છે, અને ઈંગ્લાંડમા એ આંકડો ૧૭ સુધી નીચો ઉતર્યો છે, અને ચોથા ગાળામા હિન્દના મરણનો દર ૩૪ સુધી પહોચ્યો હતો, અને ઈંગ્લાંડના મરણનો આંકડો ૧૬ સુધી નીચો ઉતર્યો હતો આજે પણ તે ત્યા સ્થિર થયો છે અને હિન્દુસ્તાનમા તો આજે તે આંકડો ૩૪ સુધી પહોચ્યો છે આ આંકડાનો સાર એ છે કે વીસ વરસ પહેલા હિન્દુસ્તાનમા જેટલા માણસો મરતા હતા તેના કરતા આજે ૩૦૦૦૦૦૦ ત્રીસલાખ વધારે માણસો મરે છે. આ તો બીવડાવનારી કથા થઇ. જો ઈંગ્લાંડના લોકો હિન્દુસ્તાનના લોકો પ્રત્યેની ફરજ અદા કરવા ઈચ્છતા હોય તો તેમણે હવે જરાપણ વધારે સમય બેદરકાર રહેવું ન જોઈએ કારણકે સરકારની નીતિમા તેઓ એકલા જ ( ઈંગ્લાંડના લોકો ) ફેરફાર આણી શકશે .. .... ...

જ્યારે લોર્ડ કર્ઝન બોલ્યા હતા કે પ્રજા પ્રજા વચ્ચેની સમાનતા માટે જાત અને ઓલાદ, પણ એક લાયકાત હોવી જોઇએ, ત્યારે તેમણે રાષ્ટ્રીય પ્રતિષ્ઠાને દૂષિત કરવાનો યત્ન કર્યો હતો. લોર્ડ રિપનની રાજનીતિની અસર નીચે જેમણે કેળવણી પ્રાપ્ત કરી હતી તેવા મારા જેવા માણસો—પોતાના ઇંગ્લાંડ પ્રત્યેના વિશ્વાસને વળગી રહ્યા હતા પણ બીજી પેઢીઓ હવે ઉછરતી આવે છે તેઓ તો ઈંગ્લાંડને પ્રત્યાઘાતી વિચારવાળી પ્રજા તરીકે ઓળખે છે, અને છેલ્લે છેલ્લે તો તેઓ જૂલમી સરકાર તરીકે પણ ઈંગ્લાંડને ઓળખતા થયા છે. આવા લોકોના માનસ ઈંગ્લાંડ અને હિન્દુસ્તાન વચ્ચેના સંબંધ નભાવી રાખવામા પ્રત્યક્ષ ભયરૂપ બની ગયા છે...... .... .."

કકડે કકડે મહેરબાની અને સુધારા માગવાની નીતિવાળા નરમ પ્રકારના રાજદ્વારી પુરુષો, ગોખલે તરફથી રજુ થયેલી આ પ્રકારની

અને ખોટો ભ્રમ ઊભો કરનારા નિવેદનની તેમણે ઝાટકણી કાઢી તેનો દોષ ખુલ્લો કર્યો હતો. ઈ સ. ૧૯૦૨ માં મીઠાના કરના ઘટાડાની દરખાસ્ત અને આયપત વેરો લઇ શકાય એવી નાનામાં નાની રકમનો આંકડો ઉંચે લઇ જવાની દરખાસ્ત તેમણે રજુ કરી હતી અને તે દરખાસ્તનો સ્વીકાર ૧૯૦૩ માં થયો હતો. ૧૯૦૪ માં તેમણે મીઠાના કરમાં વિશેષ ઘટાડાની માગણી કરી હતી. તે નિષ્ફળ નીવડી હતી. પણ આ વરસે તે માગણી મજુર રાખવામાં આવી હતી હવે, આ કથા તેઓ પોતે તેમના પોતાના શબ્દોમાં તમને કહે તો ઠીક પડશે.

"મણ દીઠ મીઠાના કરમાં આઠ આનાનો ઘટાડો થયો છે તે બીનાને હુ અંતઃકરણથી સત્કારૂ છુ માનવંત સભ્ય વ્યાજબી રીતે કહેવાનો દાવો ધરાવે છે, તેમ મીઠાનો કર ગયા પાંચ સૈકામાં કદિ ન ઉતર્યો હોય એટલો નીચો ઉતર્યો છે આ ગરીબની વહાર કરનારો સુધારો પેશ કરવામાં ગયા વરસે મે આ શબ્દો ઉચ્ચાર્યા હતા.

ગયે વરસે મીઠાના કરમાં આઠ આનાનો ઘટાડો થયો હતો અને આ મહેરબાની લેવાયેલુ પગલુ આખા દેશમાં ઉંડી કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારવામાં આવ્યુ હતુ જરા પણ હરકત ઊભી કર્યા વગર એ ઘટાડો હજુ પણ જરા આગળ લઇ જઈ શકાય. હિંદુસ્તાનમાં મીઠાના કરનો પ્રશ્ન એ મુખ્યત્વે રીતે ગરીબ જનતાનો પ્રશ્ન છે કારણ કે જો મીઠુ સોંઘુ હોય તો શ્રીમંત લોકોનો નાનો વર્ગ નહિ. પણ ગરીબનો મોટા વર્ગ વધારે મીઠાનો ઉપયોગ કરે જો મીઠુ મોંઘુ હોય તો તે ગરીબ લોક ઓછુ મીઠુ વાપરશે વધતા જતા વપરાશ ઉપર ધીમે ધીમે ઘટતા જતા દરવાળો કર કરાવી વૃદ્ધિ પામતી મહેસુલ ઊભી કરવાની નીતિ આર્થિક રીતે પણ વધારેમાં વધારે નફાકારક જણાય છે તે વખતના નાણાંખાતાના પ્રધાન સર એડવર્ડ લૉ મારી અરજનો એટલો જ જવાબ આપી શકયા હતા કે તીજોરીને બારણે ઊભા રહી હમેશાં 'આપો, આપો'ના ઉચ્ચાર ચાલુ રાખનારા ટોળા પૈકીનો હુ (ગોખલો) એક હતો. તેથી મને હરખ થાય છે, કે એક વરસના પણ ઓછા સમયમાં મારી પ્રમાણે કરમાં ઘટાડો કરવાનો માર્ગ સરકારે શોધી કાઢેલો છે મને પૂરેપૂરો ભરોસો છે કે મીઠાના વપરાશમાં ઝડપી વધારો આવી જશે અને એ રીતે સરકારની તીજોરીમાં જે ખાડો પડેલો હો, તેની તરત ભરપાઈ થશે એ

રીતે સરકારે સ્વીકારેલો માર્ગ ડહાપણ ભરેલો છે એવુ પુરવાર થશે બે વરસ પહેલા જ્યારે મીઠાનો વેરો મણ દીઠ અઢી રૂપીઆ હતો તે ઘટાડી બે રૂપીઆ કરવામા આવ્યો ત્યારે કેટલાકને શકા રહેતી હતી કે આ કરના ઘટાડાનો લાભ ગરીબ વર્ગ સુધી કદાચ ન પહોચે, કારણ કે એ વેપારમા વચનો નફો કરનારા ઘણા નાના દલાલો હોય છે તે વખતે આપણામાના ઘણાને લાગ્યુ કે આ શકા રાખવાનુ કઈ કારણ નહોતુ અને મને જાણીને આનદ થાય છે કે મીઠાના વપરાશમા ધ્યાન ખેચે એવો વધારો થવાથી એ નાના નાના વચલા માણસોને આમ દ રીતે ખમેડી નાખવ મા આવ્યા છે હજુ પણ મીઠાના વધારાના વપરાશ માટે મોટો અવકાશ છે બ્રહ્મદેશની પરિસ્થિતિ પરથી પુરવાર થઇ શકે છે બ્રહ્મદેશમા મીઠા ઉપર એક મણ દીઠ એક રૂપીઆનો કર છે, ત્યા માણસ દીઠ મીઠાનો સરેરાશ વપરાશ ૧૭ શેરની છે, અને હિન્દુસ્તાનમા છેલ્લા બે વરસથી મણ દીઠ રૂ. ૨–૦–૦ નો કર છે અને તે પહેલા રૂ. ૨–૮–૦ કર હતો ત્યા માણસ દીઠ સરેરાશ મીઠાની વપરાશ ૧૦ શેરની આવે છે હાલના ઘટાડાના દરનો વિચાર કરીએ તો પણ મીઠાની બેસત કીમત ઉપરનો ભાર લગભગ સેકડે ૧૬૦૦ ટકા જેટલો હોય છે કારણકે એક મણ મીઠુ ઉત્પન્ન કરવામા મણ દીઠ દોઢ આનો ખર્ચ આવે છે તેથી સમજાશે કે આ પ્રાથમિક જરૂરીઆતની ચીજ ઉપર હાલનો કર પણ બહુ ભારે છે પ્રોફેસર ફોસેટ ૧૪ એક વખત બોલ્યા હતા કે જેમ શ્વાસોચ્છવાસમા લેવાતી હવા અને આપણને જોઇતુ પીવાનુ પાણી જેમ કુદરતથી દામ ખર્ચ્યા વગર મળે છે તેમ મીઠુ પણ દામ ખર્ચ્યા વગર મળવુ જોઈએ હુ ખરા જીગરથી આશા રાખુ છુ કે સરકારે આપેલી આ રાહતમા વધારો કરવાની બીજી તક સરકાર ઝડપી લેશે કારણ કે જેમ મી ાના

---

૧૪ હેન્રિફોસેટનો જીવન કાળ ઈ સ ૧૮૩૩ થી ૧૮૮૪ સુધીનો હતો તે રાજનીતિજ્ઞ અને અર્થશાસ્ત્રી હતા ગ્લેડસ્ટનના પ્રધાનમ ડળના બીજા હપ્તા વખતે ઈ સ ૧૮૮૦ મા તે પોસ્ટ માસ્તર જનરલ હતા એક વખતે બ દુક ફોડવાના અકસ્માત પ્રસગે તેમણે પોતાની આખો ગુમાવી હતી તે વખતે તેમની ઉમ્મર ૨૫ વરસની હતી પણ ફોસેટ તે પછીના જીવન કાળમા બહાદુરીથી ટકી રહ્યા હતા ઈ સ ૧૮૭૧–૭૩ ૭૪ મા હિ દી નાણા વ્યવસ્થની સમિતિમા તે નીમાયા હતા, જનતામા એમને સૌ હિન્દવાસ્તેના સભ્ય" તરીકે ઓળખતા હતા.

કરનો દર નીચો તેમ સરકારના હાથમાં નાણાંની કીમતી અનામતમાં વધારો સમજવો; અને હવે એ બાબતની નો શંકા રહી જ નથી કે આ રીતે અપાયેલી સીધી રાહતનો લાભ જનતાના ગરીબમાં ગરીબ માણસોને મળે છે."

ઉક્ત મહાસભાની મુંબઇની બેઠકમાં હિંદુસ્તાનના બચત મહેસુલ વિષે ઠરાવ મૂકયો હતો ત્યારે તેમણે માગણી કરી કરી હતી કે બહુજ આવશ્યક જણાતા સાર્વજનિક આરોગ્યને લગતા સુધારા યોજવા સારૂ અને દેશના આંતરિક વ્યવહારનાં સાધનોમાં સુધારા યોજવા માટે આ બચત રહેતી મહેસુલ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને, સ્થાનિક પંચાયતોને અને મ્યુનિસિપાલિટીઓને મદદ રૂપે આપવી જોઇએ. કારણ કે એ સંસ્થાઓના ઉત્પન્નનાં સાધનો દુકાળને લીધે અને દરવરસના મરકીના હલ્લાને લીધે ઘણાંજ નબળાં પડી ગયાં હોય છે. આ માગણીના થોડા ભાગના ઉત્તરમાં હિંદી સરકારે જીલ્લા બોર્ડોને ૫૬¾ લાખ રૂપીઆની વાર્ષિક મદદ આપી હતી. શ્રી ગોખલે કહે છે કે હિંદી સરકારની નાણાકીય સદ્ધર સ્થિતિમાં સ્થાનિક સંસ્થાઓનો હિસ્સો હોવાનો દાવો આ રીતે મુક્ત રીતે સ્વીકારાયો; અને આ સંસ્થાઓ ઉપર જે વિવિધ ફરજો નાંખવામાં આવી છે તેને પહોંચી વળવા સરકારી મદદ વગર આ ખાતાંનાં ઉત્પન્નનાં સાધનો તદ્દન અપૂરતાં થઇ પડે એ હકીકતનો પણ સ્વીકાર થયો. શ્રી ગોખલેના બીજા એક વિજયની વાત કરવાની છે, તે એમણે આ વરસે બજેટ ઉપર કરેલાં ભાષણમાં સ્પષ્ટ રીતે મૂકી બતાવી છે.

"ખર્ચના અડસટ્ટા પદ્ધતિસર નીચા રાખવાની પ્રથાના યુગનો માનનીય સભ્યે અંત આણ્યો છે એથી પણ હું આનંદ પામું છું. આ કાઉન્સિલમાં અનેકવાર મેં એ પ્રથા સામે વિરોધ ઉઠાવ્યો છે. કારણ કે કરમાંથી વળતર મેળવવાની જે કંઇ તક કરભરનારને મળી શકવા સંભવ હોય તેની વિરૂદ્ધમાં આ પ્રથા અન્યાયી રીતે અસર કરે છે. ઉદાહરણ તરીકે ગયે વરસે મેં કહ્યું હતું (ઇ. સ. ૧૮૯૫-૧૮૯૬) તોફાની અને તંગ વાતાવરણવાળાં બાર વરસોમાં ઉપજનો અડસટ્ટો નીચો રાખવાની અને ખર્ચનો અડસટ્ટો

ઉચ્ચો રાખવાની સલામત યોજના (જો કે વધારે પડતા ચેતતા રહેવાની) પ્રમાણે કામ કર્યા જવાની જરૂર નાણા પ્રધાનને કદાચ જરૂરની હતી; પણ હવે જો કે એ તોફાની અને તંગ વાતાવરણની મુસીબતો ચાલી ગઇ છે તો પણ એકવાર સ્થપાઇ ગયેલી પ્રણાલિકા હજુ પણ ઊભી રહી છે. આ વચનોને લીધે જ સર એડવર્ડ લૉ તરફથી મારા પ્રત્યે તીખો ઠપકો આવ્યો હતો મેં ઉઠાવેલા વાંધાના વ્યાજબીપણાનો સ્વીકાર તત્ત્વતઃ માનનીય સભ્યે કર્યો છે અને તે પણ લગભગ મે વાપરેલા શબ્દોમાં જ કર્યો છે, તે જોઇ મને મારા હક્કપૂર્વક થઇ શકે તેટલો સંતોષ થયો છે."

શ્રી ગોખલેના વક્તૃત્વની છટા માટે અહિં થોડા શબ્દોમાં કંઇક કહી શકાય. જેમ શ્રી સુરેન્દ્રનાથ છે તેમ એ વક્તા નથી. જ્યાં એમનાં નિવેદનો અસર કરી જતાં હોય તેવા પ્રસંગને બાદ કરીએ તો તે કદિ પણ લાગણીઓને–ઊર્મિઓને જગાડવાનો પોકાર ઉઠાવતા નથી. તેમની ભાષા ઉચિત અને અર્થપ્રચૂર હોય છે. અને લોકો દલીલોમાં કે વાદ વિવાદમાં જે ભાષા વાપરે છે તે તેવીજ ઝીણવટથી, સ્પષ્ટતાથી, અને સચોટ રીતે દલીલો કરે છે, પણ તે પોતાના શ્રોતાઓને મજાકમાં ઘસડી જતા નથી, ક્રોધના આવેશમાં લાવી મૂકતા નથી કે અનુકમ્પાથી નીતરતા કરતા નથી. જરા પણ અસ્પષ્ટતાના રંગ વગરની તેમની બોલવાની રીત ઉતાવળી હોય છે. તે કોઇ શબ્દની શોધ માટે થંભતા નથી, પણ એકવાર પણ અચકાયા વિના, કે પાછા ફર્યા વિના તે સીધા સટ બોલ્યાજ જાય છે–જાણે કે તેમણે પોતાનું બધુ ભાષણ મોઢે કર્યું કેમ ન હોય? તેમનું વિધાન સુસ્પષ્ટ હોય છે. પણ જેમ બીજા સફળ વક્તાઓ કરે છે તેમ તે કામના શબ્દો પર વધારે બોલતા નથી કે તેના પર વધારે ભાર મૂકતા નથી.// જેમ સુરેન્દ્રનાથના ભાષણોમા વક્રોકિત ઘણીવાર હોય છે તેમ એમના ભાષણમાં વક્રોક્તિનું નામ નિશાન હોતું નથી; અને જેમ મી. (સર) મહેતાના ભાષણોમા હાસ્ય–વિનોદ અને હળવી ચપાટો સર્વવ્યાપી બની હોય છે તેમ તેમનામાં

નથી હાસ્યવિનોદ કે નથી હળવી લપડાકો. હળવી મજાક કે હાસ્યમાં[૧૫] રસ લેવાની વૃત્તિ શ્રી ગોખલેએ પોતાના સંન્યાસીપણાના જોસમાં-માનસિક બંધારણમાંથી-સિદ્ધાંતપૂર્વક કાઢી નાંખી છે એમ કોઈને શંકા રહે છે. પણ વકતૃત્વ કળાની ખૂબી હસ્તગત કરવામાં, અને બોલવાની ગંભીર કળા કેળવવામાં શ્રી ગોખલે તેમના મહાન આદર્શ તરીકે મનાયેલા રાનડે અને દાદાભાઈને મળતા આવતા હતા. તલસ્પર્શી છગરપણું, અને વિસ્તૃત જ્ઞાનઃ એ બે લાયકાતથી બધી ખામીઓ પૂરાઈ જતી હતી; અને શ્રોતાઓ નિશ્ચયપૂર્વક દૃઢતાથી તેમને સાંભળવા તૈયાર રહેતા-ભલે તે કદાચ એમની પાછળ ઘેલાતુર ન બને.

તેમણે હિન્દુસ્તાન માટે પોતાની સામે રાજકીય ઉન્નતિનો કયો આદર્શ રાખ્યો છે? **બ્રિટિશની છત્રછાયા નીચે ઇંગ્લિશ સંસ્થાનોની ઢબવાળું સ્વરાજ.** હિન્દુસ્તાનના ભલા માટે અકલ્પિત ઈશ્વરી યોજનામાં નિર્મિત થયેલો બ્રિટિશ સાથેનો સંબંધ તે રાજી ખુશીથી સ્વીકારે છે. એ નેમ વાસ્તે, એ દિશાએ જવા માટે, ચળવળની બધી બંધારણવાળી પદ્ધતિથી હિન્દીજનો પ્રયત્નો કરે એવું એ ઇચ્છતા હતા.

લોર્ડ કર્ઝનના પ્રલાઘાતી અને દબાણવાળા રાજ્યે શ્રી ગોખલેના ચિત્તને અનિર્વચનીય શોકનું ઘર બનાવી દીધું છે. એ એમ માને છે કે પ્રમાણિકતા અને ન્યાય એ બ્રિટિશ રાજ્યનાં જે લક્ષણો છે તેને અસ્તવ્યસ્ત કરી નાંખવામાં આવેલ છે; અને દેશના સાર્વજનિક જીવન માટે વિનાશ નોતરનાર અસંતોષ અને ઈતરાજીના ઢગલા ઊભા કરવામાં આવ્યા છે. રાજ્યની ઉંચી પદવીવાળી નોકરી માટે-તેમની ઓલાદને કારણે, હિન્દીજનોને નાલાયક ગણવાનો હિન્દી સરકારનો

૧૫ શ્રી ગોખલે સાથે અંગત ઓળખાણ થયા પછી શ્રી શાસ્ત્રીને જણાયું હતું કે તે આનંદપૂર્વક હસી શકતા અને મજાક ઉડાવવામાં હતરી શકતા. વ્યક્તિગત જીવન જીવનાર આત્મા જાહેર જીવન જીવનારથી ઘણો જુદો પડતો હતો.

ખુલ્લે નિઃશંક રીતે કેળવાયેલા હિન્દીઓની અભિલાષાને ઘણાં વરસો સુધીનો સખત ફટકો પડેલો છે. આ વિષય પરત્વે શ્રી ગોખલે ખુદ લોર્ડ કર્ઝન પ્રત્યે ઉત્કટ લાગણીપૂર્વક બોલ્યા હતા.

' મારા સાહેબ ઉચ્ચ પદવી ઉપરની સરકારી નીમણૂકનો પ્રશ્ન અમારે મન રોટલા માટેનો રોજનો જ નથી પણ એથી જરા વધારે અગત્યનો છે. જ્યારે સત્તાવાળી બધી પદવીઓનો, રાજકાજની કામગીરીના વિશ્વાસનો અને જવાબદારીનો ઈજારો વાસ્તવિક રીતે એકજ કોમને આપવા જેવું થઇ પડયું છે, ત્યારે એ કૃપાપાત્ર બનેલી કોમની બહારના માણસોને-પોતાના પર લાદવામાં આવેલ નીચલા દરજ્જાના અપમાનના ભાનથી દબાયેલા રહેવું પડે છે અને એ વર્ગમાંના ઉંચામાં ઉંચા માણસને પણ-સંજોગની પરિસ્થિતિને સંભાળવા ખાતર, નમી દેવા સિવાય બીજો કોઈ માર્ગ રહેતો નથી. આવી સ્થિતિ કામચલાઉ વ્યવસ્થા તરીકે-અનિવાર્ય તરીકે સ્વીકારી શકાય. કાયમની વ્યવસ્થા તરીકે તો એમ થવું અશક્ય છે. આ પ્રશ્ન અમારે મન તો રાષ્ટ્રીય પ્રતિષ્ઠાનો અને સ્વમાનનો છે અને અમને લાગે છે કે અમારી ભવિષ્યની ચઢતી આ પ્રશ્નના યોગ્ય નિર્ણય સાથે સંકળાયેલી છે.

× × × ×

ઈંગ્લાંડની પ્રજાની લાગણીના અને વિચાર પ્રવાહના જે તે વખતના મોભા પ્રતિનિધિ ગણી શકાય એવા મહાન રાજદ્વારી પુરુષોની પરંપરાએ જાહેર કર્યું છે કે અમના મત પ્રમાણે હિન્દુસ્તાનમાં ઈંગ્લાંડનું સૌથી શ્રેષ્ઠ કામ એ હોવું જોઇએ કે આ દેશના લોકોને ધીરે ધીરે પણ મક્કમતાથી-પોતાના રાજકારભારના કામમાં ભાગદાર બનાવવા જેટલે અંશે આ કામ સાધવામાં આવે તેટલે અંશે અમારી કૃતજ્ઞતા ઉપરનો અને અમારા પ્રેમ ઉપરનો ઈંગ્લાંડનો દાવો સાચો બનતો જાય. તેથી ઉલટું જો આ હેતુને અવગણવામાં આવે કે વિસારી દેવામાં આવે તો, હમણાં સુધી જે ઘણું સારૂં કામ થઈ શકયું છે તે બધું ભૂંસાઈ જશે અને એવી સ્થિતિ ઊભી થશે કે હિન્દુસ્તાનના અને ઈંગ્લાંડના બન્નેના જે શુભેચ્છકો છે તેઓ ઊંડી ચિન્તાની લાગણીમાં ગરકાવ થઇ જશે '

આઠ વરસ કરતાં પણ પહેલાં-જ્યારે અંગ્રેજની જાતીય શ્રેષ્ઠતાની

વાજબી જાહેર રીતે બહાર નહોતી આવી, ત્યારે શ્રી ગોખલેએ વેલ્બી કમિશન[16] સમક્ષ જુબાની આપતાં આપતાં—સરકારી નોકરીની ઉંચી પાયરીમાંથી હિન્દીજનોને બાતલ રાખવાની સામે હિંમતથી પડકાર કર્યો હતો. આ રહ્યો એમનો પડકાર —

"હાલની રાજપદ્ધતિને અંગે હિન્દી પ્રજાને ઠીંગણી કે નીચી બનાવવાનું કામ ચાલી રહ્યું છે. એવું બન્યું છે કે અમારે તો અમારું આખું જીવતર તાબેદારીના વાતાવરણમાં જ કાઢવું રહ્યું. અમારામાંના ઉંચામાં ઉંચા માણસે પણ આ કૃત્રિમ પદ્ધતિના સંજોગને સંતોષવા ખાતર નીચા નમીને જ રહેવું જોઇએ. (ઈંગ્લાંડના) ઈટન અને હેરોની સ્કૂલમાં ભણનારા દરેક અંગ્રેજ વિદ્યાર્થી ઉંચે ચડવાની જે પ્રેરણા અનુભવે છે, કે ભલે એક દિવસે તે ગ્લેડસ્ટન, નેલ્સન, કે વેલિંગ્ટન થશે અને એ અનુભવની લાગણીને પરિણામે જેટલા શક્ય હોય તેટલા ઉત્તમ પ્રયત્નો તે અંગ્રેજ વિદ્યાર્થી કરે છે તે ભવ્ય જીવનનો અમારા માટે નિષેધ થયેલો છે. તેથી હાલની પદ્ધતિ જ્યાં સુધી પ્રવર્તે છે ત્યાંસુધી અમારી માણસાઈ જેટલે ઉંચે ચડવા શક્તિવાન છે તેટલે ઉંચે અમારાથી કદિ પણ પહોંચી શકાતું નથી. સ્વરાજ ભોગવતી દરેક પ્રજા જે નૈતિક ઉન્નતિનો અનુભવ કરે છે તે નૈતિક ઉન્નતિ અમે અનુભવી શકતા નથી. અમારી રાજકારભારની આવડતને અને લશ્કરી કૌશલ્યને કેવળ વપરાશના ક્ષેત્રને અભાવે, ધીરે ધીરે અલોપ થવાનો પ્રસંગ આવ્યો છે અને છેવટે અમારા દેશમાં અમારે ક્રમે લાકડાં કાપનારની અને પાણી ભરનારની કઠીઆરાની અને ભીસ્તીની-કામગીરી સદા માટે નોંધી રહેશે"

આ ચોપાનીઆમાં[17] નાનો સરખો લેખ પ્રકટ કરવામાં આવ્યો છે તેમાં ચર્ચા ઉઠાવી છે કે હિન્દી ગરજદારી પુરુષોએ ઈંગ્લાંડની પાર્લામેન્ટની લીબરલ પાર્ટી—સાથે મળીને કામ કરવું ઈષ્ટ છે કે કેમ? પાર્લામેન્ટના સભ્યોના અભિપ્રાય જોઇએ તો તેમનો ઝોક હિન્દી રાજકીય

---

૧૬ આ કમિશન સમક્ષ શ્રી ગોખલેએ આપેલી જુબાનીનો અહેવાલ આ પુસ્તકના પાછલા ભાગમાં આપ્યો છે તે જુઓ.

૧૭ ઇન્ડિયન રીવ્યુ (મદ્રાસ)

ળોને તટસ્થ રાખવા તરફ છે. પણ શ્રી ગોખલે, અને શ્રી લાલા જપતરાવ પોતાની ભિન્ન પ્રતીતિથી પાઠ ફર્યા છે. શ્રી ગોખલે કે છે કેઃ—

" (લિબરલ પાર્ટીએ) ઉદાત્ત મતના પક્ષે સ્વીકારેલાં જે મંતવ્યો છે તેજ મતવ્યોના સિદ્ધાંતને આપણા દેશમા સ્થાપવા આપણે મહેનત કરી રહ્યા છીએ. ઇગ્લાંડના ઉદાત્ત લોકોની પેઠે હિન્દુસ્તાનની પ્રજા પણ એજ ઇચ્છે કે પરદેશમા સુલેહ શાન્તિ હો અને દેશમા સુધારા અને ખર્ચનો ઘટાડો હો. હિન્દી પ્રજા એમ ઇચ્છતી નથી કે પ્રજા સમસ્ત ઉપર પ્રજા પૈકીના એક વર્ગનું વર્ચસ્વ પ્રવર્તે. પણ તે ઇચ્છે છે કે આજે જે લાભ અને સગવડો અમુક ઉચા વર્ગને મળે છે તેનો ઉપયોગ ઘણા સામાન્ય કોટીનાં માણસોને પણ મળે. "

બ્રિટનના મતદારોના લક્ષ ઉપર જે સુધારા શ્રી ગોખલે આણવા ઇચ્છતા હતા તેમાંના ચાર મુખ્ય મોરચો રોકી રહ્યા છે.

" પચ્ચાસ વર્ષ પહેલાં ધારાસભાના અગ્રેજ પ્રતિનિધિ તરફથી એક રાજદ્વારી સુધારો સૂચવવામા આવ્યો હતો. તે સુધારાથી આજે તેમને સૌને સંતોષ થશે. તે સુધારો એ હતો કે વાઇસરોયની કાઉન્સીલના અર્ધા સભ્યો પ્રજા તરફથી નમૂદ થયેલા હોવા જોઇએ આ પ્રતિનિધિઓ જેમ બીજા વિષય પરત્વે અધિકાર ભોગવે છે તેમ નાણાકીય નિર્ણય વખતે પણ કાઉન્સિલમાં મત ગણતરી કરાવી શકવાનો અધિકાર ભોગવી શકે અને વાઇસરોયને તેવે વખતે સ્વતંત્ર અધિકારથી ઠરાવને કોરે મુકવાની સત્તા રહે તેથી જો ધારાસભા વાઈસરોયની ઇચ્છાની વિરૂદ્ધમા કોઇ નિર્ણય કાઉન્સિલમા પસાર કરાવે તો જો વાઇસરોયને વ્યાજબી લાગે તો તે નિર્ણય પોતાના સ્વતંત્ર મતથી કોરે મુકાવી શકે. હું પોતે તો એટલુ સ્વીકારવા તૈયાર છું કે દરેક સભ્યને એક સુધારો મુકવાનો અધિકારેજ હોવો જોઇએ. પ્રાંતિક ધારાસભા પરત્વે હુ કહું છું કે તેમને વધારે સત્તા હોવી જોઈએ, કારણકે તેઓના ઘણાખરાં કામ આંતર-દેશીય હોય છે. એક બીજો સુધારો તેમણે માગ્યો હતો હિન્દી પ્રધાનની કાઉન્સિલમાં એવી પદ્ધતિ છે કે હિન્દી પ્રધાનને-જેણે કદિ હિન્દુ-

ઔદ્યોગિક ઉન્નતિ માટેની પ્રવૃત્તિ માટે મારા ચિત્તમાં ઘણો સમભાવ છે, તો પણ મારે તમને યાદ દેવડાવવું જોઈએ કે તેની જાતના કામ માટે મોટી મર્યાદા હોય છે અને દૃઢ પ્રતીતિ થઇ છે કે જ્યાં સુધી આપણા દેશના રાજકારભારમાં અને આપણા દેશના નાણાં ખર્ચવાના કામમાં વધારે અસરકારક અને વધારે પ્રબળ અવાજ આપણને મળે નહિ ત્યાં સુધી ઔદ્યોગિક વિકાસને માર્ગે લાંબી મજલ કાપવાનું આપણા માટે શક્ય બનશે નહિ. અને મારા મનમાં લેશ પણ શંકા નથી કે જે લોકો આજે તમને રાજદ્વારી ચળવળના કામ છોડી દેવાનું અને ઔદ્યોગિક પેઢીઓના કામમાં વળગી રહેવાનું કહે છે તેઓ આજે રાજદ્વારી હીલચાલના પરિણામ બાબત જેટલી નિરાશા સેવે છે—તેટલીજ નિરાશા દસ વરસ પછી ઔદ્યોગિક ક્ષેત્રમાં સાંપડેલી સિદ્ધિથી તેમને થશે"

ઘણીવાર સમજુ માણસોમાં પણ ટુંકા સમયમાંજ (કોઇ પ્રવૃત્તિનું) દશ્યમાન ફળ મેળવવાની વૃત્તિ બહુ પ્રબળ હોય છે, અને સાર્વજનિક જીવનમાં તો ઘણીવાર માણસો બોલતાં હોય છે કે—"ચાલો, હવે આ કામની લપ પડતી મૂકો, તે નકામું જણાય છે"—ખરૂ કહીએ તો નિરાશાના ખાડામાં પડી જઈ હાથપર લીધેલું ચાલુ કામ પડતું મૂકવાની તત્પરતા એ આપણી પ્રગતિને અટકાવતું મોટું વિઘ્ન છે. આવા માંદલાઓને પૌષ્ટિક તત્ત્વ આપવાની જરૂર છે. એ તો ચોખ્ખું દેખાય છે કે નિષ્ફળ નીવડેલાં સાર્વજનિક કામોમાં પ્રાણને[૧૮] જાગ્રત કરવાની અગત્ય તો હોય છે, અને હિન્દુસ્તાન જેવા નબળી રાષ્ટ્રીય ભાવનાવાળા દેશમાં તો તેવા કામની સૌથી વધારે અગત્ય હોય છે. શ્રી ગોખલે પોતાના ગુરુજીની એક કથા કહી સંભળાવે છે તેમાં આ બોધ અસરકારક રૂપમાં ભરેલો છે. એકવાર એવું બન્યું કે અવિશ્રાન્ત

---

૧૮ શ્રી ગોખલેના મન્તવ્યોના અર્થને ઠસાવવાનો શ્રી શાસ્ત્રીને શોખ છે. "આપણી નિષ્ફળતાઓથી પણ આપણે સેવાના કામ કરવા જોઇએ. જે વધારે નસીબવાન હોય છે. તે તેમના વિજયથી સેવા કરે છે." જુઓ Letters of Shrinivas Shastri p p. 300

તપાસ, અભ્યાસ અને ચર્ચા કર્યા પછી તૈયાર કરેલી સરકારપરની અરજીના જવાબમાં શ્રી ગોખલેને સરકાર તરફથી લીફાફો મળ્યો કે તમારી અરજીની હકીકતની નોંધ લીધી છે. તે પરથી આપણા આજના વાર્તાલાપના યુવાન નાયક ખૂબ ખિન્ન થઇ ગયા. શ્રી રાનડે તરફથી તેમને આ રીતે આશ્વાસન મળ્યું. આપણા દેશના ઇતિહાસમાં આપણું સ્થાન શું છે તે તમે બરાબર સમજ્યા નથી; આ જાહેર અરજીઓ માત્ર નામને ખાતરજ સરકારને ઉદ્દેશીને લખાઇ હોય છે; વાસ્તવિક રીતે તો તે અરજીઓ પ્રજાને ઉદ્દેશીનેજ તૈયાર થયેલી હોય છે કે જેથી તેઓ આવી બાબતમાં કેમ વિચાર કરવા તે શીખી શકે. આવું કામ તો ઘણા વરસો સુધી કરવું જોઇએ, અને તેમાંથી બીજા કોઇ પરિણામની આશા રાખવીજ નહિ. કારણ કે આ જાતની રાજનીતિ આ દેશમાં તદ્દન નવીજ ગણાય વળી, આપણે જે કંઇ કહીએ કે લખીએ તેના મજકુરની સરકાર નોંધ લે, એ પણ કંઇ ઓછું નથી."

# વિષય બીજો

## હિંદુસ્તાનના સંપૂર્ણ સેવક—શ્રી ગોખલે[૧]

(૧૯૦૬)

હિંદુસ્તાનમાં હાલનો યુગ ભય અને આફતોથી ભરેલો છે ચિંતાથી વ્યાકૂળ ચિત્તેજ માણસ વર્તમાનપત્રનું પાનું ઉઘાડે છે. માણસના મનમાં વિચિત્ર તેમ છતાં જોરદાર સંકલ્પોને સ્થાન મળવા લાગ્યું છે. આંધળી આશામાંથી અથવા તો વિચાર વગરની નિરાશામાંથી જન્મ પામેલ ભવિષ્યના અંધકારવાળાં દશ્યોથી, ચિત્ર વિચિત્ર યોજનાઓથી, જડ ઉખેડી નાંખે તેવી શંકા કુશંકાઓથી અને કાળાં કાવતરાંઓથી હાલનું વાતાવરણ ઘાટું બની ગયું છે. જે રાજદ્વારી ક્ષેત્રમાં માન્ય રહેલા સિદ્ધાંતો ગણાતા તેમની સામે પણ વિરોધ ઉઠાવવામાં આવે છે. આપણા જાહેર જીવનના જે પાયા ગણાય છે તેને પણ તોડી વઠોડી નાંખવામાં આવે છે અને તેની બારિક તપાસ થઈ રહી છે. આ દેશ ઉપર જોરદાર અકળામણની લાગણીની છાયા જણાઈ રહી છે; અને બહુ નાજુક લાગણી વાળા સ્વભાવનાં માણસો શોકાર્ત થઈ રુદન કરે છે કે તેઓ અન્યાયી (અપવિત્ર) કારસ્થાનના ભોગ થઈ પડ્યા છે.

---

૧ શ્રી જી. એ. નટેસન તરફથી શ્રી ગોખલેનાં વ્યાખ્યાનોની ચોપડીની પહેલી આવૃત્તિ છપાઈ તેના આમુખ તરીકે આ લેખ લખાયો હતો.

આવા કટોકટીના સમયમા કોઈ સ્નેહીનો આશ્વાસન ભરેલો ધ્વનિ પ્રકટે તો જરૂર તેના તરફ આતુરતાથી ધ્યાન ખેચાય, અ જના યુગની કમનસીબીને કારણે જેમના મનના મીજાગરા ડગમગી ગયા છે તેમને તો માનનીય શ્રી ગોખલેના ભાષણો ગહન અને બળ આપનાર નીવડશે. લેભાગુ નેતાઓના ગાડા ગગડાટથી ભયગ્રસ્ત થયેલી સમાજને, જેમણે જાહેર જનતાના દુ ખને પોતાનો ખાસ અભ્યાસનો વિષય બનાવ્યો છે, તેમની શાંત સનાહ સાભળવામા આનદ આવશે પરિસ્થિતિના પ્રત્યેક તત્ત્વને ઓળખવા અને સમજવા તત્પર શ્રી ગોખલે-(આ પુસ્તકની અનુક્રમણિકા પરથી જણાય છે તેમ) આપણને સારા સ્વભાવના થવાની આજ્ઞા કરે છે, ભૂતકાળ સાથેની સાકળ બળાત્કારથી ન તોડવાની શીખામણ આપે છે, અને ઉગ્ર ઉપાયોને અને અવિચારી સૂચનાઓને વખોડી કાઢે છે.

શ્રી ગોખલે જે કોમના ઉત્તમ પ્રતિનિધિ નીવડેલા છે તે મહારાષ્ટ્રીય બ્રાહ્મણનો મેળ એગ્લો ઇન્ડીઅન વર્ગ સાથે ખાતો નથી Pioneer (પાયોનીઅર) નામના વર્તમાન પત્રે એમનુ (શ્રી ગોખલેનુ) ઠઠ્ઠાચિત્ર કેવુ દોર્યું હતું તે આપણે બધા જાણીએ છીએ લુચ્ચાઇ, અવિશ્રાત કાવતરખોરી અને છટકબારી વાળી નીતિ-એ એમની નાયકાતના ખાતામા જમા કરવામા આવેલ છે અને તેમની રાજદ્વારી આવડત તો ભાગફોડના ક્ષેત્રમાજ મર્યાદિત થયેલી ગણવામા આવે છે. બ્રિટિશની સીધી સત્તા નીચે આવેલી કોમોમા એ એકલી કોમ હોવાથી નવાઇ નથી કે પેશ્વાના રાજ્યના જીવન્ત સમ્ભારણા તે વાદશક્તિમાં સાચવી શકયા છે, અને હિંદુસ્તાનની બધી કોમો કરતા વધારેમા વધારે તીવ્ર રાજદ્વારી અન્તપ્રેરણા તે બતાવી રહ્યા છે દેશના બીજા ભાગમા કોઇને પણ જણાઇ આવશે કે કેળવાયેલાની મોટી સખ્યા એવી છે કે જેમના જીવનમાં રાજનીતિ-સામાન્ય સમયમા ઓછા રસનો વિષય હોય છે, પણ અસાધારણ સમયમા તો ઘણા રસનો વિષય

પૈકીનો તે એક હોય છે. પૂનાના આ બ્રાહ્મણને મન રાજદ્વારી કામ એ એક હૃદયનો શાશ્વત જુસ્સો છે. તે જુસ્સો ક્યારે જ્વલંત ઉગ્ર બનતાનું સ્વરૂપ પકડે તે કહ્યું ન જાય. સરકારે લીધેલા પગલાંનો ગોપ્યો સબંધ અને તેની અસર એ ત્વરાથી સમજે છે; અને તેમના નિર્ણયો અને અનુમાનો તરફ હેતુની દષ્ટિથી શંકા પૂર્વક જોવામા આવે તો તદ્દન એમનોજ વાંક નથી. કલ્પનાની બાબતમા, લાગણીની તીવ્રતામા, અને બુદ્ધિના ઉચ્ચ ગુણોની બાબતમા બંગાળી પુરૂષ તેના કરતાં ચઢીઆતો હોય છે સમસ્તને ગ્રહણ કરવાની ચીવટમાં, ભવિષ્ય દર્શનની સ્પષ્ટતામા, અને વસ્તુઓના પ્રમાણના ભાનમાં મદ્રાસી–તેમના કરતાં કદાચ ચડે નહિ તો, તેમનો બરોબરીઓ તો હોય છે, પણ મનોબળમા, ચીવટથી મચ્યા રહેવાની શક્તિમાં અને વ્યવહારૂ કામો પાર પાડવાની આવડતમાં શ્રી ગોખલે, ખરેખર, અજોડ છે મરાઠા સર્વોપરિસત્તા–ભલે ટુંક મુદતની હતી તો પણ એ પ્રજાની રચનાત્મક કાર્ય કરવાની શક્તિનો ખણખણતો પુરાવો ગણી શકાય; અને પુના મગરૂરીથી આજે એવી અનેક સંસ્થા ધરાવે છે કે જેનાથી મહારાષ્ટ્રીની વ્યવસ્થાની, વ્યવહારૂ શક્તિની, અને નિસ્વાર્થ ધ્યેય પાછળ અપાતા ઉમાદનઃ સાતત્યની આપણને સાબીતી મળે છે. કહેવાતા સરકારી ઢબની પદ્ધતિના ઉચા ઓપ પ્રત્યે, શિષ્ટાચાર પ્રત્યે અને સુધારા પ્રત્યે તે સ્પષ્ટ રીતે અણગમો ધરાવે છે. તેમની ગરીબાઈ તેમને મહાન ઔદ્યોગિક, અને વ્યાપાર સમ્બધી, કાર્યોમાંથી દૂર રાખે છે ધર્મના ક્ષેત્રમાં એ પ્રજાની વ્યવહાર કુશળતાની સ્વયંસ્ફૂર્તિને લીધે ઘણા જન્મો અને સંત પુરૂષો એ પ્રજામાં પાકયા છે. સાહિત્યને, સંગીતને અને બીજી કળાને મહારાષ્ટ્રી બ્રાહ્મણે ઉચ્ચ દશા સુધી કેળવ્યાં છે. શારીરિક વિકાસ તરફની તેમની અભિરૂચિ આજના દિવસ સુધી ચાલુ રહેલી છે નાગરિકતાના ગુણો ખીલવવા માટે બ્રિટિશ સત્તા નીચે જે તક તેને મળેલી છે તેનો તેણે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે. રાષ્ટ્રીય સભાઓમાં તે હમેશ, પોતાનો અગ્ર રજુ કરે જાય છે કારણ કે તે મક્કમ હોય છે અને આત્મ-

નિર્ણય પેશ કરવાની વૃતિવાળો હોય છે; અને થોડાં વરસો પહેલાં બંગાલાના ધીંગાણાં શરૂ થયાં ત્યાં સુધી જાહેર હિતને ખાતર જે જે સ્વાર્પણો થયાં છે અને જે જે યાતનાઓ સ્હન કરવામાં આવી છે તેમાં તેમણે પહેલું સ્થાન રોકયું હતું. સંસાર સુધારો તો એમનું ખાસ ક્ષેત્ર ગણાયા કર્યું છે. હિંદુસ્તાનના બીજા ભાગ કરતાં દખ્ખણમાં સ્ત્રીઓ કદાચ વધારે છૂટ અને વધારે માન ભોગવે છે. તેમજ હિંદુસ્તાનના આજના સમકાલીન મહા પુરુષોની હારમાં મહારાષ્ટ્રે આપેલો હિસ્સો નાનો નથી. ચીપલોણકર, રાનડે, તેલંગ, માન્ડલિક, આપ્ટે, ભંડારકર, ગોખલે, પરાંજપે–વગેરે એવાં નામો છે કે તેમની બરોબરી બંગાલા સિવાય બીજા કોઇ પ્રાન્તનાં માણસો કરી શકે નહિ.

ઈ. સ. ૧૮૬૬ માં કોલ્હાપુર શહેરમાં શ્રી ગોપાલકૃષ્ણ ગોખલેનો જન્મ થયો હતો. તેમનાં માબાપ ગરીબ હતાં; પણ સ્થાનિક સંસ્થાઓમા તેમણે શ્રી ગોખલેને કેળવણી આપી હતી. ઇન્ટરમીજીએટ–વર્ગની પરિક્ષામાં વિજય મેળવી તેમણે બી. એ. ની પદવી માટેનો અભ્યાસ મુખ્યત્વે શરૂ એલ્ફિન્સ્ટન કોલેજમાં ( મુંબઈમાં ) આરંભ્યો; અને થોડેક અંશે એ અભ્યાસ પૂનાની ડક્કન કોલેજમાં પણ તેમણે કર્યો હતો. વિદ્યાર્થી જીવનમાં શ્રી ગોખલે તેમની ઉચ્ચ અંશની શક્તિ માટે, સચોટ યાદ શક્તિ માટે, અને ચિવટ ભરેલા ઉદ્યોગ માટે પંકાતા હતા. ઇ. સ. ૧૮૮૪ માં ( અઢાર વર્ષની ઉમરે ) બી. એ. ની પદવી પ્રાપ્ત કર્યા પછી તેમને પૂનાની ડક્કન એજ્યુકેશન સોસાઇટીના સભ્ય તરીકે લેવામા આવ્યા. કેવળ આ સંસ્થાના ઉદ્દેશ અને સિદ્ધાંતને લીધેજ નહિ પણ આપ્ટે, આગારકર અને ટીળક જેવાં મોટાં નામો એ સંસ્થા સાથે સંકળાયેલાં હતાં, તેથી તેમનો કાર્ય માટે આતુર સ્વભાવ તે સંસ્થા તરફ આકર્ષાયો હતો. હાલમાં વિખ્યાત મનાતી ફરગ્યુસન કોલેજ તે વખતે નવી નવી ચાલુ થઈ હતી. શ્રી ગોખલે તે સંસ્થાના અધ્યાપક મંડળમાં જોડાયાને ઝાઝો વખત ન થયો, તેટલામાં શ્રી

ગોખલેને કોલેજના વર્ગોમાં અંગ્રેજી સાહિત્ય અને કોઈ કોઈ વાર ગણિતશાસ્ત્ર શીખવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પણ તેમની વીસ વરસની કારકીર્દિમાં ઘણો સમય તેમણે ઇતિહાસ અને અર્થશાસ્ત્રીના અધ્યાપકની ખુરશી ઉપરથી જ કામ કર્યું હતુ. અર્થશાસ્ત્રીના અભ્યાસમાં તે એટલી બધી તત્પરતાથી અને એટલા બધા આનંદથી ઉંડા ઉતર્યા હતા કે તે વિષય માટે એ પ્રમાણભૂત પંડિત ગણાવા લાગ્યા. તેમનાં કોલેજનાં ભાષણો–વિવરણો–એટલાં બધાં કીમતી ગણાવા લાગ્યાં કે જ્યારે પોતાની કામગીરીની મુદ્દત પૂરી કરી તે કોલેજના કામમાંથી નિવૃત્ત થયા ત્યારે એમ લાગ્યું હતુ કે તેમની નિવૃત્તિથી કોલેજને એક જબરી ખોટ ખમવી પડી હતી. પોતાની વહાલી સંસ્થા માટે તે કેવળ પ્રોફેસર તરીકે ખૂબ મહેનત ઉઠાવતા હતા એમ નહોતું; તે સંસ્થાનો પાયો નાંખ્યાના યશના તે ભલે ભાગીદાર નહોતા–તોપણ તે સંસ્થાને નાણાની બાબતમાં સદ્ધર પાયા ઉપર મૂકવાનો યશ મોટે ભાગે એમને ઘટે છે. ફંડફાળા ઉઘરાવવામાં સતત પ્રયાસ ખેડવામાં, હાડમારીઓ સહન કરવામાં, અને હિન્દુસ્તાનના જાહેરહિત માટે ફાળો ઉઘરાવવાનું કામ કર્યું હોય તે લોકોજ જાણી શકે એવાં અણઘટતાં અપમાનો ગળી જવામાં, તેમણે વરસો સુધી પોતાની રજાના દિવસોનો ઉપયોગ કર્યો હતો. શ્રી ગોખલે જેવા માણસને કર્તવ્ય એ આધ્યાત્મિક ધર્મ હોય છે, અને તેને માટેની બધી યાતના આનંદનું રૂપ ધારણ કરે છે. જે માણસને આજે માન આપવામાં સમસ્ત હિન્દુસ્તાન આનંદ માને છે, તે જ્યારે પોતાનો પૂર્વકાળનો ભીખ માગવાનો અનુભવ વર્ણવે છે, ત્યારે તે અનુભવને તે અણમૂલો ગણાવે છે; અને તેને અંગે તેમણે અનુભવેલી હાડમારી અને મુશીબતોની રેખા સુદ્ધાં તેમની કથામાં આવવા દેતા નથી. આ પ્રકારે, એમ કહેવાય છે કે તેમણે તેમની કોલેજની તીજોરીમાં બે લાખથી વધુ રૂપીઆ મેળવી આપ્યા હતા. હેમાં–હવે મોટી દીવાલની ઉમેરો, ઉત્સાહ ઉમેરો, અને નક્કર નિર્ણયનો ફાળો ઉમેરો; અને પછી કહો, કે–ઘણાં વરસો સુધી કોલેજમાં

શ્રી ગોખલે માનવાળી પદવી રોકી શકયા હતા, અને જો કે તે કદિ પ્રિન્સિપાલની પદવીએ આરૂઢ થયા નહોતા તો પણ કૉલેજના સચાલનમા તેમની લાગવગનું બળ સૌથી વધારે હતુ તેમાં શી નવાઈ ગણાય ?

પણ કૉલેજની કામગીરી, કદાચ શરૂઆતના વર્ષોમા પરિશ્રમની અપેક્ષા રાખે તેવી હશે, તોપણ તે કામગીરીમાં તેમની બધી શક્તિ ખર્ચાઈ જતી નહોતી. દેશનું જાહેર જીવન એમની શક્તિની અપેક્ષા રાખી રહ્યુ હતુ કે શ્રી ગોખલેએ તેમના લક્ષનો થોડો ભાગ જાહેર જીવન વાસ્તે આપવો જોઈએ, એવી જાહેર જનતા તરફથી માગણી થઈ રહી હતી એ જાહેર જનતાની માગણી ઘણી ઉદારતાથી સ્વીકારવામા આવી હતી ઉત્તમ પુરુષ તરીકે વરાયેલા અને યુગના પ્રણેતા-ગણાતા શ્રી રાનડેની દોરવણી નીચે જ્યારે દક્ષ્ખણ દેશ હોય ત્યારે એ ઘટના એમજ થાયને ? તે વ્યક્તિની વિરલ વિભૂતિઓ પૈકીની એક વિરલ વિભૂતિ દેશના આશા આપતા યુવાનોને શોધી કાઢવાની શક્તિ હતી. તે પછી તેમની બુદ્ધિને એવી રીતે સમૃદ્ધ કરવી, અને તેમના આત્માને એવી રીતે ઘડવો કે તેઓ પોતાના દેશને ચરણે જે ક્ષેત્ર માટે તે જેને માટે લાયક હોય તે ક્ષેત્રમાં ઉચ્ચ સેવા રજુ કરે. એમ કહેવાય છે કે રાનડે મૂકી ગયેલા મોટામા મોટો વારસો—વારસારૂપ મીલકત-શ્રી ગોખલે પોતે છે તેમજ તેમનુ મોટામા મોટું સ્મારક પણ શ્રી ગોખલે છે. પ્રાચીન સ્નાતકપણા માટે પૂરો ગણાય એવો ચૌદ વરસ સુધીનો સમય શ્રી ગોખલેએ ગુરુશ્રીના પગ આગળ બેસવામા ગાળ્યો તે દરમ્યાન તે દુનિયાનુ સાચુ દર્શન કરતા શીખ્યા અને જીવનના મહાન અધ્યાયોનો અભ્યાસ કરતાં શીખ્યા, એ અધ્યાયો એટલે-જગતની પ્રજાઓની પ્રગતિ અને ભવિષ્યમા પહોચવા ધારેલાં નિશાનો, બનાવો અને પ્રસગોના આંતરિક અર્થ, થતાં કામોની દીર્ઘકાળે થતી અસર, નિરાશામાથી શીખવાની રીત, સેવા અને ત્યાગ,

શ્રદ્ધા અને પ્રાર્થના, અને મનુષ્યની ઊર્મિની અનંત રમત. ગુરુ અને શિષ્ય બેઆ મળીને સૃષ્ટિલીલાની અને મનુષ્ય જીવનની ખુલ્લી કીતાબો વાચતા એટલું જ નહિ પણ બીજાં પુસ્તકો—ગ્રન્થો—પણ તે બન્ને અવલોકતા હતા કોઈપણ ઉપયુક્ત વસ્તુ જોયા જાણ્યા વગર રહેવા પામતી નહિ. છાપાઓનુ ભૂતાવળખાનું બધું એમના અવલોકન તળે આવી જતુ. ભારે આકર ગ્રન્થોનો ખજાનો એમની પાસે ખુલ્લો મૂકી દેતા. લાલ, લીલા અને જાંબલી રંગના સરકારી પ્રકાશનોના થોથા આ ગુરુ શિષ્યની જોડીને જરા પણ થરથરાટી ઉપજાવી શકતા નહિ આંકડાઓની બીહામણી હારમાંથી તેઓ ગૂઢ અર્થ મેળવી લેતા આવા બે પરિપક્વ આત્માઓના નિકટના સહગુંજન જેવું સુંદર દૃશ્ય પૃથ્વીના પટ ઉપર બીજે ભાગ્યેજ હોઈ શકે એ દર્શનનો લ્હાવો જગતની બધી દોલત અને માનપાન જતા કરનારને પણ ન મળે. તેથી શ્રી ગોખલે કહે છે તેમાં નવાઈ નથી કે તેમના ગુરુઓની વિદાયગીરી—આ દુનિયા તેમને મન અસહ્ય જેવી ઉત્સાહ ભરેલી નહિ જણાઈ નથી એમ ન જ઼ર ચઢેલો સ્વર્ગીય ચીરસ્તો હૃદયમાં કાયમ માટેની (દર્શનની) ભૂખ મૂકતો જાય છે

તે વખતે પૂનાની સાર્વજનિક સભા, ઉપયોગી સંસ્થા તરીકેની કીર્તિની ટોચે હતી કોઈ પણ જાહેર સંસ્થા કરતાં વડપણમાં અને મોભામા તે જરા પણ ઉતરતી ન હોવાથી સરકારમા તેમજ પ્રજામા તે સંસ્થા પ્રતિષ્ઠા પામી શકી હતી. એ સંસ્થાની ત્રિમાસિક પત્રિકાનો એનૂનીવાર ભાગ સીધી રીતે કે આડકતરી રીતે શ્રી રાનડે તરફથી જ પૂરાતો હતો, આ પત્રિકાએ ખાસ કરીને હિન્દુસ્તાનના નાણાકીય વિષયો પરત્વે, અને હિન્દુસ્તાનના રાજકારભારના વિષય પરત્વે લોકોનો અભિપ્રાય કેળવવાનું તેમજ લોકોના અભિપ્રાયનો પ્રચાર કરવાનું એવડું કેમ બહુ સંગીન પ્રભાવથી કર્યું હતુ ઈ. સ. ૧૮૮૭ માં એકવીસ વરસની ઉંમરે શ્રી ગોખલેને આ ત્રિમાસિકના તંત્રી પદની જોખમદારી

કચેરી સાચવવા બોલાવવામા આવ્યા હતા આ હોદ્દો તેમજ સાર્વજનિક સભાના સેક્રેટરી (મત્રી)નો હોદ્દો તેમણે એ સભા વિખરાતાં સુધી સભાળ્યો હતો જેમ બીજે સ્થળે હોય છે, તેમ મહારાષ્ટ્રમાની હિન્દી માનવતા અસતી શાપ (મતભેદ)ને કારણે સાર્વજનિક સભાને બદલે (ડકન) દખ્ખણ સભાના નામે બીજું રાજકીય મડળ સ્થાપવાની ફરજ પડી એ મડળનુ મત્રીપદ પણ દખ્ખણના ઉગતા તારા (એ ઉપનામ શ્રી ગોખલેને મળી ગયુ હતુ) શ્રી ગોખલેએ સભાળ્યુ હતુ તેજ સમયમા "સુધારક" નામના એંગ્લોમરાઠી સાપ્તાહિકપત્રના ચાર વરસ સુધી અધિપતિને સ્થાને તે રહ્યા હતા મુબઇ પ્રાતિક કોન્ફરન્સના મત્રી તરીકેનો ભાર પણ તેટલી જ મુદ્દત સુધી તેમણે ઉપાડ્યો હતો, અને જ્યારે ઇ સ. ૧૮૯૫ મા હિન્દી મહાસભાની અગીઆરમી બેઠક પુના શહેરમા ભરવામા આવી ત્યારે શ્રી ગોખલેની સેવા એ સસ્થાને ચરણે (એક જોડીઆ મત્રી તરીકે) અર્પણ થઇ હતી/ઇ. સ ૧૮૯૭ મા લોર્ડ વેલ્બીના પ્રમુખપણા નીચે નીમાયેલા Royal Commission on Indian Expenditure હિન્દુસ્તાનના ખર્ચનો વિચાર કરનાર બાદશાહી મડળ સમક્ષ જુબાની આપવા પોતાથી ઘણે વરસે મોટા એવા અનેક હિન્દી આગેવાનો સાથે શ્રી ગોખલે ઇગ્લાડ ગયા. તે જે વહાણમા બેઠા હતા તે વહાણની પેઠે તેમનું હૃદય જ્યારે તેમની આવની કસોટીના સ્વપ્નાથી ભરેલ આશા અને મથમ સાથે ઉંચુ નીચુ ધબકતુ ત્યારે તેમના હૃદયમા ડોકીઉં કરી ખરી સ્થિતિ જાણવાની ઇચ્છા કોઇ પણ માણસને થયા વગર રહે નહિ એટલુ કહેવુ બસ થશે કે શ્રી રાનડેના હાથ નીચે રહી મેળવેલી તાલીમને આધારે તેમનામા સિદ્ધાતોની પકડ અને વિગતો પરનો કાબુ એવા તો સપૂર્ણ હતાં કે તે કમિશનના નિષ્ણાત સભ્યોએ શ્રી ગોખલેને હચમચાવતી જે સખત કસોટીએ ચડાવ્યા હતા તેની સામે ટક્કર લેવા તે શક્તિમાન થયા હતા જે રીતે તેણે હકીકત રજુ કરી હતી, અને તેથી પોતાના દેશના માણસોની પ્રતિષ્ઠામા વૃદ્ધિ

કરી હતી તે માટે તેમના ઉપર પ્રશંસા વરસી હતી. તેમણે તે જુવાનીમાં જે ચર્ચાઓ અને વિવેચન કર્યાં હતાં અને જે સૂચનાઓ રજુ કરી હતી તેનો સાર અહિં ઉતારવાનું ભાગ્યે જ શક્ય બને; પણ વાચકોનું ખાસ ધ્યાન નીચેના મુદ્દા તરફ ખેંચી શકાય. હિન્દી નાણાશાસ્ત્રના ઇતિહાસની મુખ્ય હકીકતોનું સરવૈયું હિન્દી લશ્કરના બન્ધારણની અને તેના પર થતા ખર્ચની વિગતોની ઝીણી સમીક્ષા, કરભરનારાના હિતને ભોગે યુરોપીઅન નોકરોનાં હિત જાળવવાની નીતિ, અને જાહેર સરકારી ખાતાંની ઉંચી નોકરીમાંથી હિન્દીજનોને બાતલ રાખવાનું વલણ.

જ્યારે શ્રી ગોખલે ઇંગ્લાંડમાં હતા ત્યારે તેમને પૂનાથી કાગળો મળતા હતા. તેમાં લોર્ડ સેન્ડહર્સ્ટ—ગવર્નરની પ્લેગને પહોંચી વળવાના કામની નીતિની કડક ફર્યાદો, અને પ્લેગની અટકાયતની કામગીરી પર રોકાયેલા બ્રિટિશ સીપાઇઓ તરફથી પ્રજા તરફ થતા જૂલમી વર્તનનાં વર્ણનો તેમને વાંચવાને મળતાં. પોતાના દેશના પુરૂષોને અને સ્ત્રીઓને સહન કરવી પડતી યાતનાથી જાગી ઉઠેલા તેના પુણ્ય પ્રકોપને પરિણામે તેમણે એ પત્રોના સાર ઇંગ્લાંડનાં વર્તમાન પત્રોમાં પ્રકટ કરાવ્યા તરતજ મોટો સંક્ષોભ જાગી ઉઠ્યો. અને આ રીતે આરોપીના પીંજરામાં મૂકાયેલી મુંબઈ સરકારે શ્રી ગોખલેને તેમના લેખની હકીકત પુરવાર કરતી સાબીતીઓ રજુ કરવા હાકલ કરી. હિન્દુસ્તાન તે પાછા ફર્યા ત્યારે પ્લેગના અને સરકારી દબાણના બેવડા ત્રાસ નીચે આધીન બનેલો અને ભય–ગ્રસ્ત બનેલો પોતાનો ઇલાકો તેમણે જોયો. સરકાર સામે મૂકાયેલા આક્ષેપોને પૂરવાર કરી શકાય તેવા કોઈ પુરાવા તેમને મળી શક્યા નહિ. જે પગલું આબરૂદાર માણસને જ છાજે તેવું બાકી રહેલું તે તેમણે લીધું અને જાહેર રીતે માફી માગી. તેમના આ કૃત્ય માટે તે સમયે તેમના દેશની વસ્તીના એક મંડળે તેમને ખૂબ ઉંવડા લીધા હતા. પણ તેમણે પોતે આ કૃત્ય માટે કદિ

પણ પસ્તાવો કર્યો નહોતો. અને તે તો કહેતા કે જો કાળચક્રને પ્રતાપે તે બનાવો ફરીને બનવા પામે તો તે પોતાનું એજ વર્તન ફરી વરતી બતાવે. અંગ્રેજ લોકોના સાર્વજનિક જીવનની ઉત્તમ પરંપરાને ધોરણે શ્રી ગોખલે વર્ત્યા હતા તેમાં જરા પણ શંકા હોઇ શકે નહિ; અને ન્યાય તોળવાની ઉત્તમ લાયકાત જેમનામાં હતી તેમના તરફથી શ્રી ગોખલેના વર્તનને અનુમોદન મળ્યું હતું. તે સમયના કેટલાક ટીકાકારોએ માફી માગવાનું મંજુર રાખ્યું. પણ તે માફી પત્રથી કેટલીક શરતોને ઘણુંજ નીચું જોવડાવનારી માની હતી. પણ ઘવાયેલા અપમાનિત-પક્ષને રૂઝ લાવનાર માફી પત્ર સર્વાંશે સંપૂર્ણ ન હોત તો તે સારૂં લાગ્યું ન હોત. જો માફી પત્રમાં કોઈ સંકોચ બતાવવામાં આવ્યો હોત તો તે માફી પત્ર શોભા વગરનું અને ઉદારતા વગરનું બની જાત. જો કે આ પ્રસંગ ઘણો અણગમતો હતો તો પણ, શ્રી ગોખલેનું ખરૂં સ્વરૂપ બહાર પ્રકટ કરી આપવામાં એ પ્રસંગ બહુ કામનો થઇ પડ્યો; અને તે બનાવ પરથી જોઈ શકયું કે પોતાના રાજદ્વારી વિરોધીઓની પ્રતિષ્ઠા અને મોભો શ્રી ગોખલેના હાથમાં ગોખલેના પોતાના મોભા જેટલો સલામત હતો થોડા વખત માટે તો સમાજની અપ્રિયતાનો બોજો ઉંચો ચડ્યો, અને શ્રી ગોખલેના માથા ઉપર તે બોજ ફાટ્યો તેમણે જરાપણ બડબડાટ વગર તે સહન કરી લીધુ; અને એમ ધાર્યું કે તેમના પોતાના હૃદયબળને મજબુત કરવા માટે જોઇતી શિસ્ત એ રીતે એમને મળી; અને તેથી આને લીધે ઓછી સમતાવાળા માણસની પેઠે તે અકળાયા નહિ, પણ તેમણે પોતાની પ્રગતિ સીધા રાહ પર ચાલુ રાખી અને પ્લેગને નાબુદ કરવાની કામગીરીમાં અવિશ્રાન્ત પ્રયત્નોથી, સરકારી તેમજ જાહેર જનોનાં હૃદય તેમણે તરતજ જીતી લીધાં.

ઈ. સ. ૧૯૦૦ અને ૧૯૦૧ માં શ્રી ગોખલે મુંબઇ ઇલાકાની ધારાસભાના ચુંટાયેલા સભ્ય રહ્યા હતા. નટેસન તરફથી પ્રકટ થયેલાં

શ્રી ગોખલેના ભાષણોમા છ એક ભાષણો[2] મુંબઈ ધારાસભાનાં છે તે પરથી અનુમાન કાઢી શકાય કે કેટલી ગંભીરતાથી આ જવાબદારી ભરેલી પદવીની ફરજોની અગત્ય તે સમજી ગયા હતા એ, એ ભાષણો બતાવી આપે છે તેમની પાસે રજુ થયેલા સરકારી કાગળોનો તો તેઓ સંપૂર્ણ અભ્યાસ કરતા હતા, એટલુ જ નહિ પણ એ કાગળોના વિષય પરત્વે જોઇતી માહિતીની અને માર્ગદર્શનની શોધ, બધી શક્ય દિશામાથી એ પૂરી ખતથી કરતા હતા મુંબઈ ઈલાકાના મહેસુલી વહિવટમા અને દુષ્કાળની કામગીરીમા પીડિત લોકોની વિટમ્બણાના વિચારની ધ્યાન ખેચે એવી ખામી તે સમયે જણાતી હતી. લોક-નિયુક્ત સભાસદોને અમલદાર શાહીની કામગીરી ઉપર ચાંપતુ ધ્યાન આપવાની ફરજ કરવાની જરૂર રહેતી હતી. બજેટ ઉપરના શ્રી ગોખલેના પહેલા ભાષણમાની દુષ્કાળની રાહતના કામ ઉપરની ધમધમાવતી ચર્ચા એ અથાક મહેનતનુ ફળ ગણાય, અને વડી ધારાસભામા હવે પછી તેમને જે પાઠ ભજવવાનો હતો તેનું એ યોગ્ય મંગલાચરણ ગણાય ઈ સ ૧૯૦૧ ના[3] જમીન મહેસુલના કાયદાના સુધારાના નિબંધનો વિચાર મુલતવી રાખવા માનનીય શ્રી મહેતાએ દરખાસ્ત મૂકી હતી તેના અનુસંધાનમા શ્રી ગોખલેએ જે ભાષણ કર્યું હતુ તે મુંબઈની ધારાસભાનુ તેમનું સૌથી વધારે સચોટ ભાષણ હતું. જેનો આ સુધારો નામંજુર ગણવામા આવ્યો કે તરતજ શ્રી મહેતાના અને બીજા બધા બીનસરકારી સભાસદોના 'નાટકી' સભા ત્યાગને લીધે, (એંગ્લો ઇન્ડીઅન વર્તમાનપત્રોએ એ સભા ત્યાગને નાટકી કહ્યો હતો) એ કાયદાને અંગે જે વાદવિવાદ અને ઝઘડો ચાલ્યો હતો તેની ચર્ચા વાશ કેવી હતી તે ઘણાખરા વાચકોના ખ્યાલમાં હશે. શ્રી ગોખલેએ સાબીત કર્યું કે કાયદાના જે બે હેતુ હતા તે સરતા નથી. નથી એ કાયદો

---

૨ જુઓ Natesan's first edition of Gokhale's Speeches.

૩ જુઓ "ગોખલે અને મહેતા"

ખેડુતોનું રક્ષણ કરતો, અને નથી એ શાહુકારોની સત્તાને તોડી પાડતો. પછી સરકારી મહેસુલની આવકમાં આ સુધારો કેવી રીતે વધારો કરી આપશે, અને જમીનપરની સરકારની માલીકી હોવાનો વિપ્લવપ્રેરક સિદ્ધાંત આડકતરી રીતે એ સુધારાથી કેવી રીતે દૃઢ થશે તે એમણે સમજાવ્યું હતું. અને અંતમાં, લોકપ્ર સભાસદોના અભિપ્રાયને પડકો ન માગવાની પણ સરકારી બહુમતીના રાક્ષસી બળનો ઉપયોગ વિશાળ અને સમાધાનકારક ભાવનાથી કરવાની તેમણે ગવર્નરને આજીજી કરી હતી. પણ એ આજીજી નિષ્ફળ નીવડી, અને જ્યારે ગોખલેના પક્ષના બીજા સભાસદોએ કાઉન્સિલ હોલમાથી ચાલતી પકડી ત્યારે તે પણ તેમની પાછળ ચાલતા થયા કારણકે તેણે કહ્યુ હતુ કે જો તે હાજર રહે તો તેમની હાજરીને લીધે એ કાયદાને અંગે આગળને તબક્કે જે કંઇ જવાબદારી તેના શિરપર આવે તેટલી જવાબદારીનો અંશ પણ તે વ્હોરવા નાખુશ હતા. ભાષણમા એવી હાર્દિકતા હતી, એવી સચોટતા હતી, અને રજુ કરવાનો એવો જુસ્સો હતો કે તે ભાષણની અસર કાઉન્સિલ પર થઇ, અને એક યુરોપીઅન સભ્ય બોલ્યા હતા કે શ્રી ગોખલેના ભાષણ પછી એ કાયદો આપોઆપ પડી ભાગ્યો ગણાય.

ઈ સ ૧૯૦૨ માં જ્યારે માનનીય શ્રી મહેતાએ વાઇસરૉયની કાઉન્સિલની બેઠક ખાલી કરી, ત્યારે સૌને એમ લાગતુ હતુ એ સ્થાન માટે જો કોઇ યોગ્ય હોય તો તે શ્રી ગોખલે હતા કર્તવ્યની હાકલ તેમણે કદિ અવગણી નથી, તે નીતિ પ્રમાણે તેમણે એ ઉચ્ચ દરજ્જો સ્વીકારી લીધો, અને આજસુધી તે સ્થાન તેઓ સાચવી રહ્યા છે. મુંબઇના બીન સરકારી સભ્યોએ તેમને પહેલીવાર નહિ પણ ચોથીવાર પણ એ જગ્યા માટે ચુંટી કાઢયા છે. વડી ધારાસભામા (શ્રી ગોખલેનો પ્રવેશ કરાવી) થતી ચર્ચામાં નવો જુસ્સો દાખલ કરાવવા માટે એંગ્લો ઇન્ડીઅન અમલદારે શ્રી મહેતા ઉપર આક્ષેપ મૂક્યો હતો, અને તેથીજ સમસ્ત હિન્દુસ્તાનના લોકોએ શ્રી મહેતાનાં વખાણ કર્યાં

હતાં. શ્રી મહેતાના અનુયાયી શ્રી ગોખલે તો એથી પણ આગળ ગયા. અને તેમના પહેલા ભાષણમાં જ બજેટ ઉપરના લોક તરફના વિવેચનને નવોજ સૂર તેમણે આપ્યો. બજેટમાં બતાવાતા પુરાંતના વધારાને દુઃખદાયક બોજા તરીકે ગણાવવાની રીત, કરનો ભાર હળવો કરવાની દલીલ, અને હિન્દુસ્તાનના લોકો સમૃદ્ધિવાન છે એવી અમલદારોની માન્યતાને ખોટી ઠરાવતું વિવેચન, એ એવી બાબતો હતી કે તેનાથી આખા દેશનું લક્ષ તેમના તરફ જકડાઇ ગયું. એમ સ્પષ્ટ થઈ ગયું કે વડી ધારાસભાના આ નવા સભ્ય હિન્દી નાણાકીય સ્થિતિના પૂરેપૂરા નિષ્ણાત અને કંઈ પણ બાકી ન રાખે તેવા કડક ટીકાકાર નીવડશે; અને સત્તાના ખોટા ડોળથી કે અમલદારશાહી ટોલ વગાડવાથી કોઈપણ અમલદારશાહી ટાઈલાં કૃત્યો, વગર ટીકાએ આ સભ્યની આંખ નીચેથી પસાર થઇ શકશે નહિ. આને લીધે તે પ્રખ્યાત થઇ ગયા. કારણકે શ્રી આર. સી. દત્ત જેવા પ્રમાણભૂત મહાશયે થોડા દિવસ પહેલાંના પ્રસંગે ઉચ્ચાર્યું હતું કે તે-હિન્દુસ્તાનમાં-આવતો મનુષ્ય છે.

ઇ. સ. ૧૯૦૨ ના પાછલા ભાગમાં, શ્રી ગોખલે ફર્ગ્યુસન કોલેજની નોકરીમાંથી નિવૃત્ત થયા; એ કોલેજના ઘડતરમાં એમનો મોટો ફાળો હતો. વીસ વરસની પૂરી મુદત થવા માટે બે વરસ હજુ ખૂટતાં હતાં; પણ શ્રી ગોખલેને ખાતે ઘણા મહિનાઓની રજા જમા રહેલી હતી. કોલેજમાંથી સદન્તર છૂટા થતાં પહેલાં આ રજા ભોગવવાની તેમને છૂટ મળી હતી અઢાર વરસની ઉંમરે માસિક રૂા. ૭૫ ના પગારથી કોલેજની સેવા કરવાની પ્રતિજ્ઞા યૌવનના ઉત્સાહના પહેલા ધસારાપૂર્વક તેમણે લીધી હતી. બીજાં અઢાર વરસ વીત્યાં ત્યાં તો આપણે તેમનામાં અનુભવ જોઇએ છીએ, ડહાપણ જોઇએ છીએ, પણ તેથી વધારે તો આપણે તેમનો ઉત્સાહ જોઇએ છીએ એ ઉત્સાહના બળથી એક બીજી પણ વધારે કડક પ્રતિજ્ઞા એમણે લીધી છે. દરમાસે રૂા. ૩૦ ના નિવૃત્તિ વેતન ઉપરજ અવલંબી બીજી જંજાળ રાખ્યા

સિવાય ખાગ આત સ્મરણપૂર્વક પોતાના દેશની સેવા કરવાની રો ડકક પ્રાંતના હતી કોલેજની કામગીરીની વિદાય લેતા તેમણે તેમના ભાષણમા કહ્યુ હતુ કે હિન્દુસ્તાનમાં જાહેર જીવન જીવનારાને કોઇ જાતનાં પારિતોષિક મળતા નથી, પણ ઘણી આફતો અને કમોટી તેમના વાસ્તે ખડી હોય છે, તેમ છતા તેમને કોઇ ન અટકાવી શકે, એવા વેગથી તે તે પ્રકારના જીવન તરફ આકર્ષાયા છે. એક હૃદયદ્રાવક કહાણી તેઓ પોતાના જીવનને લાગુ પાડતા. એ કહાણીમાં એક માછીમારના જીવનનો પ્રસગ તે વર્ણવતા એ માછીને સમુદ્ર પ્રત્યે સદા આકર્ષણ રહેતુ. સમુદ્ર શાન્ત હોય કે તોફાની હોય–ગમે તેવુ રૂપ સમુદ્ર ધારણ કર તો પણ તે માછી પોતાનુ હોડકું લઈ સમુદ્રમા ઝંપનાવતોજ તેને ઘણીવાર સમુદ્રના મોજાં સામે હાર ખાવી પડતી તો પણ તે પોતાનું સાહસ ચાલુજ રાખતો છેવટે એક દિવસે તેની તૂટીફૂટી હોડી સહિત તેને સમુદ્રે સઘરી લીધો ખરૂં કહીએ તો શ્રી ગોખલેએ ગમે તેટલી નિરાશા અનુભવી હશે, હારખાધી હશે–પણ રાષ્ટ્ર–પ્રજા–શ્રી ગોખલેના પક્ષમાજ ખાનદાનીપૂર્વક ઊભી રહી છે. જે દેશમા પૂરણ ભગત[૫]ના ત્યાગી જીવનના પ્રસંગો બહુ જાણીતા હોય છે, ત્યા શ્રી ગોખલેના જેવા ત્યાગ અને યશવાળા જીવન માટે લોકો સાચી પ્રશંસા અને પ્રેમપૂર્ણ એહસાન દર્શાવ્યા વગર રહેજ નહિ એમના રાજદ્વારી ક્ષેત્રના સમોવડીઆ અને વિરોધીઓ, તેમજ જેઓ સરકાર તંત્ર સાથે નિકટતાથી વણાયા હતા તે પણ, તેમના તદ્દન નિસ્વાર્થ લક્ષણવાળા દેશ પ્રેમને લીધે અને માતૃભૂમિ માટેની તેમની અથાક ઉદ્યોગવાળી મહેનતને લીધે શ્રી ગોખલે તરફ આકર્ષાયેલા રહે છે લોર્ડકર્ઝન શ્રી ગોખલેની

---

૪ જુઓ The Apology Incident "માફી માગવાનો પ્રસગ"

૫ જ્યારે દુન્યવી કીર્તિને શિખરે પહોચ્યો ત્યારે પૂરણ ભગતે જે ત્યાગ અને સંન્યાસ દર્શાવ્યા. તેના જેવો શ્રી ગોખલેનો ત્યાગ હતો. જુઓ Kipling's story—"The Miracle of Puran Bhagat."

બહાર પડની શક્તિથી છક્ક થઈ ગયા હતા અને તેણે કહ્યુ હતુ કે કાઉન્સિલસભા-વડી ધારસભામા-શ્રી ગોખલે જેવા પ્રતિસ્પર્ધી સામે પડાબાજી ખેલવી એ એક આનંદ હતો જ્યારે શ્રી ગોખલેને સી આઈ ઇ. ના ઇનામના માનના ખબર મોકલતાં લોર્ડકર્ઝને એવી ઇચ્છા દર્શાવી હતી કે હિન્દની સેવા કરવા શ્રી ગોખલે જેવા બીજા ઘણા દીકરા હોય તો કેવુ સારૂ ! શ્રી ગોખલે પોતાના દેશના માણસો ના હૃદયરૂપી સિંહાસન પર બિરાજે છે હિન્દીજનોએ તેમનાથી આપી શકાય તે મોટામાં મોટુ માન આપ્યુ છે. આજે, આપણે આપણા વડાદાદાને (દાદાભાઇ) બાદ કરીએ તો શ્રી ગોખલે જ એક એવા માણસ છે કે જે બધા પ્રજાકીય પક્ષોનું માન અને પ્રેમ પોતા પ્રત્યે ટકાવી રહ્યા છે. બીજા દરેક રાજદ્વારી આગેવાનોના ચારિત્ર માટે અને ઇરાદા માટે ઉદ્દામ વિચારના પ્રણાલિકા ભંજક જનો તરફથી શકા ઉઠાવવામાં આવી છે સુરતની[૬] ગઈ મહાસભાની ટુકી મુદતની બેઠક દરમ્યાન પણ, જ્યારે ઊમિલતાનો ઉભરો વહેતો હતો, અને માણસોને શબ્દોની કીમત રહી નહોતી, ત્યારે પણ શ્રી ગોખલેની વ્યક્તિ માટે જો ખરાબમા ખરાબ કઇ મોનાતુ હતુ તો તે એ હતુ કે એ (શ્રી ગોખલે) ખરાબ પક્ષમાં સજ્જન પુરૂષ હતા શ્રી ગોખલેને થોડાજ વર્ષમાં ઘણા માન અને ઇલ્કામોથી સમૃદ્ધ થવાનો પ્રસંગ આવ્યો હતો, કોઇ પણ દેશભક્તને ખુમારી ચડે એવો એમની કામગીરીનો ઇતિહાસ હતો, એ ઇતિહાસ ભવિષ્યના ઉજળા પાના ઉપર લખાવાની વાટ જોતો હતો તે સમયે શ્રી ગોખલે હિન્દીપ્રજાની આંખની કીકીમાં એ ઉજ્વલ ઇતિહાસના પાના વાચવ ને ભાગ્યશાળી બન્યા અને જ્યારે તેમણે જાહેર જીવનનો જોખમી પ્રવાસ આદર્યો ત્યારે તેમને શકા રહેતી કે રખેને તેની દશા પવનના સપાટે ચડેના, તોફાનમા હચમચી રહેલા

---

૬ સુરતની મહાસભાની બેઠકમા નરમ પક્ષ અને ઉદ્દામ પક્ષ વચ્ચે મોટી ફાટ પડી હતી અને એ બેઠક પડી ભાગી હતી

ને ભાંગવાની તૈયારીમાં હોય એવા વહાણના ખલાસીની દશા જેવી થાય: પણ ખરેખર શ્રી ગોખલે તે દશામાંથી સારી પેઠે મુક્ત રહ્યા છે.

ઈ. સ ૧૯૦૪માં ઇન્ડીઅન કોન્ગ્રેસના (મહાસભાના) સંયુક્ત સામાન્ય મંત્રીના નાતાથી શ્રી ગોખલે મદ્રાસ આવ્યા હતા. દક્ષિણ હિંદના પાટનગરે એમનો ભપકાદાર સત્કાર કર્યો હતો. તે વખતે જેમ દેશના બીજા ભાગમાં બન્યું હતું તેમ દક્ષિણની સમજુ પ્રજાના ચિત્તમા પણ હિંદુસ્તાનની યુનિવર્સિટીઓને લાગતા કાયદા સમ્બન્ધી અને સરકારી કામને ગુપ્ત રાખવાના કાયદા સમ્બન્ધી ખૂબ ખળભળાટ જાગ્યો હતો. તેથી આ કાયદાની સામે થવામાં કેટલી બહાદુરીથી શ્રી ગોખલેએ વડી ધારાસભામાં કેટલી નિષ્ફળ લડત ચડાવી હતી, અને જરા પણ થાકયા વિના એક પછી એક વિરોધીઓની સામે તે વખતના ક્ષેત્રને ધ્રુજાવનાર–લોર્ડ કરઝનની પણ સામે તે કેટલી ખંતથી થયા હતા તેનો સ્વીકાર ત્યાંના લોકોએ એટલા જ ગર્વપૂર્વક અને એશાન પૂર્વક કર્યો હતો. બજેટ ઉપરના એમનાં ત્રણ ભાષણોની અસર ગંભીર જનતા ઉપર એવી થઇ હતી કે શ્રી ગોખલે માટે એમના ચિત્તમાં પ્રશંસા જાગી ઉઠી હતી. તેમના સ્વર્ગસ્થ ગુરૂના સંસ્મરણો, જે શોક અને પ્રેમના ઊર્મિલ પ્રવચનોથી તે પ્રકટ કરી રહ્યા હતા તે પ્રવચનોમાં આધ્યાત્મિક ભાવનાનો ઉંડો પડઘો પાડતાં હૃદયના દર્શન, ધર્મશીલ માનસવાળા લોકો કરી રહ્યા હતા. તેથીજ આ પરાક્રમી–નામાંકિત–મેમાનનો સત્કાર કરવાના કામમાં અને તેમને આવકાર આપવાના એશાન ભર્યા કામમાં બધા વર્ગના લોકો સ્વાભાવિક આનંદથી જોડાયા હતા છાપાવાળાઓએ–એંગ્લોઇન્ડીઅન છાપાઓએ પણ–તેમના જીવનની ટુંકી નોંધો છાપી હતી અને તેમનાં ભાષણો અને સંબોધનોમાથી મોટા ઉતારા છાપ્યા હતા. વિદ્યાર્થીઓએ એમને માનપત્રો આપ્યાં હતાં; જાહેર સંસ્થાઓએ તેમનો સત્કાર કર્યો હતો; તેમને ઉતારે તેમના પ્રશંસકોના ટોળાં જામતાં હતાં: અને મિત્રો તો તેમને વળગીજ રહેતા. એક કાર્ય-

ક્રમને લીધે તેમના આત્માને ખૂબ પ્રસન્નતા મળી હશે. તે કાર્યક્રમ એટલે મયલાપોરમાં "રાનડે પુસ્તકાલય"ના મકાનનો પાયો નાંખવાની ક્રિયા. તે વખતે એકઠા થયેલા જનસમૂહને ઉદ્દેશીને શ્રી ગોખલે બોલ્યા કે–જ્યારે તમે અહિં આવો ત્યારે યાદ રાખજો–ચોક્સ યાદ રાખજો કે તે ગુરુવર્ય જો કે આપણી સાથે હવે નથી–તોપણ તેમની દૃષ્ટિ તમારા સર્વ ઉપર છે. તેજ ભાવનાથી આ પુસ્તકાલયમાં મળતી સગવડનો વિશેષમાં વિશેષ લાભ લેવા તમે પ્રેરાશો. જેટલા પ્રમાણમાં તમે આ લાભ લેવા પ્રેરાશો તેટલા પ્રમાણમાં તમે શ્રી રાનડેનું સાચું સ્મારક ઊભું કર્યું ગણાશે. આ શબ્દો સાવ સાદા છે પણ તે હૃદયની ટંકશાળમાંથી નીકળેલા છે, અને સાચો રણકો ઉપજાવનારા છે.

ઈ. સ. ૧૯૦૫ ના વર્ષમાં શ્રી ગોખલે ઉપર ભારે કામ અને વધારે ભારે ચિંતા અને અકળામણ આવી પડ્યાં. મહાસભાના મંત્રીની ફરજોનો બોજો તે શ્રી ડી. ઈ. વાચ્છાના સહકારથી ઉઠાવી રહ્યા હતા. ઈંગ્લાંડની સરકારનાં અજ્ઞાન, હઠીલાપણું અને અનિયમિતતાઓને જગત આગળ વાજબી ઠરાવવા પ્રયત્ન કરનાર કાયદાની સામે શ્રી ગોખલેને વાઇસરોયની કાઉન્સિલમાં, ભલે અફળ, પણ મોટી ઝુંબેશ ઉઠાવવી પડી હતી સરકારી નિવેદનો વાંચી તેમાંથી આંકડાઓ મેળવી તેના ઉપરથી મહાપરિશ્રમે મોટાં કોષ્ટકો તેમને તૈયાર કરવાં પડ્યાં હતાં. વાઇસરોયે અવળે માર્ગે દોરી જાય તેવી ગણતરીઓ દ્વારા–હિન્દી સરકારે દેશી જનોને ઉચ્ચ પદવીની નોકરીમાં દાખલ કરવાની અજોડ ઉદારતા દર્શાવ્યાના જે પુરાવા કાઉન્સિલમાં રજુ કર્યા હતા, તે બધાને બજેટ વખતના ભાષણમાં ઉઘાડા પાડવામાં શ્રી ગોખલેએ તૈયાર કરેલાં મોટાં કોષ્ટકોનો ઉપયોગ કર્યો હતો. વળી ઈંગ્લાંડમાં કેટલાક યુરોપીઅન અને હિન્દી જનોની મિત્રતા ભરેલા લાગને લીધે અને પરોપકાર વૃત્તિવાળી સખાવતને લીધે મોટા વિરોધની સામે થઈને "ઈન્ડીઆ" નામનું એક અઠવાડિકપત્ર ચલાવવામાં આવતું હતું, તે હિન્દીજનો

તરફથી તેને આશ્રય ન મળવાને કારણે જે પત્ર લગભગ બંધ થવાની તૈયારીમાં હતુ, તે 'ઇન્ડીઆ' પત્રની એજન્સી શ્રી ગોખલેએ હિન્દુસ્તાન પુનઃ સ્વીકારી હતી તે કામ ઉપરાંત–રાનડે ઈકોનોમિક્સ ઇન્સ્ટીટ્યુટ–વાસ્તે નાણા એકઠાં કરવાનુ કામ પણ એમના પર એવા સ્વરૂપનુ હતુ કે બીજાં કોઇ પણ કામ આ ઉમદા કાર્યને તેમના મનોવ્યાપારમાંથી દૂર ખસેડી શકે એમ નહોતા સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાયટી–હિન્દ સેવક સમાજના[૭] પહેલા સભ્યોની પવિત્ર પ્રતિજ્ઞા વિધિ આ વર્ષના જુન માસની બારમી તારીખે થઇ હતી તે મંડળના સ્વરૂપનો નકશો ઘડવામા અને તેને મૂર્ત સ્વરૂપ આપવામા એઓ પોતાના અનુભવનો અને કાળજી ભરેલા વિચારસંદર્ભનો પૂરેપૂરો ઉપયોગ કરી રહ્યા હતા વળી આગલા વરસની મહાસભામાં હિન્દના બધા ઇલાકાએ ઇંગ્લાંડ મોકલવાના મિશનની જવાબદારી ઉપાડી હતી, પણ જે ફરજ મુંબઇએ અને પંજાબે જ બજાવી હતી, તે મિશનના કામનો બોજો તેમના શિર ઉપર જ હતો જાણે કે આ બધા કામોનો બોજો હજુ પૂરતો ન હોય તેમ શ્રી ગોખલેએ હિન્દુસ્તાન છોડયુ તે પહેલાં તેમના શિર ઉપર અત્યાર સુધીના વધતા જતા બોજાવાળી જવાબદારીઓને ટપી જાય એવી મોટી જવાબદારીવાળી ફરજ તેમને સોપવામા આવી જવાબદારીની ગભીરતામા અને તેમના કતાર્થના અત કામના બોજાથી દબાઇ ગયેલા શરીના બધારણ પર ખેચ નાખવાની બાબતમાં આ નવી ફરજ સૌથી ભારે હતી તેમણે પોતે ખુલ્લા દીલની નારાજી બતાવી હતી છતા, અને અનેક પ્રકારે પોતાનો વિરોધ દર્શાવ્યો હતો છતા–આવતા વરસની બનારસની કોંગ્રેસની મહાસભાની–સત્કાર સમિતિ શ્રી ગોખલેને જ–અને બીજા કોઇને નહિ–તે સ્થળની બેઠકના પ્રમુખ તરીકે ઈચ્છતી હતી તેમજ સમસ્ત હિન્દે પણ એકજ અવાજે એ પસદગીને મંજુર રાખી અને સહર્ષ વધાવી લીધી

---

૭ જુઓ S. I. S. A Retrospect

આ વરસે હિન્દુસ્તાનના જાહેર જીવનમાં એક અસાધારણ ઉભરાનો આરંભ થયો હતો. એ ખળભળાટ આજસુધી જરા પણ નરમ પડ્યા વગર ચાલુ રહ્યો છે. ઉકળાટ ઉપજાવે એવા કાયદાઓની પરંપરાની ટોચે મૂકી શકાય તેવો "બંગાળાના ભાગલા"નો કાયદો અનેક ઉશ્કેરણી અને ભીડપ લગાડે તેવા સંજોગો વચ્ચે પસાર થયો. તે કાયદાને પરિણામે તેજ સ્વભાવના અને લાગણી પ્રધાન વિચારવાળા બંગાળી લોકો લગભગ ગાંડાતુર બની ગયા.[૮] નરમાશ—સમાધાન—અને શ્રદ્ધાના ભુક્કા ઉડી ગયા–તેથી કર્ઝન-કિચનરના ઝઘડાને[૯] પરિણામે તોફાની પ્રવૃત્તિના ક્ષેત્રમાંથી બંગાળાના દુ:ખ તરફ અવગણના બતાવનાર પક્ષ જતો રહ્યો. તોપણ તેનાથી જરા પણ રાહત આપી શકાઇ નહિ. પરદેશી બધી વસ્તુનો બહિષ્કાર કરવાનું લોકોને કહેવામાં આવ્યું. વ્યાજબી ગેરવ્યાજબીનો વિવેક રાખ્યા વગરના એ બહિષ્કારમાં શાળાઓ અને કોલેજો પણ ભોગ બની ગઇ; અને પ્રચારના આ ચાળે ચડેલા નિશાળીઆ અને વર્તમાનપત્રના અધિપતિઓ ઘણીવાર સત્તાધિકારીઓ સાથે અથડામણમાં આવી પડતા. પોતાના અધિકાર તળેની

---

૮ ૧૯૦૫ના જુલાઇ માસમાં લોર્ડ કર્ઝને બંગાળના ભાગલાની જાહેરાત કરી. તેમ કરી પૂર્વ બંગાળ અને આસામ એમ ભાગ પડ્યા. બંગાળના લોકોએ આ ભાગલાને તીવ્રતાથી ધીક્કારી કાઢયા.

૯ લોર્ડ કિચનરે–સેનાપતિએ–પોતાની કારકીર્દિના આરંભમાંજ હિન્દી લશ્કરના કારભારની પદ્ધતિ સામે જોરદાર અવગો ઉભો કર્યો. તે વખતની પદ્ધતિ એવી હતી કે હિન્દી લશ્કરની અમલ બજવણીની સત્તા–કમાન્ડર-ઇન ચીફ–ની રહેતી અને બંધારણ વગેરેના ઘડતરની સત્તા હિન્દી સરકારના લશ્કરી સભ્યના હાથમાં રહેતી. લોર્ડ કિચનરે દલીલ કરી કે આ બન્ને સત્તા લશ્કરના વડા પ્રધાનના હાથમાંજ રહેવી જોઇએ. તેમાંથી કિચનર અને કર્ઝન વચ્ચેનો ઝઘડો થઇ પડ્યો. કર્ઝન એમ કહેતો કે લશ્કર ઉપર સરકારની જે સત્તા છે તેને સ્થાને કિચનર, સેનાપતિની એકહથ્થુ સત્તા સ્થાપવા માગે છે. છેવટે લોર્ડ કર્ઝન તેમાં ફાવ્યો નહિ અને તેણે રાજીનામું આપ્યું.

પ્રજામાં ખળભળાટને ચલાવી લેવાનો જેનો મગરૂરી ભરેલો સ્વભાવ હતો તે સર બી. ફુલરે[10] અટકાયતનો, દબાણ નીતિનો અને જુલમથી ધાક બેસાડવાનો એવો માર્ગ ગ્રહણ કર્યો કે તેનો પ્રત્યાઘાત તેના ઉપરજ થયો. સ્વાર્થી અને ધિક્કારને પાત્ર બનેલા ફીરંગીની સત્તામાંથી સદ્દન મોકળું સ્વાતંત્ર્ય-સ્વરાજ-એ આપણી અભિલાષાઓનો અંતીમ ધ્યેય ગણાવા લાગ્યો, અને આ નવા પંથના મુખ્ય પ્રણેતાઓ સ્પષ્ટ રીતે કોઇપણ પ્રકારનાં બળ જબરીઆત વાપરવાનું માન્ય રાખતા નહોતા તો પણ લોકમાનસ એવું હતું કે તે નિષ્ક્રિય સામના અને સક્રિય સામના વચ્ચેનો સૂક્ષ્મ તફાવત હમેશ ધ્યાનમાં રાખી શકતું નહિ. શારીરિક બળવાળી હીમત ઠાવકી રીતે કેળવવામાં આવતી હતી. લાઠીની રમત એ દિવસોના યુવાનોની મુખ્ય રમત થઇ પડી હતી. કોઇ પોલીસ સાથે ઝપાઝપી કરતું તો તેવાં કૃત્યને જુલમનો સામનો કર્યા બરાબર માની તેને માનથી વધાવવામાં આવતું હતું. પોલીસના સિપાઇએ કોઇ યુવાનના શરીર પર ગુસ્સો ઉતાર્યાનાં ચિહ્નો કદિ મૂકયા હોય તો તેવા યુવાનોને યુદ્ધના વિજયનાં ચિહ્નો અર્પણ કરવામાં આવતાં. આ બધી પ્રવૃત્તિ ન છાજતી અને છોકરવાદથી ભરેલી જણાય તેવી હતી તો પણ એટલું કહેવું જોઇએ કે 'પ્રજાકીય જુસ્સામાં અને સ્વભાવમાં જે મૂળભૂત મોટો ફેરફાર પ્રવર્તી રહ્યો હતો એ ફેરફારનાં એ ઉભરાતાં લક્ષણો હતાં. પ્રજાના જે દુર્ગુણોથી અને ચારિત્રની નબળાઇને કારણે પ્રજાએ પોતાનો સુંદર દેશ ગુમાવ્યો હતો તેના તરફ માણસો શરમની દૃષ્ટિથી જોતા અને વિચારતા થયા હતા; અને એવા અનુભવની એમને તમન્ના જાગી હતી કે જે અનુભવથી તેમના શરીરમાં ખડતલપણું આવે અને સ્વભાવમાં ખુમારી આવે. સરકાર ઘાતકી નિર્દય હતી; તે અન્યાયી હતી; તેનાથી લોકો કંગાલ બન્યા, નિઃસત્વ

---

૧૦ સર બી ફુલર પૂર્વ બંગાળાના અને આસામના લેફ્ટેનન્ટ ગવર્નર હતા.

બન્યા, અને ચગદાયા એમજ હોય ને? બીજુ શુ હોઈ શકે? સરકાર બીજુ કરી પણ શુ શકે? સરકાર પરદેશી સરકાર નહોતી? બસ એમાંજ બધુ આવી ગયુ એ વાત ખરી કે આ સરકારને યોગે દેશમા કાયદાનુ પાલન થતુ હતુ, સલામતી હતી, દેશમા રસ્તાઓ, રેલ્વે અને બીજાં સંસ્કૃતિના સ્થૂળ સાધનો પણ એને લીધે આવ્યા હતા પણ તે તો ગરજુ ગરજને સરળ બનાવવાનુ કામ કરતા હતા અને પર દેશીઓને વિશેષ લાભ આપી શકતા હતા પ્રજાના મન ઉપર તો તે જાદુની મંત્ર જેવી અસર ઉપજાવી રહ્યા હતા, એ માયની જાળ જ તોડી નાખવી જોઈએ માટે જુલમ અને અધાધુંધીને આવતા દો-તેને સત્કારો! જેમ જેમ એમા વૃદ્ધિ થશે તેમ તેમ પરદેશી સત્તાની છેલ્લી ઘડીઓ જલદી વાગતી થશે ઇતિહાસમાથી પણ દુખી હૃદય માટે બોધપાઠ મળીજ રહે છે જ્યા ઈગ્લાંડને પોતાના હિતની દૃષ્ટિએ લાભ કારક જણાયુ હોય તે સિવાયના પ્રસગે ઈગ્લાંડ સ્વાતત્ર્યનુ હિમાયતી કદિ બન્યુ નથી આયર્લૅન્ડ તરફ જુઓને? જોરદાર ખળભળાટ વગર, ભારી મારણાના કાચ તોડ્યા વગર, હાડકાઓ ભાગ્યા વિના અને લોકોના ટોળા ઉપર ગોળીબાર ચલાવ્યા વગર—એ આયર્લૅન્ડના પોતાના લોકોને હક્ક તરીકે કઈ પણ આપી શકાયુ નહોતુ. માટે હવે જવાદો અરજીઓની અને લાબા લચ્ચીદાર જેવડાં લોક-નિવેદનોની વાતો આપણને કોઈ પણ હક્કપત્ર મળ્યુ હોય તો તે વિક્ટોરીઆ રાણીનો ઢંઢેરો, તે પણ મહાન બળવાનુ પરિણામ હતુ આપણી માગણી ઓનો જો સ્વીકાર ન થાય તો તેમ ન થવાના કારણો આપણને જાણવા મળવા જોઈએ પુનામા પ્લેગના દિવસના ભયકર કૃત્યો કેમ અટકાવી શકાયા હતા? સર બી ફુલરે રાજીનામુ આપ્યુ છે તેના મર્મનો આતરિક ઇતિહાસ શુ છે? પજાબ કોલોનીઝેશન બીલ[11] (પજાબ

[11] લશ્કરમા નોકરી કરી પેન્શન મેળવનાર દેશી સિપાઈઓને જમીન રૂપે બક્ષિસ આપવાની પદ્ધતિને પરિણામે ખેતીકારોનુ એક સસ્થાન-

વસાયત કાયદો). ને સ્વીકારવાની હા, લોર્ડ મિન્ટોએ કેમ ન કહી ? વળી, શું અંગ્રેજ લોકો મનુષ્ય જાતથી પર છે ? તેમને આપણા હિત કરતાં પોતાની જાતનું હિત વધારે વહાલું લાગવું જોઈએ. આપણા દેશને જે જે સગવડ કે હક્ક અપાતાં જાય તે એમની પ્રતિષ્ઠાને ધક્કો લગાડતાં જાય. એમના દેશના માલની બજારમાં એક દ્વાર એમને માટે બંધ થાય. તેનો અર્થ એ કે તેમના દેશના સેંકડો કારીગરોની બેકારી અને ભૂખ. આપણા દેશના માણસોને માટે નોકરીની જગ્યા ખુલ્લી મૂકાય તે એમના દેશના નબીરાને માટે બારણા બંધ થવા બરોબર થઈ જાય. માટે જ્યાં સુધી તેમનું ચાલે ત્યાં સુધી તો તેઓ આપણને નમતું આપેજ નહિ. અને નમતું આપે તો તે ગાંડાજ ગણાવા જોઈએ: આ જાતની વિચારશ્રેણિ–કોઈવાર ખુલ્લી રીતે સમાજમાં ઠસાવવામાં આવતી, કોઈવાર છૂપી વાતોમાં અસરકારક રીતે રજુ થતી, અને કોઈ ઠેકાણે પોતાને થયેલા અન્યાયની વેદનાથી પીડાતા હૃદયમાં ધુંધવાતી–માત્ર એકજ પરિણામ લાવી શકતી. જાહેર કામ કરવાની જુની પ્રણાલિકામાં ઉગતી પ્રજાને વિશ્વાસ બેસવાનો હોય, તો તે વિશ્વાસ–શ્રદ્ધા આવી વિચારશ્રેણિથી જરૂર ઉડીજ જતો; અને જે રીતમાં વધારે મર્દાઈ, વધારે હીમત અને વધારે કાર્યસાધકતા હોવાનું સમજાવવામાં આવતું તે રીત તરફ નૂતન દેશભક્તિનું વલણ નમી પડતું હતું. બીજી તરફ, સમસ્ત દેશમાં ઊર્મિલતાનું એવું વિચિત્ર મોજું ફરી વળ્યું હતું કે જેને લીધે ( સરકારી તંત્રના ) જૂલમ અને ત્રાસના

---

પંજાબમાં બન્યું હતું–તેને લગતા કાયદાની વાતનો અહિ ઉલ્લેખ છે. વંશ પરંપરા આવી જમીનના ટુકડાઓ થતા ગયા અને નાના નાના જમીનદારની સંખ્યા વધતી ગઈ. તે અટકાવવા પંજાબ સરકારે જમીનદારી મોટા પુત્રનેજ મળે એવો કાયદો ઘડવા ધાર્યો હતો. તેના ઉપર પંજાબમાં ખળભળાટ મચ્યો હતો. લોર્ડ મિન્ટોએ વિચાર્યું કે આ કાયદાની અસરની બારિક તપાસ કરવી જોઇએ. તેમ કરતાં તેમને કાયદો ભૂલવાળો લાગ્યો તે પરથી એમણે એ કાયદો પસાર થવા દીધો નહિ.

સમભાગી થવાની ગાંઠથી લાખો માણસો સંકળાઈ ગયાં હતાં અને એકતા અનુભવતાં હતાં. એક રાષ્ટ્રની ભાવના એ અન્તીમ ધ્યેય હેવાનું સામાન્ય પ્રજાના માનસમાં પહેલીવાર જ ઊભું થયું હતું અને તે ધ્યેયને કોઈ પણ પ્રયાસે પહોંચી વળવાની વૃત્તિ જાગી હતી. "સ્વદેશી" અને "વન્દેમાતરમ્" એ એવા શબ્દો હતા કે તેનાથી નવા કાર્યક્રમ અને નવી ભાવનાનો અર્થ આપોઆપ ઉપલબ્ધ થતો હતો. મહાન કાર્યના પ્રચાર વાસ્તે બહુજ જરૂરના થઈ પડેલા એ બે શબ્દો હતા. એ મુદ્રાલેખ જેવા શબ્દો એવા હતા કે તેના બળથી ઉચ્ચતર સેવા અને ઉચ્ચતર ત્યાગ મેળવી શકાતાં; તે શબ્દો જીવનમાં નવો હેતુ અને નવી પ્રતિષ્ઠા ઉમેરી શકતા; અને તે શબ્દોથી યાતના અને કષ્ટો, આનંદનું રૂપ ધારણ કરતાં તથા તે શબ્દોથી મૃત્યુ, અમરત્વવાળા ધામનું રૂપ ધારણ કરતું હતું.

શ્રી ગોખલે જ્યારે ઈંગ્લાંડમાં ઉતર્યા ત્યારે ત્યાં પણ (પાર્લામેન્ટની) સામાન્ય ચુંટણી થવાની તૈયારી હતી. મી. બાલ્ફરનું પ્રધાન મંડળ અપયશ ભરી રીતે તૂટી પડયું હતું; અને અગાઉ કોઈ વખતે પણ ન અપાઈ હોય તેવી બહુમતીથી પ્રજા પોતાનો વિશ્વાસ (લીબરલ) ઉદાર પક્ષને સોંપવાની હતી. પંજાબના પ્રતિનિધિ લાલા લજપતરાય પણ તે વખતે ત્યાં હતા. તેથી આપણા ઈંગ્લાંડના દોસ્તોની ઉદાર મદદથી જોરદાર અને અખંડ પ્રચારની લડત ચાલુ રાખવામા આવી હતી. શ્રી ગોખલે પોતેજ પોતાના (સેક્રેટરી) મંત્રી હતા, તે પોતેજ પોતાના કારકુન હતા, અને પોતેજ પોતાની ખીજમત ઉઠાવનાર હતા. તેના શરીરના માળખાં ઉપર અને મગજ ઉપર કેટલો ભાર તે વખતે તેમને પડ્યો હશે તે એમની કામગીરીના સ્વરૂપ પરથી કલ્પી શકાય તેમ છે. એમ કહેવાય છે કે બીજાને મળવાના સમય પત્રકને પહોંચી વળવા મુસાફરી કરતાં કરતાં, ફુરસદના સમયમાં બીજાની મુલાકાત લેતાં લેતાં અને બીજાને પોતે મુલાકાત આપતાં આપતાં અને કાગળો અને

ચીઠ્ઠીઓ લખવાનું કામ કરતાં કરતાં શ્રી ગોખલેએ ૫૦ દિવસમાં લગભગ ૪૫ થી વધારે સભાઓમાં ભાષણો આપ્યાં હતાં. તેમના સામાન્ય સ્વાસ્થ્ય પર આની અસર થવા પામી હતી; તેમનું ગળું–કંઠ–એટલું આળું બની ગયું હતું કે પાછા વળતાં સ્ટીમર ઉપર જ તેમને ગળાના સુધારા માટે વાઢકાપ કરાવવી પડી હતી એ સ્થિતિમાં એમનો અવાજ એવો નબળો થયો હતો કે કોંગ્રેસના પ્રમુખના કામનો બોજો તે ઉઠાવી ન શકયા; અને પહેલો પ્રયત્ન તેમણે કર્યો તે પછી તેમનો અવાજ પૂરેપુરો બેસી ગયો હતો. ઈંગ્લાંડમાં એમણે બજાવેલા કાર્યની પ્રશંસાની જરૂર નથી. તેમની ટીકાઓ અને વિવેચનો નીડરતાવાળાં અને સર્વાંગ સંપૂર્ણ કહી શકાય. લોર્ડ કર્ઝનની કારકીર્દી એવી હતી કે શ્રી ગોખલેને ભાષણો માટેના વિષયનો કદિ તોટો પડતો નહિ. હિન્દુસ્તાનની સ્થિતિના દુઃખદ ચિત્રની પશ્ચાદ્ભૂમિકા ખડી કરવામા નીચેના વિષયોનો સજ્જનો ઉપયોગ તે કરી શકયા હતા–૧ લોકોનું દારિદ્ર, તેમની ભયંકર નિરક્ષરતા અને અજ્ઞાન, વધતા જતા મરણના આંકડા, ખેડુતોની કરજગ્રસ્ત સ્થિતિ, વખતો વખતના દુષ્કાળોના હુમલા, અને આરોગ્ય માટે અધમ સ્થિતિ, બધું ઓહિયા કરી જતું લશ્કરી ખર્ચ, દેશના ઉત્પાદનના સાધનોની ચાલુ વહેતી નિકાસની નદીઓ, લાયક હિન્દી જનોને પણ ઉચ્ચ હોદ્દાની નોકરીમાંથી સ્વીકારેલા સિદ્ધાંત મુજબ બાતલ ગણવાની નીતિ, નાણા પ્રકરણની અને બીજી રાજ્યવસ્થામાં હિન્દના હિત તરફ દર્શાવાતી ઉપેક્ષા, આખી પ્રજાને હથિયાર વિહોણી કરી નાંખવાની નીતિને પરિણામે પ્રજામાં આવેલું નૈતિક પતન, તેમજ ઉચ્ચ શક્તિને કેળવણીના કામમાં અને હિંમત ભરી યોજનાના કામે ફરજીઆત રીતે વપરાશ વગરની ગણવી પડતી હોવાને કારણે થયેલું પતનઃ આ દરેક વિષયને, શ્રી ગોખલેએ બહુ પ્રશંસનીય રીતે યોજેલા અને યોગ્ય ભાષામાં ઉતારેલા ફર્યાદનામા રૂપી ભાષણોમાં યોગ્ય સ્થાન અપાયું હતું. બ્રિટિશ રાજ્યને લીધે હિન્દુસ્તાનને થયેલા લાભનો ચિતાર એમના તરફથી અપાતો ત્યારે તેમનાં ભાષણોને યોગ્ય

રીતે વધતી લેવમાં આવતાં હતાં. રાજકીય અધિકારણના સુધારાની માગણીઓ એવી કાળજીથી ગોઠવવામાં આવતી કે તે માગણીઓ ધીરી પ્રગતિ કરતી હિન્દી પ્રજાને અનુકૂળ હોય, ઈર્ષાખોર એંગ્લો ઈન્ડી અનના મર્મિક અન્તરને ઉવેખનાર ન હોય, અને રાજ્યદ્વારી ક્ષેત્રના કામમાં મોટા મોટા સિદ્ધાંતોનો અને કૂટનીતિનો જેમને સ્વાભાવિક અણગમો હોય છે એવી બ્રિટિશ પ્રજાની વ્યવહારુ બુદ્ધિને સ્પર્શી શકે તેવી હોય આ પ્રસંગે એમની માગણીઓમાંની કેટલીક અગત્યની માગણીનો ચિતાર શ્રી ગોખલેના પોતાના શબ્દોમાંજ[૧૨] અપાય તો વધારે ઉપયોગી થઈ પડશે.

હિન્દુસ્તાનમાં શ્રી ગોખલે ઈંગ્લાંડથી પાછા ફર્યા ત્યારે મુંબઈમાં તેમજ પૂનામાં એમના કાર્યની કદર કરતો અને એમના તરફ એહસાન દર્શાવતો તેમનો જાહેર સત્કાર થયો હતો; અને શ્રી તીલક પણ તે અભિનંદનના મેળાવડામાં જોડાયા હતા. શ્રી ગોખલેએ જે કામ કર્યું હતું તેવું રાજકીય કામ કરવાને હીંદના પ્રતિનિધિએ ઈંગ્લાંડ જવાની જરૂર તેમણે સ્વીકારી હતી. તેથી ભવિષ્યના જાહેર જીવનમાં એક સપી રહેશે એને માટે શ્રી તીલકની હાજરીને લોકોએ શુભ શુકન તરીકે માની હતી. તેમને વિશ્રાન્તિની ઘણી જરૂર હતી, પણ વિશ્રાન્તિ ભોગવવાની ફુરસદ શ્રી ગોખલેને નહોતી. લાગણીના ઉશ્કેરાટના એક તોફાનમાંથી છુટા થઈ તેમને તરતજ બીજા ધાંધલવાળા કાર્યમાં ઘસડાવુ પડયું હતું. બનારસની ફરજો ઉપાડી લેવા તેમને ભાગ્યેજ ફુરસદ મળી હતી, માત્ર કલકત્તામાં તેમને થોડી મુદત સાંપડી હતી–અને તેનો ઉપયોગ (કોંગ્રેસના) મહાસભાના પ્રમુખ તરીકેનું ભાષણ રચવામાં થયો હતો. એ ભાષણ સાંભળવા સમસ્ત હિન્દુસ્તાન અને ઈંગ્લાંડનો મોટોભાગ પોતાના કાન સરવા કરીને તત્પર બની રહેલ. એ ભાષણના મંગલા-

---

૧૨ આ ફકરો ૧૮ અને ૧૯ પાના ઉપર ઉતારવામાં આવ્યો છે.

ચરણમાં જ લોર્ડ કર્ઝનને ઔરંગઝેમ સાથે સરખાવવામાં આવ્યો હતો; પછી બંગાલના ભાગલાના વિષયને પૂરેપૂરો છણવામાં આવ્યો હતો; સ્વદેશીના સિદ્ધાંતની, ઉચ્ચ ભૂમિ ઉપરથી સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી હતી, કોંગ્રેસના ધ્યેયનું વિવરણ કરવામાં આવ્યું હતું, અમલદારશાહીના વિરોધને ઉઘાડો પાડવામાં આવ્યો હતો; કોંગ્રેસે જેના વાસ્તે પોતાના બધા પ્રયત્નોને કેન્દ્રિત કરવા જોઇએ, એવા રાજકીય સુધારાની ભલામણ કરવામાં આવી હતી, અને અન્તમાં નવા હિન્દી પ્રધાન વિષે થોડો ઇશારો કરી ભવિષ્યના હિન્દુસ્તાનનું કાલ્પનિક ચિત્ર ખડું કરવા શ્રી રાનડેના લખાણમાંથી ઉતારો ટાંકવામાં આવ્યો હતો. આ ભાષણમાં તરતના અને વ્યવહારૂ હિતની વાતોજ લીધેલી હોવાથી તેમાં બીજા પ્રમુખોનાં ભાષણોને દીપાવનારાં અને પ્રાણવાન બનાવનારાં તત્ત્વો માટે અવકાશ જ નહોતો. મી મોરલે માટે વપરાયેલા શબ્દો અગત્યના જણાયા છે. એ મી. મોરલેએ તે પછીના દિવસોમાં કેટલીએ આશાઓના ભૂકા કરી નાંખ્યા છે અને હિન્દના સાચાં ભક્ત હૃદયોમાં કડવી ચિન્તાઓ અને વેદના જગાડી છે. આશાની એકાદી સુરખી, કે શંકા કુશંકાનો જરા નાનો ઉચ્છ્વાસ શ્રી ગોખલેને સ્પર્શ્યા વગર રહે તેમ ન હોવાથી, તે ખરેખર નવાઇ જેવું લાગે છે કે (મોરલે સંબંધી) શ્રી ગોખલેની ભવિષ્યવાણી કેટલી મીતાક્ષરી અને નાજુકાઇથી સમતોલ રાખવામાં આવી છે. "નવા હિન્દી પ્રધાન સંબંધી હું શું કહું ? જેમ આપણને આપણા અધ્યાપક તરફ લાગણી થાય છે, તેવી લાગણી આ દેશના સંખ્યાબંધ કેળવાયેલા લોકોની મી. મોરલે તરફ છે; અને અગાઉ કદિ જે આશા સેવી ન હોય અને જેટલું કદિ ધ્રુજયું ન હોય તેટલા આશા હૃદય સેવે છે છતા તે ધ્રુજે છે. મી મોરલે બર્કને માનથી પૂજનારા શિષ્ય છે, તે મીલના અનુયાયી છે, અને ગ્લેડસ્ટનના મિત્ર તેમજ તેમનું જીવનચરિત્ર લખનારા છે. આ દેશના રાજકારભારની વાતોમાં તેઓ એ વિદ્વાન વિચારકોના અને પોતાના સિદ્ધાંતોનો હિંમતપૂર્વક વ્યવહારૂ ઉપયોગ કરશે ? અથવા તો તેની આસપાસની

(ઇન્ડીઆ ઓરીસ) હિન્દી કચેરીની લાગવગના તે પણ ભોગ બનશે ? અને એ રીતે જે આશાઓ સેવવાનું તેમના વખાણોમાંથી શીખાયું છે તે આશાઓ ઉપર ઘાતકી ઝેરી બારેવા તે ફૂંકશે કે શું ?"

( સબ્જેક્ટ કમિટીની ) વિષય વિચારિણી સભાની બેઠકોમાં લગામને મજબૂત હાથે પકડી રાખવાનું કામ બહુ કઠણ હતું. ઉતાવળી પ્રગતિ ઇચ્છનો પક્ષ–ગરમ અથવા જલદ પક્ષ–એવી સ્થિતિમા નહોતો કે તે વખતે એમના ધાર્યા નિર્ણય લાવી શકે, પરંતુ તે પક્ષના વિચારના બળની અસર તો તે કોંગ્રેસના કામ પર આણ્યા વગર રહેતા નહિ. હિન્દી કોંગ્રેસ તરફથી પ્રિન્સ ઓફ વેલ્સ (ઇંગ્લાંડના પાટવી કુંવર) અને તેમના પત્નીને જાહેર સત્કાર આપવાના બાબતમાં આ આગળ પડતા પક્ષે મોટી મુશીબત ઊભી કરી હતી; આ આખા દેશમાં કોંગ્રેસના નામે–આ રાજવંશી મેમાનનો બહિષ્કાર થાય એવી પેરવી કરવા તે પક્ષે પ્રયત્ન કર્યો હતો. આ પ્રશ્ન ઉપર જે ચર્ચા ચાલી હતી તે બહુ ગરમ અને જોરદાર હતી; અને એ ચર્ચાને ઉપયુક્તતાની અને તેના સાચા સ્થાનની હદની બહાર ન જવા દેવા માટે પ્રમુખને પોતાની સત્તાની રૂએ વખતો વખત વચ્ચે પડવું પડતું હતુ. સામાન્યતઃ એમ કહેવામાં હરકત નથી કે ચર્ચામાં ઉતરનારાએ પ્રમુખને ખરા જીગરનો મદદકાર આપ્યો હતે અને પ્રત્યેક છાપાવાળા અભિપ્રાય દર્શાવાઇ રહ્યા પછી સામાન્ય રીતે કરેલા યોગ્ય સભાનું કામકાજ ચાલે એ જોવા તે બધા આતુર હતા તો પણ પ્રમુખનાં કામ વિવિધ હતાં. ગુસ્સાથી મતભેદ પાડનારાને શાન્ત પાડવા, ભાષણો કરવાના હક જેને તેને નક્કી કરી આપવા, ગૂઢ મુદ્દા ઉપસ્થિત થયા હોય તેના પર પ્રકાશ નાંખવો, ખરે ટાણે શાન્તિથી પ્રમુખના અધિકારની રૂએ કેટલીક ચર્ચાને ગેર કાયદેસર ઠરાવવાના મક્કમ મત આપવા, ઉકળાટમાં આવી ગયેલા પ્રતિનિધિઓ મુદ્દાને ચાતરી ન જાય તેની સંભાળ રાખવી, અને આ બધું મનાના જોહુકમી નિર્ણયોનો ઉપયોગ કર્યા વગર કરવું—એ કંઇ

સહેલી વાત નહોતી. તેમ કરવામા કામ લેવાની કળા, સદા જાગ્રત રહેવાની વૃત્તિ, વિચારની દ્રઢતા, અને વિનયશીલ વર્તણુકની ખાસ જરૂર હેય છે; અને એ ગુણો તો શ્રી ગોખલેએ ઘણી–સારી રીતે પચાવી લીધા હતા. ફરીથી બ્રિટિશ પ્રજાના મન ઉપર કોંગ્રેસની માગ ણીઓની અગત્ય ઠસાવવા માટે કોંગ્રેસે શ્રી ગોખલેને પ્રતિનિધિ નીમી બનારસ કોંગ્રેસના પ્રમુખ તરીકની એમની સફળ કામગીરીની કદર કરી હતી.

બીજે વર્ષે એટલે ઇ. સ. ૧૯૦૬ મા લોર્ડ મિન્ટો વાઇસરોયની પદવી પર આવ્યા પછી પહેલીવાર શ્રી ગોખલેએ પાચમી વખત બજેટ પરની ચર્ચાનું ભાષણ રજુ કર્યું હતુ, પહેલા તો તેમણે સર કારની લશ્કર સબધી રાજનીતિની જોરશોરથી ઝાટકણી કાઢી પછી ખેડુતોની સ્થિતિ સુધારવા માટે તેમણે કેટલીક અમૂલ્ય સૂચનાઓ રજુ કરી. (૧) સરકારી કામ માટે થતી જમીનની મ ગણીઓ કમી કરવાની જરૂર, ખાસ કરીને મુબઇ, મદ્રાસ અને સયુક્ત પ્રાત (યુ. પી.)માં તેમ થવાની જરૂર તેમણે બતાવી હતી. (૨) કોઈ પણ મર્યાદિત વિસ્તારનો દેશ લઇ ત્યાના ખેડુતોના કરજ ફેડવાનો અખતરો કરવો, અને તે પછીજ તેમને તેમની પોતાની જમીન પારકાને આપવાની સત્તા મળી છે તે ધીરે ધીરે કાઢી નાખવી. (૩) ઇજીપ્તમા લોર્ડ ક્રોમરે સ્થાપેલી છે તેવી ખેતીવાડીની બેન્કોની સ્થાપના કરવી, (૪) પાણીના પુરવઠા વાસ્તે નહેરોનુ અને તળાવોનુ પાણી વાપરી શકાય તેવા સુધારા, અને ખેતીના કામમા વૈજ્ઞાનિક સુધારા દાખલ કરવા (૫) હુન્નર ઉદ્યોગનું–યાત્રિક કળાનુ શિક્ષણ ફેલાવવુ (૬) મફત અને ફરજીઆત પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કરવો, (૭) આરોગ્યવર્ધક સુધારાના કામો— પાણીના નળ, ગટરો–હાથ પર લેવા. આ આખુ ભાષણ ઘણા સાદા પણ મનોવેધકતાની લાક્ષણિકતાવાળા શબ્દોથી ભરપૂર હતુ. અને તેથી ઉગતી પ્રજાના મનમા ઘર કરતી સુનેહ અને શાન્તિ વિરૂદ્ધની ભાવના

તરફ નવા વાઇસરોયનું ધ્યાન તે ભાષણે ખેંચ્યું. તેમણે કહ્યું —" નવી લાગણીના અને નવી ભાવનાના ઢગલા બંધાતા જાય છે અને તેના પ્રત્યે બહુ કાળજીપૂર્વક લક્ષ રાખવું ઘટે છે. આ દેશમાં નવી પેઢી એવી બહાર પડે છે કે બ્રિટિશ પ્રજાના આદર્શ અને બ્રિટિશ પ્રજાના ચારિત્ર સંબંધી ખ્યાલ એમણે એમના છેલ્લાં થોડાક વરસના અનુભવ ઉપરથી બાંધ્યા હોય છે; અને આ દેશમાં ઇંગ્લાંડે ભૂતકાળમાં જે મહાન કામ સાધ્યાં છે તેના વિચાર માત્રથી તેમના નવા વિચારો સંયમમાં રહેવા પામતા નથી. હું સંપૂર્ણ રીતે માનું છું કે આ નવા વિચાર અને લાગણીના પ્રવાહને યોગ્ય દિશા આપવી એ સરકારના હાથમાં છે એમ કર્યાથી એ નવો પ્રવાહ આખા સામ્રાજ્યને બળના ભંડારરૂપ-અને નહિ કે મુશીબતના પોટલારૂપ—નીવડશે. તો પણ એ વાત તો દીવા જેવી સ્પષ્ટ છે. કે આવું પરિણામ, દબાણ અને સખ તાઇનાં પગલાંથી લાવી શકાશે નહિ બીજી બધી વાતો કરતાં દેશને હમણા જેની જરૂર છે તે તો રાષ્ટ્રીય સરકારની. પછી ભલે તે સરકારના હોદ્દેદારો પરદેશી હો, પણ તેનો આત્મા તો રાષ્ટ્રીય હોવો જોઇએ સરકાર એવી જોઇએ કે તેમના કામથી અમને એમ લાગે કે અમારાં હિત એ સરકાર સૌથી પહેલા વિચારે છે, અને અમારી નેમ, મુરાદ—આશયો, અને અભિપ્રાય એ સરકાર પાસે કંઇક ગણતરીમાં લેવાય છે. આ વિચારો રજુ કરવાની મે છાતી ચલાવી છે, તેનું કારણ એ છે કે હાલના સંજોગ મને મોટી ચિંતાથી તન્એળ કરી નાંખે છે. માત્ર ચેતવણીરૂપે કે હૃદયની વિનવણી તરીકે હું મારો નમ્ર અવાજ બહાર પડું છુ બાકીનું બધું તો ઇશ્વરને ચરણે પડેલું છે." લોર્ડ મિન્ટો જેવા ભલા માણસના હૃદય ઉપર આ ચેતવણીની અને હૃદયની વિનવણીની અસર નહિ થઇ હોય એમ માની શકાતુ નથી. પણ આ ચેતવણીનું ફળ કંઇ ન આવ્યું તેનો અર્થ આપણે એમ કરવો ઘટે કે—વાઇસરોય ધારે તો પણ હિન્દી રાજકારભારમાં નવો માર્ગ કાઢવામાં તે પોતાની છાપ ઘણીજ ઓછી પાડી શકતો હશે, વળી એક-

વાર અન્ધાધુન્ધીના અને અવ્યવસ્થાનાં તત્ત્વો છૂટાં થઈ અમલમાં મૂકાવા લાગે કે પછી તે તત્ત્વો દેશના કામકાજમાં, બહુજ બળવાન બની જાય છે, અને મોટી લાગવગ ઊભી કર્યા કરે છે.

સર બી. ફુલર અને તેના ખાંધીઆ, દરેક પગલે ઉશ્કેરાતા ગયા, અને ગુસ્સે થતા ગયા. તેમજ તેના બદલામાં પ્રજાને તે ઉશ્કેરતા ગયા. કોઇને કોઈ જાતના જૂલમી વર્તનથી તેમણે નવયુગના માણસોને તેમજ જૂના યુગના બંગાળીઓને પણ ખળભળાટમાં મૂકી દેવાનું ચાલુ રાખ્યું. તે વખતે શ્રી ગોખલે ઈંગ્લાંડને માર્ગે વિચરી રહ્યા હતા અને બાબુ અશ્વિનીકુમાર દત્ત જેવાના અડગ અને પ્રેમપાત્ર વ્યક્તિત્વને લીધે અસહકારની હિલચાલના વ્યવસ્થિત મથક બનેલા બારીસાલ તરફ સમસ્ત ભારતની દૃષ્ટિ ખેંચાઇ રહી હતી. વાતાવરણ એક તરફથી ચકિત કરી નાખતું હતું તો બીજી તરફથી નિરાશાની છાયાથી ઢંકાઇ રહેતું હતું એ બારીસાલ શહેરમાં એ વરસની પ્રાંતિક રાજકીય પરિષદની બેઠક ભરવાની હતી એ બેઠક જો કોઈ પણ ડખલ વગર ભરવા દેવામાં આવે તો સરકારને બીક રહેતી હતી કે લોકપક્ષનું–પ્રજાપક્ષનું બળ ખૂબ વધી જાય. પણ દુનિયામાં ઘણીવાર બને છે કે ઘણીવાર તદ્દન અવ્યવહારૂ માણસો એક મુશીબત ટાળવા જાય છે ત્યા બીજી મોટી મુશીબત તેઓ ઊભી કરે છે, તેજ પ્રમાણે સરકારે આ વખતે ભૂલ કરી મોટી મુશીબત ઊભી કરી હતી આ પ્રાંતિક પરિષદમાં આવેલા જુદા જુદા ભાગના પ્રતિનિધિઓ જ્યારે વ્યવસ્થિત રીતે શાન્તિપૂર્વક સ્વારીના રૂપમાં શહેર વચ્ચેથી પસાર થતા હતા ત્યારે પોલીસના સિપાઇઓએ તેમના ઉપર હલ્લો કર્યો, અને સ્વારીમાંના માણસો ઉપર—પ્રતિષ્ઠિત આગેવાનો ઉપર પણ લાકીનો પ્રહાર કર્યો ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટના હુકમથી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીની ધરપકડ કરવામાં આવી આ જિલ્લા મેજિસ્ટ્રેટે બાબુ સુરેન્દ્રનાથનું અપમાન કર્યું; અને પછી તેમણે મેજિસ્ટ્રેટનું અપમાન સહન ન કર્યું અને

તેના શબ્દોને ધુતકારી કાઢયા તેટલા માટે મેજિસ્ટ્રેટે તેનો દંડ કર્યો; અને છેવટે રજા મેળવ્યા વગર લોકોનું સરઘસ કાઢવા માટે મેજિસ્ટ્રેટે તેમનો વિશેષ દંડ કર્યો. તિરસ્કાર વછુટે એવી આ અંગત વેર ઝેરની ઝપાઝપી સરકાર વિરૂદ્ધ લોકોની લાગણી ખૂબ ઉશ્કેરી મૂકવા માટે પુરતી થઇ પડે તેવી હતી પણ કોઇ અપશુકનીઉ બ્હાનું લઇને મી. ઍમરસને બીજે દિવસે એ પ્રાન્તિક કોન્ફરન્સની બેઠકને વિખેરી નાંખી, અને પોતાની મૂર્ખાઈ ભરેલી કારકીર્દી ઉપર એ રીતે એમણે કળશ ચડાવ્યો. લોકોએ પ્રતિજ્ઞા લીધી હતી કે સર બી. ફુલરના રાજ્યકારભારને અશાન્ત જ રાખ્યા કરવો. અને આ રીતે લોકોની ફર્યાદોનો યોગ્ય નીવેડો લાવવામાં સર બી. ફુલરને મળેલી નિષ્ફળતાને પરિણામે પ્રજા સાથે સરકારનો મેળ ખવરાવવાની છેલ્લી તક પણ જતી રહી બંગાળાના શહેરોના જાહેર રસ્તા ઉપર ગુરખા સીપાઇઓની બટાલીઅનો અને જૂલમી પોલીસના સિપાઇઓની કતારો જોહૂકમી ચલાવવા ચારે તરફ રોકી દેવામાં આવી; પ્રજાનાં માનભંગ થાય તેવાં અમલદારી ભાષણો થવા લાગ્યાં; સરકારી નોકરોને દબાવવાના વટહુકમો નીકળવા લાગ્યા, શાળાના વિદ્યાર્થીઓને કચેરીમાં ઘસડી જવામાં આવ્યા અને તેમના ઉપર ફોજદારી ગુન્હાના ખટલા ચલાવવામાં આવ્યા; શહેરમાં શિષ્ટ ગણાતાં મહાજનો-પૈકીના કેટલાકની નીમણુક, બંદોબસ્ત રાખવા માટે પોલિસ કોન્સ્ટેબલ તરીકે કરવામાં આવી; આવી તજવીજથી સરકાર દેશમાં અશાન્તિ દૂર કરી ન શકી, પણ તે અશાન્તિ ચાલુ રહેવામાં આવાં પગલાં મદદગાર થઈ પડ્યાં. અશાન્તિ એટલે હદ સુધી પહોંચી ગઈ કે હાઈકોર્ટ તરફથી સરકાર વિરૂદ્ધ અપાયેલા કેટલાક ફેંસલાથી અને હિંદી પ્રધાન મોર્લેના વચમાં પડવાથી પણ આ અશાન્તિનું મોજું ખાળી શકાયું નહિ. છેવટે જ્યારે સર બી. ફુલરને તેની પદવી પરથી ખેંચી લેવામાં આવ્યો, ત્યારે કંઇક શાન્તિ જેવું વાતાવરણ દેખાવા લાગ્યું સર બી. ફુલરની અપમાનિત દશા ઉપર માત્ર સરકારી દફતર-

પરના મીઠા શબ્દોનો અને નકારાત્મક પ્રશસ્તિનાં વાક્યોનો ઢાંકપિછોડો પાથરવામાં આવ્યો શ્રી ગોખલેનો ઇરાદો એવો હતો કે તેમણે પોતાનો ઘણોખરો સમય ઈંગ્લાંડમાંના પાર્લામેન્ટના બન્ને પક્ષના સભ્યો પૈકીના વગદાર સભ્યોની મુલાકાતમાં ગાળવો અને હિન્દના રાજબંધારણમાં થવા જોઈતા અગત્યના સુધારા માટે તેમની પાસે ઘટતી વકીલાત કરવી. પણ બંગાળામાં આવા બનાવો બન્યા તેથી તેમને પોતાનો કાર્યક્રમ બદલવો પડ્યો. તેમના ઉપર જાહેર સભાઓ ભરવાનો અને તે સભામાં સર. બી ફૂલરનાં દુષ્ટ કૃત્યોની જન્મોતરી વાંચી સંભળાવવાનો ધર્મ આવી પડ્યો. સર. બી ફૂલરને જલદી પાછા ઈંગ્લાંડ બોલાવી લેવાનો આગ્રહ પણ તેમણે આ સભાઓમાં કર્યો હતો. શ્રી મોરલે તરફથી શ્રી ગોખલેને અનેક મુલાકાતોના પ્રસંગ અપાયા હતા. અને એવો સંભવ પણ હોઈ શકે કે શ્રી ગોખલે તરફથી રજુ થયેલા પુરાવા પરથી, અને તેમની ભલામણો પરથી શ્રી હિન્દી પ્રધાનના મનનું વલણ બદલાયું, અને તરતજ તેમણે જાહેર સભા ભરવાના હક્ક ઉપર મૂકાયેલી કાયદાપૂર્વકની અટકાયત પાછી ખેંચી લેવરાવી; સરઘસો ન કાઢવા માટે અને રાષ્ટ્રીય ગીતો ન ગાવા માટે જે હુકમો બહાર પાડ્યા હતા તે તેમણે રદ કર્યા; અને જે વિદ્યાર્થીઓને કોલેજમાંથી કે શાળામાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા તેમને ફરી દાખલ કરાવવાના હુકમો પણ તેમણે આપ્યા. ઈંગ્લાંડમાં શ્રી ગોખલેએ બહાર પડતા લિબરલ પક્ષના સિદ્ધાંતો વિષે જે કંઈ જોયું હતું અને અનુભવ્યું હતું તેનું સુંદર આશાસ્પદ નિવેદન તેમણે કલકત્તાની કોંગ્રેસની બેઠકમાં રજુ કર્યું હતું.

કલકત્તામાં કોંગ્રેસ પોતે ભાંગી પડવાની તૈયારીમાં હતી. પરંતુ પૂજ્યભાવ ઉપજાવે એવી શ્રી દાદાભાઈની હાજરીથી તે બેઠકમાં કોંગ્રેસને આંચ આવી નહિ. હિન્દુસ્તાનમાં રાજદ્વારી ક્ષેત્રમાં જે નવો પક્ષ ઊભો થયો હતો તે પક્ષને પૂર્વ બંગાળાની પરિસ્થિતિમાંથી ઘણું બળ

પ્રાપ્ત થયું હતું. જો બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ૩૬ ૫ન વર્ષની વખતસરની તજવીજ ન કરી હોત તો તે નવા પક્ષે તે વરસની કોંગ્રેસની બેઠકના પ્રમુખને સ્થાને શ્રી તીલકને સ્થાપી દીધા હોત. તે પક્ષના બળને લીધે બંગાળામાં હાથ પર લેવાયેલી બહિષ્કારની ચળવળનો સ્વીકાર કર્યાનો ઠરાવ કોંગ્રેસ પાસે તેઓ મંજુર કરાવી શક્યા હતા. બહિષ્કારના આ ઠરાવ ઉપર બોલનાં ઉદ્દામ વિચારના એક સભ્યે બહિષ્કારનું વિવરણ કરતાં એમ કહ્યું હતું કે એ બહિષ્કારની ચીજ આખા હિન્દુસ્તાનના બધા ભાગમાં અમલમાં મૂકી શકાય તેવી છે, એટલુંજ નહિ પણ તે બહિષ્કાર અનેક રૂપ ધારણ કરી શકે છે એમ પણ સમજાવવામાં આવ્યું હતું. બ્રિટિશ સરકારનો બહિષ્કાર, તે સરકાર સાથે સંબંધ ધરાવતી શાળાઓનો, કોલેજોનો અને યુનિવર્સિટીઓનો બહિષ્કાર, સીધી કે આડકતરી રીતે સરકારી તંત્ર હેઠળ ચાલતા બધા મંડળો અને સંસ્થાઓનો બહિષ્કાર, તેમજ બ્રિટિશ માલનો બહિષ્કાર. આમ થવાથી શ્રી ગોખલેને આ ચર્ચામાં વચ્ચે માથું મારવું પડયું, અને તેમણે સ્પષ્ટ વિવેચન કર્યું કે કોંગ્રેસે બહિષ્કારનો સ્વીકાર માત્ર બંગાળામાં થયેલા બ્રિટિશ માલના બહિષ્કાર પુરતોજ કર્યો હતો અને જો કોઈ તે હદથી આગળ જઈ વર્તન કરે તે પોતાની જવાબદારી પરજ તે કરશે એમ સૌએ સમજવાનું છે. પણ "બહિષ્કારની હીલચાલ" એ એવો તો મર્યાદા વગરનો શબ્દ હતો કે તેમાથી ભવિષ્યમાં મોટી ઉપાધિ ઊભી થવાનું સર્જાયું હતું.

નવા પક્ષના સિદ્ધાંતો જેમ કડક હોવાથી ચિંતા ઉપજાવતા હતા તેમ તે પક્ષની કામ કરવાની રીત પણ એટલીજ ચિંતા ઉપજાવનાર હતી. પોતાના પક્ષની વાતો સભાગાની કરી હોય તો લઘુમતિવાળા પક્ષે ખુબ સોરબકોર કરવો જોઈએ એ નિયમ છે. તેમજ અગત્યની બાબતોમાં ખાતરીપૂર્વક બંધાયેલા જોરદાર નિર્ણયો ઘણીવાર સામાપક્ષ તરફ બતાવવા જોઈતા વિનય અને સદ્વર્તનના ધોરણોને તોડી નાખે છે.

સમય તો વહાજ કરે છે, જેમના હાથમા રાજદ્વારી વૈકુંઠના દરવા જાની ચાવીઓ હોય છે તેવા લોકો જે વૈકુંઠના દરવાજા બારણાને ગમ્મે તો આતરી ઊભા રહેના ટોળા તરફ જગ અસભ્ય કે કર્કશ બને તો તેમના ઉપર દોષ મૂકી શકાય નહિ કનમ્તા કોગ્રેસની બેઠકમાં તડા પડવાના પ્રસગો એકથી વધારે વખત ઉભા થયા હતા નરમ પક્ષના માનનીય આગેવાનો બોલવા ઉભા થતા ત્યારે તેમના સામે નાપસદગીના પોકારો ઉડાવી તેમને બેસાડી દેવામા આવતા હતા સર ફિરોજશાહ મહેતાનુ હડહડતુ અપમાન કરવામા આવ્યુ હતુ પૂજ્ય અને વયોવૃદ્ધ પ્રમુખની આજ્ઞાઓને અને નિર્ણયોને કોઈ માન આપતુ નહોતુ, એક પ્રસગ એવો પણ ઉભો થયો હતો કે પ્રમુખશ્રીના નિર્ણય માટે ઉદ્દામ પક્ષના એક ગૃહસ્થે પદ્ધતિસરની શકા ઉડાવી હતી વધારે બગમ પ્રસગ તો એવો બન્યો કે જ્યારે બાબુ સુરેન્દ્રનાથ પોતાના પહાડી અવાજે સભામા ચાલી રહેના કોલાહલને શાન્ત પાડના બોલવા લાગ્યા ત્યારે તેમનુ કોઇએ માન્યુ નહિ પછી તેઓ નિરાશાથી સભાને ઉદ્દેશી બોલી ઉઠ્યા ' શુ આપણી આ દશા?" જવાબમા એકી અવાજે આ ઠી મેદની "હા, હા હા, ' ના અવાજની ગર્જી ઉઠી હિન્દુસ્તાનના બીજા ભાગમા પણ યુવાનોને આ નવા પ્રકારની સાધન કરવાની શક્તિનુ ભાન આવ્યુ હતુ અને તે પણ તેનો ઉપયોગ જ્યા ત્યાં કરતા થયા મદ્રાસમા, અ હમદાબાદમા અને પૂનામા જાહેર સભાના કામકાજમા ખલેલ પડવા લાગી હતી માત્ર કોઈ નાનુ મડળ પોતાના સિધ્ધાન્ત અને અભિરુચિ પ્રમાણે અગાઉથી કાર્યક્રમ નક્કી કરી સભા ભરતુ તોજ તેવી સભા શાન્તિથી કામ કરી શકતી. આ નવા હથિયારોને સુઘટિત સ્વરૂપ[13] નાગપુરમા મળવાનુ હતુ, અને તેનુ ઉચ્ચ પરિણામ સુરતમા આવવાનુ સરજાયુ હતુ

---

[13] ઈ સ ૧૯૦૭ ની મહાસભા (કોન્ગ્રેસ) નાગપુરમા ભરવાનો નિર્ણય થયો હતો પણ તે શહેરમા સ્થાનિક ઝઘડા અને હરકતો એવા સ્વરૂપે પહોચ્યા હતા કે મહાસભાની તે વરસની બેઠક સુરતમા ભરવાનુ નક્કી થયુ હતુ.

શ્રી ગોખલેથી આ નવો જુસ્સો સાંખી શકયો નહિ તે કેવળ તટસ્થ અવલોકનકાર તરીકે રહી શકયા નહિ એ જુવાનીઓ પતનની પ્રગતિ અટકાવવા તેમણે પોતે પોતાનો હાથ પ્રસાર્યો ગભરામણી અને ધાધલના અનિષ્ટ બનાવો થવાનું કારણ મનુષ્યના સ્વભાવની વિકૃતિ છે, એમ શ્રી ગોખલે માનતા હતા આવી સ્વભાવની વિકૃતિ વખતે માણસનું મન એકજ જાતની લાગણીના ઢગલા ઉપર જ ચોંટી રહે છે તેથી શ્રી ગોખલેને એમ લાગ્યું કે તાજેતરના ગાળામાં અને બીજે સ્થળે લોકોને યાતનાઓ સહન કરવી પડી છે તેના ઉપર અનેક લોકોનું સતત ચિન્તવન થઈ ગયું હતું તેને પરિણામે જે એવી વિચારશ્રેણિ લોકોના મનમાં ખડી થઈ હતી તે સુધારવા તેમણે પોતાથી બનતું કરવું જોઈએ દેશની પરિસ્થિતિનો અને જરૂરિયાતોનો વિચાર એ વિશેષ વ્યાજબી ખ્યાલનો બહેનો પ્રવાહ તેમણે દેશમાં વહેતો કરવો જોઈએ એમ પણ તેમને લાગ્યું હતું આ ઉદ્દેશથી તેમણે સને ૧૯૦૭ નો આખો ફેબ્રુઆરી માસ સંયુક્ત પ્રાન્તમાં અને પંજાબમાં વીતાવ્યો અને અલ્હાબાદ, લખનૌ, આગ્રા દીલ્હી લાહોર, અને અમૃતસર જેવા અગત્યના મથકે તેમણે એ મુદત દરમ્યાન વ્યાખ્યાનો આપ્યા આ સમયના પ્રવાસમાં તેમનું લક્ષ ખાસ કરીને ચાર વિષય ઉપર વળગી રહ્યું હતું (૧) રાજકીય પરિસ્થિતિ, (૨) સ્વદેશી, (૩) હિન્દુ મહમેડનનો પ્રશ્ન, અને (૪) વિદ્યાર્થીઓના કર્તવ્યો જે માણસ નકામા બહુ શબ્દો વાપરતાજ નથી તેવા શ્રી ગોખલેના અભિપ્રાય આ વિષય પરત્વે કેવા હતા તે બતાવવા વ્યાખ્યાનોનો સારાંશ લખવાની જરૂર હોઈ શકે નહિ પણ શ્રી ગોખલેના કાર્યક્રમની ભૂમિકાનું કંઈક દિગ્દર્શન કરાવવાનું કઠણ કામ તો ઉપાડવું જોઈએ. એમના પોતાના શબ્દોમાં ઉચ્ચારેલી હિન્દુસ્તાન માટેની ઉચ્ચતર અભિલાષા એ છે કે હિન્દુસ્તાને પોતાનો નૈસર્ગિક વિકાસ સાધી પૂરેપૂરી ઉચ્ચતાએ પહોંચવું જોઈએ, અને બીજી પ્રજા પોતાના દેશમાં જે સ્થાન ભોગવે છે તે સ્થાન હિન્દુસ્તાનના લોકો પોતાના દેશમાં ભોગવે શ્રી ગોખલે એમ માને છે કે આ

અભિલાષા બ્રિટિશ સમ્રાજ્યમાજ રહીનેજ હિન્દુસ્તાન નક્કર રીતે પ્રાપ્ત કરી શકે તેમ છે બ્રિટિશ રાજ્ય સહન કરી લેવા જેવુ કે ચલાવી લેવા જેવુ કેવળ અનિષ્ટ નથી. એ જાતનું રાજ્ય આપણને એવી શિસ્ત આપી રહ્યું છે કે તે શિસ્ત દ્વારા કૃપાળુ નિયન્તા આપણને સુસંપવાળુ રાષ્ટ્રીય જીવન જીવવાનું શીખવી રહ્યા છે જો આપણે પોતાની મેળે એ બ્રિટિશ શિસ્તનો લાભ ઉઠાવી શકયા હોત તો ઘણુ જ સારૂ થઈ શકયુ હોત. કોમી વિખવાદના પાયા ઉપર ચણાયેલ આપણા દેશના ભવિષ્યનો નકશો કદીપણ ચોકકસ અને સ્થિર રહી શકે નહિ. પ્રજાના ઘડતરના પાયામાં તો ન્યાય અને પ્રેમભાવ હોવાં જોઇએ ઈતિહાસના આંદોલનથી જે કઈ હક અને દાવા જન્મવા પામ્યા છે તે બધા હકનો સ્વીકાર જરાપણ ખચકાટ વગર કરવો એમા ન્યાય સમાયેલો છે ન્યાત જાતના, કોમના, અને ધર્મના વાડાઓને એક કોર મૂકવામા અને વખતે વખતે આપણા વિરોધી દેખાતા હોય તેમની સાથે પણ મેળ ગાળવામા પ્રેમભાવ સમાયેલો છે આ નીતિ કદાચ દૈવી ગુણવાળી દેખાય, પણ જે પ્રજા દુનિયાને આધ્યાત્મિકવાદના પાઠ પઢાવનાર તરીકે પોતાને ઓળખાવે છે તેમના માટે આ ન્યાયની અને પ્રેમભાવની નીતિનો આદર્શ અવ્યવહારૂ નજ હોઈ શકે દઢ વિશ્વાસ, આશા અને દીલની ઉદારતા એ ગુણો આપણા માર્ગદર્શક તારા બનવા જોઇએ મુશ્કેલીઓ અને નિરાશા તો ઘડીએ ઘડીએ અને ગભીરરૂપે ખડી થશે જ પણ જ્યાં ખંત છે, જ્યાં જાહેર હિમ્મત છે ત્યા એ મુશ્કેલીઓ અને નિરાશા શું કરી શકે? એ વાત મોઓ મો હકાબતી છે કે આપણા લોકોમાં જરૂરી સદ્ગુણોની ઉણપ હોય છે. તેથી જ શ્રી ગોખલે કંટાળો લાવ્યા વગર કહ્યા જ કરતા કે સાચા દેશભકતનુ ખરૂં કામ આ દેશમાં નૈતિક નવરચનાનુ છે, રાષ્ટ્રનુ ચારિત્ર અને નૈતિક બળ ઘડવાનુ છે એકાદ વ્યક્તિને ભણાવવાનુ કામ વકરી દે તેવુ હોય છે તો રાષ્ટ્રને બોધ આપવાના કામની વાત શી કરવી! સમસ્ત પ્રજા ઉપર જ્યા પુરાણે ન સમસ્તા ગીતગીતાન્તો અને પર-

પરાની ધોસરીનો ભાર પડેલો હોય, અને જૂનાં શાસ્ત્રોની વિદ્યાનું ભારણ આવી રહ્યું હોય, ત્યારે પ્રજાને નવા મૂળાક્ષરો શીખવાનું આવી પડ્યું છે એમ કરવામાં વેઠવી પડતી યાતના બહુજ ગભીર થઇ પડી છે, અને પછાત રહી જવાને લીધે ભોગવવી પડતી શિક્ષા મુઝાવી નાખે તેવી છે. નવી રાજનીતિના પહેલા પાઠો શીખવા માટે જે અનુકૂળતા જોઇએ તેમાં સુલેહશાન્તિ અને વ્યવસ્થા મુખ્ય હોય છે તેટલા માટે આ સુલેહશાન્તિ અને વ્યવસ્થાવાળી પરિસ્થિતિને જે લોકો છીછરા વેડાથી હરકત પહોંચાડે છે તેમની જવાબદારી બહુ ભારે ગણવી જોઇએ જો આપણે અધીરા બનેલાના અને વૈરવૃત્તિથી પ્રેરાયેલાના લલચાવનારા શબ્દો સાંભળશું તો આપણી સામે ભયંકર ભવિષ્ય ખડું થશે. ઔદ્યોગિક ક્ષેત્રમા વ્યાપાર-વણજના ક્ષેત્રમા, શિક્ષણના ક્ષેત્રમા કે રાજદ્વારી ક્ષેત્રમા આપણી પ્રગતિ તે તે ક્ષેત્રમા ઉંડા સ્વાર્થની દૃષ્ટિથી પડેલી વ્યક્તિઓ અને પરદેશી સસ્થાઓ અટકાવ્યા કરે છે. આપણી પ્રગતિ અટકાવવા તેમની પાસે બુદ્ધિનુ ધન છે, બધારણવાળી સંસ્થાઓ છે અને અખૂટ સાધનો છે માટે આવા સંજોગમાં આપણી વિરૂદ્ધનાં આ બળો ઊભાં છે, તેમાં વિખવાદ અને કડવી દુશ્મનાવટના બળનો જે લોકો ઉમેરો કરવા તૈયાર થાય છે, તે આપણી રાજદ્વારી લડતને આરંભમાથી જ નિષ્ફળ બનાવવાનું કામ કરી રહ્યા છે એમ સમજજો. એ નિષ્ફળતાની સાથેજ તે લોકો પોતાના ભાઇઓ ઉપર અમાપ દુઃખ અને સકટોને નોતરી રહ્યા છે કહેવાની જરૂર નથી કે શ્રી ગોખલે તો હંમેશા સુધીમતો અને લડતો માટે તૈયાર જ રહેતા. કારણકે તે માનતા હતા કે જેટલા પ્રમાણમાં એક હક મેળવવામાં વધારે ત્યાગ બતાવવો પડ્યો હોય-વધારે સહન કરવું પડ્યું હોય-તેટલા પ્રમાણમાં તે હકની કીંમત વધતી જાય છે. તે અનેકવાર પોતાની ઇચ્છા વ્યક્ત કરતા કે હિન્દુસ્તાનના લોકો જે જે હક ભોગવતા થયા છે અને થાય તે બધા હક લોકોના ત્યાગથી પ્રાપ્ત થાય અને લોકોનાં મસ્તકોની પવિત્ર અને નેમાંજ પ્રેમ સમાયેલું છે આધ્યાત્મિક સ્વરાજ

મેળવવા માટે બંધારણપૂર્વકની ચળવળ કરવા જતાં હિન્દુસ્તાનની નોકરશાહી સાથે મ્હવા ઝઘડા લોકોએ ઉડાવવા પડે છે, તેમજ અમુક હદ પછી તો ઈંગ્લાંડના લોકો સાથે પણ હિન્દીઓએ ઝઘડામાં ઉતરવુ પડે છે પણ જગતના ઇતિહાસે તો બતાવી આપ્યુ છે કે હિંસા કે હત્યાનો આશરો લીધા વિના ગંભીરતાપૂર્વક સતત ચળવળ વાસ્તે પૂરો અવકાશ રહે છે પોતાના દેશને સહન કરવાં પડતાં અપમાન માટે અને અન્યાય માટે શ્રી ગોખલેને જેટલુ દુઃખ થાય છે તેટલુ બીજા કોઇને ભાગ્યેજ થતુ હશે પણ તેમની શ્રદ્ધા અને તેમનો વિશ્વાસ સ્પષ્ટ છે અને જાજ્વલ્યમાન છે, અને એટલુ પણ ખરું કે શ્રી ગોખલે કદિ પણ એ વાત વીસરી શકતા નથી કે ઈંગ્લાંડની પ્રજાનો ઇતિહાસ સામો અને વિવિધ લાક્ષણિકતાવાળો રચાયો છે, છતા એકંદરે ઈંગ્લાંડ તો લોકોના સ્વાતંત્ર્યના જ પક્ષમા રહ્યુ છે, અને ઈંગ્લાંડના સત્તાધિકારીઓ કદાચ કોઇકવાર શહેનશાહત અને સામ્રાજ્યના વિજય રંગથી અંજાઈ જાય છે તો પણ તે સત્તાધિકારીઓનુ હૃદય તો દલિતો માટે, દુઃખાર્ત માટે, ધબકતુ હોય છે, અને સ્વતંત્રતા તથા ન્યાયના જૂના ઉદાર ધોરણને તે કદિ તજી શકતુ નથી

હિન્દુસ્તાનના જુદા જુદા ઈલાકાના આ પ્રવાસની એક સંતોષદાયક બીના એ ગણાવી શકાય કે મોહમેડન કોમ તરફથી શ્રી ગોખલેને ખરા હૃદયનો સત્કાર મળ્યો હતો અલીગઢમા અને બીજે સ્થળે પણ મુસલમાન સિરદારોએ શ્રી ગોખલેને તે યુગના એક સાચા દેશભક્ત તરીકે સ્વીકાર્યા હતા, અને તેમણે કબુલ કર્યું હતુ કે શ્રી ગોખલેના જીવનથી પ્રતીત થાય છે કે માણસ ધારે તો પોતે પોતાની જાતને હિન્દી તરીકે પહેલો ઓળખાવી શકે અને હિન્દુ કે મુસલમાન તરીકે તો તે ગૌણ જીવન ગાળી શકે હિન્દુ અને મોહમેડન કોમ એકમેકની સહાનુભૂતિથી અને એકમેક વાસ્તે મોટા મન રાખવાની વૃત્તિથી જો ધારે તો ઉંડા ધાર્મિક મતભેદ હોવા છતાં સામાન્ય સમા

જિક જીવન મજાની રીતે ગાળી શકે અને સામાન્ય હેતુઓ માટે સાથે રહી હીનચાવ કરીજ શકે—એ વાતની શકયતાનો મચોટ પુરાવો શ્રી ગોખલેના આ પ્રવાસ વખતે મળી રહ્યો હતો, તેવો અગાઉ કદિ પણ જોવામાં આવ્યો નહોતો. શ્રી ગોખલે જે જે સ્થળે ગયા તે તે સ્થળના સત્કારનો ઉત્સાહ ધાર્યા કરતાં વિશેષ પ્રકટ થયો હતો. કીડીને વેગે ગતિ કરી શકે એવી જાગી માણસોની મેદની, વિશાળ અને ભભકાદાર લાંબા સરઘસો, ઘોડાગાડીના ઘોડાને છોડી મૂકી પોતાને હાથે ગાડી ખેંચવા તત્પર બનેલા ઉત્સાહ ભેર્યા યુવાનો, હાર્યઓની અંબાડીવાળી કમાનો, દરવાજાઓ, શેરીઓના શણગારો, હાર કલગી અને પુષ્પોના ઢગલા, વાજિંત્રોના વિવિધસૂર અને "વન્દે માતરમ્"ની ગર્જના—એ એવી તો ભવ્ય ઉજવણી હતી કે શ્રી ગોખલે જેવા સાદા જીવનના, સાદી અભિરુચિવાળા અને ત્યાગવૃત્તિથી રંગાયેલા માણસને તો એક પ્રસંગનો ભાર થઈ પડ્યો હશે. જાહેરમાં વધાવવામાં કરી શકાય તેવાં માનપત્રો અને તેના પ્રત્યુત્તરોની વિધિ જ્યાં ત્યાં હોયજ. જે તે શહેરનાં પ્રખ્યાત સ્થળોની અને જાહેર સંસ્થાઓની મુલાકાતો, શિષ્ટાચારના પ્રત્યેક અંગવાળા મેળાવડા અને ઉત્સવો, ખાણાના અને ઉદ્યાન સંમેલનોના મેળાવડા, ખાનગી તેમ જાહેર વ્યક્તિઓ સાથેના સમ્પર્કની મુલાકાતો—જ્યાં ત્યાં હોયજ. કીર્તિ એ કેટલીકવાર કેવો બોજો બની રહે છે અને જે માણસો મોટા થાય છે તેમને પોતાના નૈમિત્તિક અને જરૂરી કામ પતાવવા કેટલો ઓછો સમય મળે છે તેનું સાચું ભાન શ્રી ગોખલેને આ સમયે થયું હતું. પરંતુ જ્યાં આપોઆપ ઉભરાતી ઉર્મિઓ અને પ્રેમના આવિર્ભાવ પ્રકટ થતા હોય ત્યાં બીજું શું થઈ શકે? શ્રી ગોખલેના આ પ્રવાસની સાથે સાથે અનુસરનારના વિચાર તંત્રમાં કંઈ નવાં જ આંદોલનો ઊભાં થયાં હતાં. જે જે અભિનંદનો શ્રી ગોખલે ઉપર વરસી રહ્યાં હતાં તેમાં એમને સ્પષ્ટ જણાયું હતું કે આ દેશમાં જાહેર જીવનનું ધોરણ લોકોની દૃષ્ટિએ ઉંચું હતું, અને સામાન્ય રીતે આખા દેશને એને ઉન્નત કરવાની સર્વેશ શક્તિની

અને સ્વાર્પણનો પવિત્રતર વૃત્તિની ભૂખ-તમન્ના-જાગી હતી.

ઇ સ. ૧૯૦૭ ના બજેટ સમયના ભાષણમા શ્રી ગોખલેએ હિન્દુસ્તાનમા સોનાનાણાનુ ચલણ દાખલ કરવાની યોજના સામે મોગ વાવો ઉઠાવ્યો હતો; અને સોનાના ધોરણ માટે નિધિ એકઠો કરવાની નીતિ તેમણે વખોડી કાઢી હતી. એજ બેઠકમા અફીણના ઉત્પન્ન સબધી શ્રી ગોખલેએ મોટુ મન દર્શાવ્યું હતું અને સ્પષ્ટ કહ્યુ હતુ કે અફીણની નીતિને લગે મહેસુલી નુકસાન જે થાય તે બ્રિટિશ તીજોરીએ સહન કરવુ ન જોઇએ-પણ હિન્દુસ્તાનની તીજોરી ઉપર તે ભાર પડવો જોઇએ, કારણકે અત્યાર સુધી અફીણના વેપારથી હિન્દુસ્તાનની તીજોરીએજ નફો કર્યો હતો. છેવટે તેમણે રાજદ્વારી સુધારા માટેની માગણી ભવિષ્ય ભાખતી વાણીમા કરી હતી. "નામદાર, આ બાબતમા કારણ વગરની ઢીલ જરા પણ થવી ન જોઇએ એ બહુ અગત્યની બીના છે જાહેર પ્રજાનુ માનસ અત્યારે ખૂબ તગ બન્યું છે, અને જો રાજકારભારમાં આપવાના છૂટની તાકીદે જાહેરાત નહિ થાય, અને તેનો અમલ કરવાને તાકીદે પગલા નહિ લેવાય તો તે સુધારાની અર્ધી અસર તો આપોઆપ નષ્ટ થશે અને તેમા શોભા જેવુ તો કઇ રહેશેજ નહિ સજાગો બહુ ચિન્તાજનક છે લગભગ કટોકટીવાળા છે, અને જો સરકારના સલાહકારો ઉચ્ચ રાજદ્વારી કુનેહથી નહિ પ્રેરાય તો કોઈ પણ માણસ જેનો અન્ત ન કળી શકે એવી મહાન મુશીબતો દેશપર ઝઝુમી રહી છે." આ શબ્દોનો જવાબ વાઇસરાયે આપવો પડ્યો તેમણે કહ્યુ કે રાજદ્વારી સુધારાનું માત્ર વચન આપી શકાય. તે સુધારાનુ ઘડતર થઇ રહ્યુ છે, પણ તે અત્યારે જાહેર તો ન કરી શકાય.

વરસ પૂરું થવા આવ્યુ પણ રાજદ્વારી સુધારાની જાહેરાત થઇ શકી નહિ; અને જ્યારે તે જાહેર થયા ત્યારે મી. મોરલે માટે જે નિરાશાજનક અભિપ્રાય આપવામાં આવ્યું હતું તે તો ખુલ્લંખુલ્લી

આવ્યું પડયું. લોકોએ ભાખ્યું હતું કે મી. મોર્લે તો કેવળ સામાન્ય સામ્રાજ્યવાદી હતો. એક સાહિત્યકાર સાક્ષર તરીકે જે વિચારશ્રેણી અને જે વાક્યો વાપરવાને તે ટેવાયેલો હતો–તેના તરફ ધ્યાન દઇએ તો મી મોરલે વધારે ભયંકર[૧૪] ગણાય. જે મુશ્કીમતો ઊભી થવાનું ભવિષ્ય શ્રી. ગોખલેએ ભાખ્યું હતું તે મુશ્કીમતો અતિશય ઝડપથી આવી પહોંચી. મુમ્બઇમાં–સર ફીરોજશાહ મહેતા સામે "કોકસ" ટોળાની હીલચાલ શરૂ થઇ. તેમાં અમલદારશાહીના સ્વભાવની હલકાઇ દેખાઇ આવી; અને સરકાર પોતાના ઉધખોપરીના અમલદારોને બચાવવામાં કેવો કંગાલીઅત ભરેલો વિચાર–પલટો દર્શાવી રહી હતી તે પણ આના ઉપરથી જણાઇ આવતું હતું. પણ હિન્દુસ્તાનના બીજા ભાગમાં જે કંઇ થવાને સર્જાયેલું હતું તેના પ્રમાણમાં મુમ્બઇની આ વિકૃતિ તો બહુ નરમ ગણાય. મદ્રાસમાં રાજદ્વારી ક્ષેત્રના નવા મન્તવ્યના પ્રચારક તરીકે બાબુ બિપિનચન્દ્ર પાલ પૂરી કીર્તિની ભભકથી પ્રકાશી ઉઠયા. કેટલાક દિવસો સુધી મદ્રાસના સમુદ્રના રેતાળ કિનારા ઉપર તેમણે વ્યાખ્યાન માળા ચાલુ રાખી. તેમના શબ્દો ઉર્મિલતાની ઉષ્ણતાવાળા હતા, તેમનાં વાક્યો નૈયાયિકોની કંડિકાની બરોબરી કરી શકે તેવા હતાં, સન્ધ્યાને સમયે દરિયા પરની સુરખીની સાથે એમના ભાષણોના શબ્દો હજારો શ્રોતાઓના કાન ઉપર અથડાતા; અને શ્રોતાઓના આત્મા ઉપર જબરો હલ્લો લઇ જતા; અને તેમના ચિત્તમાં વિકરાળ ભૂખની ઉગ્ર જ્વાળા પ્રકટ કરતા. હિન્દુસ્તાનમાં ક્યાંયે પણ વક્તૃત્વકળાએ આવો

૧૪ શ્રી ગોખલેના ભાષણોના પુસ્તકની પહેલી આવૃત્તિ જ્યારે બહાર પડી ત્યારે શ્રી. ગોખલે ઇન્ગ્લાંડમાં હતા તેની એક નકલ શ્રી. મોરલેને પ્રત્યક્ષ મુલાકાત વખતે ભેટ તરીકે આપવાનો તેમનો ઇરાદો હતો. જ્યારે તેમણે આ વાક્ય વાંચ્યું ત્યારે તેને લાગ્યું કે તેમાં ટીકા અને નિન્દાની વધારે પડતી ગન્ધ આવતી હોવાથી તે પોતાનો ઇરાદો અમલમાં મૂકી શક્યા નહિ

વિજય મેળવ્યો નહોતો મુખેથી ઉચ્ચારાયેના શબ્દની શક્તિ જેટલે અશે બિપિનચન્દ્ર પાલના ભાષણોમા દેખાઇ હતી તેટલે અશે બીજે કોઈ પ્રમગે દેખાઇ નહોતી. આ ભાષણની તરતની અસર તો એ થઇ કે દેશમા જે અસન્તોષની વેદના હતી તે વધારે તીવ્ર અને ઉડી બની, અને હિન્દના રાજકારણના ક્ષેત્રમા જે બે પક્ષો પડ્યા હતા તે પક્ષો પાડનાર કજીઆ અને તકરારોમા સોગણી કડવાશ ઉમેરાઇ. પજાબના રમખાણો એટલી હદ સુધી પહોચ્યા કે લાલા લજપતરાય અને અજિતસિહને દેશનિકલ કરવા પડ્યા, કોકેનાડામા એક સામાન્ય ડોકટરની અણછાજતી વર્તણૂક પરથી છમકલુ જાગ્યુ, બગાલમા કદિ ન જોયેલો હોય એવો મોહમેડન પક્ષના ધર્માન્ધ પણાનો જુસ્સો અને કાયદાને કોરે મૂકી ચનાવેલુ વર્તન, એ એવી બીના હતી કે રાજકારભારને તે જરૂર નીચુ જોવડાવે. પણ કેટલાક સરકારી અમલદારોએ તો છડેચોક આ હિલચાલમા ઉશ્કેરણી કરી હતી, અતિશય ઉકળાટ મચાવે તેવુ અને ભેરવને ન છાજે તેવુ શ્રી મોર્લેનુ બજેટ વખતનુ ભાષણ, નાગપુરની કોન્ગ્રેસની બેઠક માટેની તૈયારીઓ માટે ઠડુ પાણી રેડવા માટે પુરતુ હતુ સજોગોને પહોચી વળવામા કોન્ગ્રેસની નિષ્ફળતા થઇ હતી, સીમલામાં રાજ-દ્રોહની સભાનો કાયદો વાઇસરોયને દેશની હકીકતથી વાકેફ કર્યા પછી અમલદારોએ પસાર કર્યો ડિસેમ્બર માસમાં મુલતવી બનેલી શરમની કથા, ગીનેવેનીનાં હુલ્લડ, બગાલમા જ્યા ત્યાં બોમ્બના ઉઘાડા પડેલા કારખાનાં—આ અશાન્તિના પ્રસગો એવા હતા કે તેનો અન્ત ક્યા આવશે તે કોઈ કહી શકે તેમ નહોતું.

આ સમયે શ્રી. ગોખલેના જીવનમાં સાંસારિક શોકની છાયા આવી ચડી. શ્રી. ગોખલેના મોટાભાઈ અત્યાર સુધી પિતા તરીકે છાયા આપી રહ્યા હતા. એ ભાઇ માંદા પડ્યા અને મીઠા પેશાબના રોગના ભોગ બન્યા તેથી શ્રી ગોખલેના ઉપર પોતાના કુટુમ્બના

ભાર ઉપરાંત ભાઈના કુટુમ્બનો ભાર પણ આવી પડ્યો. શ્રી. ગોખલેનું પોતાનું કુટુમ્બ એટલે બે પુત્રીઓજ. આ સંજોગમાં પણ તેમણે તેમની પ્રવૃત્તિ તો ચાલુજ રાખી હતી. મહાબળેશ્વરમાં એક મહિનાની વિશ્રાન્તિ લેવાની તેમની યોજના હતી, તે અગત્યની હોવા છતાં તેને તે અમલમાં મૂકી શકયા નહિ વડી ધારાસભાની બજેટની સભા પૂરી કરી પૂના જતાં રસ્તામાં મુમ્બઈ રોકાયા હતા, અને ત્યાં શ્રી. પી એમ. મહેતાની સામે ઉભી થયેલી ટોળકી–કોકસની સામે વિરોધ દર્શાવવાની જાહેર સભાના પ્રમુખ બન્યા હતા. વળી તેઓ કોન્ગ્રેસના મંત્રી (સેક્રેટરી) હોવાથી તેમને વખતો વખત પૂનાથી મુમ્બઈ જવું પડતું. એકવાર સુરત પણ જવું પડ્યું હતું. પોતાના મિત્ર અને સહયોગી લાલા લજપતરાયને થયેલી અઘટિત શિક્ષાના બનાવ ઉપરથી તેમણે "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" માં લાલા લજપતરાયના બચાવમાં એક પત્ર પ્રકટ કર્યો હતો; તે સિવાય પણ અનેક પ્રયત્નો તેમણે કર્યા હતા પણ તેમાં તે નિષ્ફળ ગયા હતા માઇમર્સિંગમાં થયેલાં તોફાનોને કારણે તેમને કલકત્તા જવું પડ્યું હતું, ત્યાં અનેક વ્યક્તિઓ સામે તેમના વાર્તાલાપ ગોઠવાયા હતા. તે પછી તે સીમલા ગયા, ત્યાં રાજદ્રોહી સભાના કાયદાની સામે જોરદાર વિરોધ તેમણે જાહેર કર્યો, અને જેમની ઉપર નગરાજની ખફા ઉતરી હતી તે બંગાળી પ્રજાનો તેમણે અનેક રીતે બચાવ રજુ કર્યો હતો. તે પછી રાજ્યના મુખ્યનું બજેટનું ભાષણ એ વરસમાં તેમના તરફથી થયું હતું. અને સત્તાનું વિકેન્દ્રીકરણ કરવાની સમિતિ (Decentralisation Commission) આગળ પુરાવા સહિત જુબાની રજુ કરવાનું કામ તેમણે કર્યું હતું. પૂનાની મદ્યનિષેધ સભાના પ્રમુખ તરીકેની કામગીરી પણ યથાશક્તિ તેમણે એ વરસે બજાવી હતી.

જે પ્રવૃત્તિને શ્રી. ગોખલે જાતે બહુ અગત્યની માનતા હતા તેનો ઉલ્લેખ તો હવે કરવાનો. કરેક [illegible]

માસની ૧૨મી તારીખે હિન્દ સેવક સમાજ ઊભી થઇ હતી તે સંસ્થા હિન્દ-સેવકોએ પોતાના મિલનની પહેલી બેઠક સમાજના ઘરમાં પૂના મુકામે એપ્રિલથી સપ્ટેમ્બર સુધી ભરી હતી. સમાજના ઘરમાં ઉદ્દેશ, નિયમો તેમજ કયા સંજોગમાં તે સંસ્થા ઊભી કરવામાં આવી તેનું ટુંક બ્યાન પરિશિષ્ટ G[૧૫] માં આવેલ છે. હિન્દ સેવક સમાજ કાયદા પુર સરના બન્ધારણને અનુસરતી પ્રવૃત્તિતેજ વરેલી સંસ્થા છે; છતાં દેશના સર્વસામાન્ય હિત સાધવાની કોઇ પણ પ્રવૃત્તિને આ સમાજ કોરે મૂકી શકતી નથી. ટુકામાં કહીએ તો ભવિષ્યના હિન્દી રાષ્ટ્રના ઘડતર માટે આ સંસ્થા કામ કરવા યોજાયેલી છે. કામ તે અસાધારણ મહાન ગણાય હિન્દુસ્તાનના નબીરાઓની ઉચ્ચ શક્તિઓને છાજે તેવુ એ કામ ગણાય. એ દિશામા કામ કરવા યોજાયેલી સંસ્થા સુવ્યવસ્થિત રીતે ચાલે અને દેશના બધા ભાગમાંથી તેને યોગ્ય ટેકો મળ્યા કરે તો જરૂર થોડા વરસમાં તે સંસ્થા કંઇ સ્થૂળ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે. વાચકને તરત જ એમ લાગ્યા વગર નહિ રહે કે આ કામની સફળતા માટેનાં સાધનો તરીકે આપણને માણસોની તેમજ નાણાની મોટી જરૂર રહેશે હજુ સુધી તો નાણાની મદદ માટે જાહેર જનતા પાસે કોઈ પણ પ્રકારની માગણી રજુ કરવામાં આવી નથી અત્યાર સુધી જેટલાં કરેલા નાણા ગણતરીમાં લઇ શકાય તેટલાં છે હિન્દસેવક સમાજના મકાન પાછળ અને પુસ્તકાલયની રચના પાછળ લગભગ એક લાખ રૂપીઆ ખર્ચાયા છે પણ આ બધાં નાણા શ્રી ગોખલેના અંગત મિત્રો પાસેથી જ ઉઘરાવવામા આવ્યાં છે એ મિત્રોએ શ્રી ગોખલેની માગણીનો સ્વીકાર, વિશ્વાસપૂર્વક અને ઉદારતા પૂર્વક કર્યો છે. અને એ સ્વીકારથી શ્રી ગોખલેના હૃદયમાં આશા અને ગૌરવ જાગ્યાં છે. હિન્દુસ્તાનનો દેશ-ભક્ત ત્યારે જ પોતાનાં નાણા ઉદારતાથી અને

---

૧૫. નટેસન તરફથી પ્રકટ થએલી "ગોખલેના ભાષણો"ની પહેલી આવૃત્તિમાં.

ઉત્સાહથી અર્પણ કરવા પ્રેરાય છે કે જ્યારે તેને ખાતરી થાય કે કે જે ઉદ્દેશ માટે તે નાણાં આપે છે તે ઉદ્દેશ ઉચ્ચ છે, અને જેમના હાથમાં એ નાણાં સોંપાય છે તેમના હાથ ખરડાયેલા નથી, અને તેઓ દરેક રૂપીઆની પૂરેપૂરી કીમત ઉપજાવ્યા પછી જ રૂપીઓ ખર્ચે તેવા છે એવી આશા સેવવાને સબળ કારણો છે કે આ સમાજના હિતચિન્તકોની જાહેર જીવન પ્રત્યેની ભાવનાને પરિણામે શ્રી ગોખલે હિન્દસેવક સમાજને થોડા સમયમાં નાણાંની બાબતમાં મજબૂત પાયા ઉપર લાવી મૂકશે. માણસની બાબતમાં વિચારીએ તો જણાય છે કે આ સમાજના સભ્ય પાસેથી જે સ્વાત્માર્પણ અને શિસ્તની અપેક્ષા રાખવામાં આવે છે, તેની ગણતરીએ તો જેટલા ઉમેદવારોની અરજીઓ આવેલી છે તે સારી સંખ્યા ગણાય. આ સંસ્થાની ઉપયોગિતા ઉચ્ચકક્ષાએ ત્યારે જ પહોંચી શકે કે જ્યારે હિન્દુસ્તાનના બધા ભાગમાં આ સમાજના પ્રતિનિધિઓ ગોઠવાઈ જાય, અને રાષ્ટ્રીય હિતના બધા કામોમાં તે યોગ્ય ભાગ લેનાર થઈ જાય. પણ એમ ના આશા રખાતી નથી જ કે હિન્દસેવક સમાજ આ ઉચ્ચ ધ્યેયને માત્ર પોતાના સભ્યોની કામગીરીથી જ પહોંચી શકે. તેથી એવી યોજના પણ ગોઠવવામાં આવી છે કે બીજા માણસો ઉપર ભારે જવાબદારીનો ભાર નાખ્યા સિવાય તેમના ઉપર હિન્દસેવક સમાજની ભાવનાનું મશ પહોંચાડી શકાય. આ રીતે જાહેરહિતનો વિચાર કરનારા જે માણસો પોતાના દેશની સેવાના કામમાં રોકાયા જ હોય તેમને સરળ મારગ આપીને હિન્દસેવક સમાજના સહયોગી તરીકે સ્વીકારી શકાશે. એવા લોકો એમ કરીને પોતાના કામની ઉપયોગિતામાં વધારો કરી શકશે, અને કામમાં સ્થાયીપણું પણ લાવી શકશે. એમનો હેતુ એક વ્યક્તિ દેશહિતનું કામ કરે તેના કરતાં તે વ્યક્તિ એક સંસ્થાના અંગ તરીકે કામ કરે ત્યારે તેનું કામ વધારે શ્રેષ્ઠ બને છે એ વાત ખુલ્લી છે. તેથી આ નવી યોજનાને લીધે કેટલાક ખરા દીલથી સેવાના કામ કરનારા આ સમાજ તરફ આકર્ષાયા

વાગ રહેશે નહિ. સાથે સાથે હિન્દસેવક સમાજ જાહેર કામ કરનારની તાલીમ દેશભક્ત યુવાનોને આપવા ઇચ્છે છે જે યુવાનો હિન્દસેવક સમાજના સભ્ય બનવામા જોઇતો ત્યાગ બતાવવાની જવાબદારી સ્વીકારવા તૈયાર નથી હોતા, પણ જેમને ભણી રહ્યા પછી તરતજ રોજી કમાવાની ઉતાવળ હોતી નથી, તેમને હિન્દસેવક સમાજ આ તાલીમવર્ગમાં દાખલ કરી શકશે આવા યુવાનોને 'Attaches' ગણવામા આવશે તેમને સમાજના મન્દિરમા મળતો શિસ્તનો અને અભ્યાસનો લાભ ત્રણ વરસ સુધી આપી શકાશે

હિન્દુસ્તાનના યુવકો પૂનામા હિન્દસેવક સમાજના મન્દિરમા આવીને વસે તેના જેવુ રૂડુ બીજુ શુ હોઈ શકે? શહેરથી તદ્દન અલગ આવેલુ એ મન્દિર ફર્ગ્યુસન કોલેજના મકાન પાસે છે. એ કોલેજના અને આ હિન્દસેવક સમાજના ઘણા સમાન સમ્પર્કો છે ઉંચી ટેકરીઓવાળા દશ્ય વચ્ચે આ ધામ આવેલુ છે, અને એ ટેકરીઓની ઉજ્જડતા અને પત્થરોનુ કાઠિન્ય સ્પષ્ટ રીતે સૂચવી આપેછે કે આ હિન્દ સેવક સમાજના મન્દિરમા જીવનની સાદાઈ અને વિચારની પ્રૌઢતા ચોતરફ વિચરી રહેલ છે એ સ્થળનુ વાતાવરણ અપૂર્વ વ્યક્તિત્વના પ્રભાવથી સભર ભરેલુ હોય છે એ વ્યક્તિત્વના સ્વરૂપમાં એમનુ માધુર્ય અને બળ, પવિત્રતા અને કોમળતા વિસવાદી મનાય સિવાય એકમેક સાથે ઓતપ્રોત થયેલાં હોય છે. શ્રી ગોખલેના અંગત જીવનના ગુણદોષની વાતો કરવી એ તદ્દન બેહુદુ ગણાય તેમના જાહેર કામનો ચોપડો ઘણો મોટો છે. એટલુ જ કહેવુ બસ થશે કે હિન્દુસ્તાનના કાજકારભારના અભ્યાસીઓ માટે વિરલ ગણાતા એમના બજેટ ઉપરના વ્યાખ્યાનો પરથી સરકારને પોતાના કામ કેમ યોજવા તે બાબત ઘણુ શીખવાનુ છે હિસાબ અને નાણાનાં નિવેદનો કેવા રૂપમા અને કેવા કોષ્ટકમા રજુ કરવા જોઇએ અને બજેટમાં બતાવેલ પેદાશનો વધારો કઈ દિશામા ખર્ચવાનો વિચાર કરવો જોઇએ—એ બાબત સરકારને એમના વ્યાખ્યાનોમાથી

ઘણું શીખવાનું મળ્યું હતું. એમની છાપ મૂર્ત સ્વરૂપે જે કાંઈ દેખાઇ હશે તેના કરતાં હિન્દુસ્તાનના લોકોના જાહેર જીવન ઉપર તેમણે જે પથ્થકર છાપ પાડી હતી તે વધારે કીમતી ગણાય. સરકારના અમલદારો-કારભારના સંચાલકો-તરફ સમ્પૂર્ણ ન્યાયવૃત્તિ રાખીને પ્રજાના પક્ષની સૌથી વધારે ગંભીરતા પૂર્વક વકીલાત કરી શકાય છે, એમ શ્રી. ગોખલેએ સિધ્ધ કરી બતાવ્યું છે. તેવી રીતે અન્ય કોઇ જાહેર આગેવાન સિધ્ધ કરી શકયા નથી. સરકારે જે જે પગલાં ભર્યાં હશે તેના ઉપર શ્રી. ગોખલેએ સખતમાં સખત ફટકા માર્યા છે; પણ તે પગલાં યોજનાર વ્યક્તિ ઉપર શ્રી. ગોખલેએ કદિ પણ ગન્દા ઘા કર્યા નથી. મૂળ સ્વભાવથીજ શ્રી. ગોખલે ઉદાત્ત ભાવનાવાળા હોવાથી–તેણે પોતાના સમોડીયાની ઉપર સખતમાં સખત પ્રહાર કરતી વખતે પણ તેમની અંગત લાગણી દુખવી નથી, જો કે તેમણે પોતાની જાતને નરમાશ ભરેલા રાજકીય વિચારવાળા પક્ષની માની છે. છતાં તે એક પક્ષના ગાડામાં કદિ બેસી ગયા નથી. પક્ષવાદથી એ સદા દૂરજ રહ્યા છે. કેવળ ઝગડા-ટંટાને તો તે તિરસ્કારતા હોવાથી, દેશભક્તિના સર્વ સમાન્ય ગાંઠથી દેશના બધા પક્ષોને સુસમ્બધ્ધ કરવાની તેમને ખૂબ તમન્ના છે. આત્મ પરીક્ષા કરનારની કડક શાળામાં તેમણે તાલીમ લીધેલી હોવાથી, સંકુચિત પક્ષોના કે વાડાના વિચારોની અસર પોતા પર થવા દેતા નથી; અને અપ્રસ્તુત વાડાભેદ અને વિચારભેદને કારણે પોતાના દેશ બાન્ધવો પ્રત્યેની તેમની મમતા કદિ તે ઓછી થવા દેતા નથી. વિચારમાં, વાણીમા અને આચારમાં તદ્દન પ્રમાણિક, આસાદિક વિવરણ કરવાની કળા ઉપર પ્રભુત્વ ભોગવનાર, ઉશ્કેરણી પ્રકટાવ્યા વગર શ્રોતાઓની ભાવનાને જાગ્રત કરે એવા વક્તા, જે કુજીઆથી બીએ નહિ પણ પ્રેમળતાને ચહે એવા શહેરી જન, જે હુકમને ઉઠાવી શકે તેમજ હુકમ આપી શકે તેવા સાચા કાર્યકર, પોતે સ્વીકારેલો પક્ષ અજીત રહેવાનો છે એવી શ્રધ્ધાવાળા પ્રગતિવાન સિપાઈ. અને બીજું? એ-શ્રી. ગોખલે ખરેખર હિન્દુસ્તાનના સર્વાંગ સમ્પૂર્ણ સેવક છે.



૧૯૦૭ મા ગોખલે વેલ્બી કમીશન પાસે પુના ડેક્કન સભા તરફથી ઈંગ્લાંડ જુબાની
આપવા ગયા ત્યારે મધ્યમા 'હીંદના દાદા' દાદાભાઇ નવરોજી
(વેલ્બી કમીશનના એક સભ્ય), એમની જમણી બાજુ સર
દીનશા વાચ્છા અને ડાબી બાજુ શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે

# વિષય ત્રીજો

## ગુરુશ્રીને પગલે પગલે—પહેલો ખંડ[1]

નામ પરથીજ સૂચિત થાય છે કે આ પત્ર હિન્દ સેવકસમાજનું મુખપત્ર છે. જે જે કામ હિન્દસેવક સમાજે પોતા માટે નિરધાર્યાં છે. તે કાર્યોમાં પ્રગતિ આણવાનો, સમાજના સિધ્ધાન્તોનો પ્રચાર કરવાનો અને વર્તમાન પરિસ્થિતિને અંગે ઊભા થતા પ્રશ્નોને એ સિધ્ધાન્ત લાગુ પાડવાનો હેતુ આ પત્રનો છે. આ હિન્દસેવક સમાજના સ્થાપનાર શ્રી ગોખલે, જેમની ત્રીજી સંવત્સરીના રોજ આ પત્રનો જન્મ થાય છે, તેઓ શ્રી. રાનડેના વિચાર સમ્પ્રદાયને સુશ્લિષ્ટ રીતે સમજાવનાર વિચારક હતા. શ્રી. ગોખલેના નામ સાથે નિશ્ચિત રાષ્ટ્રીય ધ્યેય અને આદર્શો, વિચાર શ્રેણિનો નિશ્ચિત ઝોક અને પ્રવૃત્તિની ચોક્કસ ઠરેલી પ્રણાલિકા સદા જોડાઈ રહેલાં છે; અને એમની એ પ્રણાલિકા, વિચારશ્રેણિનો ઝોક અને રાષ્ટ્રીય ધ્યેય અને આદર્શો, કેવળ એમના અંગત મંડળમાંજ સ્વીકારાયા હતા એમ નથી. દેશના ઘણા મોટા વર્ગમાં એ પ્રણાલિકા અને વિચારશ્રેણી ઘર કરી બેઠાં છે. પરન્તુ અત્યારે તો લોકોના આદર્શો અને ધ્યેય એટલા બધા સંઘટ્ટન અનુભવી રહ્યાં છે કે એક જબરા પ્રવાહની ઘુમરી જેવો વિચારોનો વમળ દેશમાં ઊભો થયો છે; એ વમળમા વિવિધ રંગી વિચારગરણાં જોસ

---

(૧) Servant of India નામના અઠવાડિકના પહેલા અંકમાં, ૧૯મી ફેબ્રુઆરી ૧૯૧૮ ના રોજ આ લેખ પ્રકટ થયો હતો.

બંધ ધસારો કરી રહ્યાં છે. આ ઊભા થયેલા વમળમાં શ્રી. ગોખલેના આદર્શ અને કાર્યપધ્ધતિની પ્રણાલિકા લુપ્તપ્રાયઃ થઇ જાય એવો ભય ઝઝુમી રહ્યો છે. શ્રી. ગોખલેના વિચાર પ્રબન્ધને જીવતા રાખવાનો પ્રયત્ન અમુક અંશે ઉપયોગી ગણાય; કારણ કે જ્યારે રાજદ્વારી ક્ષેત્રમાં ગુંચવાડા ભરેલા સંજોગો ઊભા થાય, ત્યારે એ વિચાર પ્રબન્ધમાંથી માર્ગ દર્શન મેળવી શકાય. એમના ઘણા મિત્રો અને એમની સાથે રહી કામ કરવા ટેવાયેલા માણસો આજે પણ ઉપયોગી સેવાના કામમાં જોડાયા છે. એવા માણસોનો સહકાર ખરા ઉમંગથી મંગાય કરેછે. જેમના ઉપર ભુતકાળની મહાન કર્ય પરંપરા ચાલુ રાખવાની જવાબદારી આવેલી હોય છે, તેવા માણસો ખાસ કરીને આવો સહકાર ઇચ્છી રહ્યા છે.

આ વર્તમાન પત્રના ચલાવનારા એમની નમ્ર રીતે એવા પ્રયત્ન કરશે કે જે ઝીણવટ ભરેલું સમતોલપણુ, પ્રતિષ્ઠા અને નૈતિક ઉત્કટતા શ્રી. ગોખલેના કાર્યમાં અને ભાષણોમાં ઓતપ્રોત હતાં તે બધાં તત્વોનો પ્રચાર થયા કરશે. આ પત્રના સંચાલકો એ પણ સ્મરણમાં રાખશે કે શ્રી, ગોખલે પોતાના પક્ષને પૂરેપૂરા વફાદાર હતા, છતાં વાદવિવાદના ગરમાવામાં કે કડક ટીકાના ડંખની વેદનામાં તે કદિ પણ પણ ખોટી રીતે પક્ષ ખેચનારા બન્યા નહોતા; પોતાના વિરોધીઓ માટે અભિપ્રાય બાંધવામાં તે સારી પેઠે ઉદારદીલી બતાવતા અને કોઇ એકાદવર્ગને કે એકાદ કોમને હલકા પાડનારાં વિધાનોની તે કડક રીતે ઝાટકણી કાઢતા. રાજદ્વારી જીવનનાં મોટાં મથકોમાં ઉન્માદવાળા કેટલાક જુવાન માણસો દેશના પ્રખર અને અનુભવી દેશભક્તોને હલકા પાડવાનુ કામ કરતા કરતા એમ વિચારી રહ્યા છે કે એમની પ્રતિષ્ઠા અને નામનાના ખંડેરને સ્થાને તેમના પોતાના દેશ-સેવાના ઇમલાનું ચણતર થશે. આવા ઉન્માદને લીધે શ્રી. ગોખલેનું હૈયુ ખેદથી ગુંગળાઇ જાય છે. શ્રી. ગોખલેના હૃદયમાં રમી રહેલી પૂજ્ય ભાવના

હંમેશા વડીલોને સન્માનતી હતી. તેમજ તેમની વફાદાર વિવેક-બુધ્ધિ સરકારને નમતું આપતી હતી. જોકે માણુસો ઉપર અધિકાર ભોગવતા અમલદાર તેઓ કદિ બન્યા નહોતા તોપણ રાજકાજના કામ કરનારની મુશીબતો પારખી લેવાની ઝીણવટવાળી બુધ્ધિ તેમનામાં હતી. સત્તાધિકારી તરફનું માન અને શિસ્તપાલન, જે નૈતિક પાયા ઉપર આધાર રાખેછે તે પાયાને વિનાકરણુ વાતવાતમાં તે ખળભળાવી નાખવાનું પસન્દ કરતા નહિં. જ્યારે કોઇ નીતિ કે કોઇ કાયદો તેને ઠીક ન લાગે ત્યારે તેને સામે થવામાં ઘણી કડક અને કોઇની શેહ રાખ્યા વગરની ટીકા તે કરતા હતા; છતા તે સરકારના અણનમ વિરોધી બનીને કદિ બેઠા નહોતા. દેશમા સરકારના હાથ મજબૂત હોવા જોઇએ એ વાત તે બરાબર સમજ્યા હતા. એક પ્રસગે શ્રી. ગોખલે બોલતાં બોલતાં આડે માર્ગે ઉતરી ગયા હતા; અને તેમના ઉપર ત્યારે જે ટીકાનો વરસાદ વરસ્યો હતો. તે તેમણે શૌર્યથી ઝીલી લીધો હતો. તે બોલ્યા હતા કે–"નામદાર, હું આજે સરકારને હંફાવીને હરાવી શકતો હોઉં તો પણ હું તે કામ કરવા ખુશી નથી. હું તેમ કરવા ખુશી નથી તેનુ કારણુ આ છે. દેશની આધુનિક પરિસ્થિતિમા સરકારની પ્રતિષ્ટા એ કીંમતી મીલ્કત ગણાવી જોઇએ; તેથી હુ તેને વાતવાતમાં અસ્થિર બનાવવા ખુશી નથી."–આવી વૃત્તિથી શ્રી. ગોખલે ફાવ્યા હતા એવું તો નથીજ. સરકાર પાસે જેજે કામો તેમણે રજુ કર્યાં હતા તેમાંનાં ઘણામાં તેમને હાર મળી હતી. સાચી વાત એ છે કે તે ઘણીવાર કહેતા કે આ જમાનાની પેઢીના કાર્યકરો કેવળ હાર ખાઇનેજ દેશની ઉત્તમ સેવા બજાવી શકે તેમ છે. તોપણુ એક પ્રસગ એવો આવ્યો હતો કે હમેશની હારથી અને દીલના કચવાટથી તે અકળાઈ ગયા હતા અને એક યુરોપિયન મિત્ર પાસે તે બોલ્યા હતા કે "સરકાર સામે કડક હૃદયનો વિરોધી બની હમેશ હુ ઊભો રહ્યો હોત તો ઠીક થા'ત એમ મને લાગેછે." તેમને ઉત્તર મળ્યો કે "ઈંગ્લાડમાં મામુલી રાજદ્વારી પુરુષો પક્ષાપક્ષીના હિમાયતી બની એવુ કામ

દરેકે. તમને એ કામ અનુકૂળ નહિં પડે" આ વિચાર કેટલા ઉંડાણ વાળો ગણાય ? આવો ભાગ શ્રી. ગોખલેએ ભજવ્યો હોત તો કોઈ તેમને ઓળખતુંયે નહોત.

સંસાર સુધારાની બાબતમાં એ પ્રખર સુધારક હતા. કોઇપણ પ્રકારનો અન્યાય એમના ચિત્તમાં ખળભળાટ મચાવી મૂકતો; જે માણસ સ્ત્રીજાતિ પ્રત્યે અન્યાયી વર્તન બતાવતો, જે માણસ ગરીબ ગુરબાંને, દલિતવર્ગનાં માણસોને ખોટી રીતે દબાવતો તેનું સ્થાન શ્રી. ગોખલે પાસે જરાપણ રહેતું નહિ. હિન્દુસ્તાનમાં કોમેકોમ વચ્ચેનો ઉચ્ચનીચતાના ભેદ, અને જ્ઞાતિને નામે માણસોનો થતો બહિષ્કાર અને અપમાન શ્રી. ગોખલે જરા પણ સાંખી શકતા નહિ. સામાજીક ઉન્નતિ અને રાજકારભારના સુધારા દ્વારા રાજકીય ઉન્નતિ એમને મન ઓછી વધતી અગત્યની નહોતી. બન્ને પ્રકારના વિકાસને તે સરખી અગત્યનો માનતા હતા. મદ્રાસમાં બ્રાહ્મણેતર જ્ઞાતિના માણસોએ બ્રાહ્મણો વિરૂધ્ધ "પબ્લિક સર્વિસ કમિશન" રૂબરૂ જે ફર્યાદો રજુ કરી હતી તેનાથી એના દીલ ઉપર ઉંડો જખમ પડ્યો હતો અને જ્યારે જ્યારે દલિતવર્ગનાં માણસો પ્રત્યે દર્શાવવામાં આવતી અન્યાય ભરેલી વર્તણુક બતાવ્યાના પ્રસંગો ઉપર તે વિચાર કરવા બેસતા ત્યારે તે શરમીંદા બની જતા. હિન્દસેવક સમાજની મુમ્બઈની શાખાની પ્રવૃત્તિનો ઝોક રાજકીય પ્રવૃત્તિ કરતાં સંસાર સુધારાની અને સમાજોન્નતિની પ્રવૃત્તિ તરફ વધારે છે, એ વાત એમને પૂરેપૂરી પસન્દ હતી. તેમના અનુયાયીઓ પાસે તે હંમેશા એક સૂત્ર જોરથી પેશ કરતા હતા. "તમારૂં મુખ તમારી સામેજ રાખવું" આ પત્ર 'સર્વન્ટ ઓફ ઈન્ડીઆ' આ સંસાર સુધારાની બાબતમાં, અર્થશાસ્ત્રોના કોયડા ઉકેલવાની બાબતમાં, શિક્ષણની બાબતમાં અને રાષ્ટ્રીય જીવનના એવા બીજા વિભાગોમાં પોતાનું મુખ મોખરાની સામેજ રાખવા ઇચ્છે છે; અને જે નમ્રતાથી ભરેલી અને દેશના હિતની છે તે બધી હિલચાલને આગળ ધપાવવા–સર્વન્ટ ઓફ ઈન્ડીઆ–ઇચ્છે છે.

અમે બહુ ઉદાત્ત ભાવનાથી બીજાના અભિપ્રાયની તુલના કરશું. તેમજ બીજાએ અમારા અભિપ્રાયની તુલના તેટલાજ ઉદાત્ત ભાવથી કરે એમ અમે ઇચ્છશું. ઉદાહરણ તરીકે, અમે જ્યારે શ્રી ગોખલેના સિદ્ધાન્તોને અનુસરીને કામ કરવાનો ઇરાદો બતાવીએ છીએ, તે પરથી વાચકોએ એમ સમજી લેવું ન ઘટે કે આ પત્રની કટારોમાં કેવળ તેમના વ્યાખ્યાનોનાં રૂપાન્તરોજ રજુ થયા કરશે. શ્રી. ગોખલેના સિધ્ધાન્ત પ્રત્યેની ભક્તિનો અર્થ એટલોજ થાયછે કે એમના પ્રાણવાન સિધ્ધાન્તો પ્રત્યે અમે ભક્તિ દર્શાવશું અને મૃતપ્રાયઃ બનેલી એમણે ગોઠાવેલી આરણીઓ પ્રત્યે જરા પણ અમે ભક્તિ બતાવશું નહિ. આપણી આસપાસ આજ કાલ એટલા ઝડપી ફેરફારો થતા રહે છે કે આપણે એકવાર સ્વીકારેલા સિધ્ધાન્તોને ધડછોડની રીતે નવું રૂપ આપી નવા વાતાવરણને અનુકૂળ સ્વરૂપ તેને આપવુંજ પડશે. શ્રી. ગોખલે અગાઉના સંજોગમાં શું કહી ગયાછે તેના ઉપર અમારે ધ્યાન આપવાનું રહેશે નહિં. પણ શ્રી ગોખલે જીવન્ત હોય તો હાલ તે શું કહેત તેના ઉપર અમારે ધ્યાન આપવાનું છે. દખ્ખણ સભાના ઉદ્દેશ સમજાવનાર ઉજ્વલ ચોપાનીઆમાં શ્રી. રાનડેની ભભકાદાર ભાવનાઓ રજુ થઈ હતી, તે શ્રી ગોખલે વખતો વખત સંભારતા તેજ ભાવના અમને પ્રેરણા આપ્યા કરશે.

વિચારમા મોકળાશ અને આચારમાં નરમાશ--એ આ મંડળના મુદ્રાલેખ બની રહેશે. વિચારમાં મોકળાશની ભાવના એ સૂચવે છે કે એ ભાવનાવાળા માણસ કોમના અને ધર્મના અવળા ગ્રહમાંથા મુક્ત હોવા જોઇએ, માણસ માણસ વચ્ચે ન્યાયની ભાવનાથી કામ કરવા જેનાથી તત્પર રહેવાય તે બધા પ્રત્યે એમની અડગ ભક્તિ હોવી જોઇએ. રાજકર્તાઓ જે કાયદાથી રાજ્ય ચલાવતા હોય તે કાયદા પ્રત્યે પૂરી વફાદારી તેમણે દર્શાવવી જોઈએ; અને તેની સાથે સાથે કાયદા પુરઃસર મનુષ્યનો જેના પર હક્ક છે તે સમાનતા લોકોને મેળવી

આપવા તેમણે પ્રયત્ન કરવા જોઇએ. આચારની નરમાશ કે વિનિતતાનો અર્થ એ થાયછે કે માણસે અશક્ય ગણાતા નેમ માટે બહુજ દૂર પડી રહેલી જણાતી ઉમેદો માટે ખોટાં ફાંફાં મારવાની પરિસ્થિતિ ઊભી કરવીજ ન જોઇએ. પણ મેળ ખવરાવવાની ભાવનાથી અને ન્યાયી ભાવનાથી પ્રેરાઇને પોતાના પગ પાસે આવી પડેલું કામ ઉપાડી લઇને માણસે સ્વાભાવિક વિકાસના ક્રમસર દરરોજ એકેક પગલું આગળ વધવા પ્રયત્ન કરવો જોઇએ.

## વિષય ચોથો

### ગુરૂશ્રીને પગલે પગલે (બીજો ભાગ) ૧૯૧૮[1]

રૂબિકોનની પેઠે પાર પહોચી શકાયું છે. (સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટી) હિન્દસેવક સમાજની વિચાર સભાએ ઠરાવ્યું છે કે આ માસને અન્તે કોન્ગ્રેસની ખાસ બેઠકમાં આ સોસાઇટીના સભ્યોએ અને કાયમના સહાયકોએ હાજરી આપવી નહિ અને સર દીનશા વાચ્છા તરફથી અને અન્ય સભ્યો તરફથી પ્રકટ થના પ્રમાણે મોડરેટોની કોન્ફરન્સ ભરાવાની છે તેમાં સૌએ હાજરી આપવી. આ નિર્ણય ઘણી કાળજી ભરેલી સલાહ મેળવ્યા બાદ સ્વીકારાયો છે. જેને લીધે દેશમાં મતભેદ પડી ગયા છે તે રાજકીય સુધારા ઉપરના ઝઘડામાં કે ત્તરનમાં લોકોમા ભાગલા પાડી દેવાનુ કારણ ઊભુ કરનાર ઈલાયદી કોન્ફરન્સ ભરવાના વિચારમા સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટીનો જરા પણ હાથ નથી તે સસ્થાના સભાસદોને–પોતાના કાબુ બહારની પરિસ્થિતિને લીધે રાષ્ટ્રીય ઉપયોગીતાના કામકાજમા ખેચાવુ પડ્યુ છે, અને તેનુ ગમે તે પરિણામ આવે તે એમણે સહન કરવુ જ જોઈએ. એ કારણને લીધે કર્તવ્યો વચ્ચે ભયકર અથડામણ ઊભી થવા પામી છે અમારી સભાએ સાચો માર્ગ સ્વીકાર્યો છે કે ખોટો માર્ગ સ્વીકર્યો તે તો સમય જતાં જણાઇ આવશે

---

૧ 'સર્વન્ટ ઓફ ઇન્ડીઆ" પરથી

અમારા પર એવો આક્ષેપ મૂકવામાં આવેછે કે અમારે જે કાંઇ દેશને અર્પણ કરવું જોઇએ તે અમે એક પક્ષને અર્પણ કરીએ છીએ. એ આક્ષેપનો અમે અસ્વીકાર કરીએ છીએ રાષ્ટ્રિય મહાસભામાંથી જો મોડરેટ પક્ષ છૂટો પડી જાય તો તો પછી તે સંસ્થા કેવળ રાષ્ટ્રિય પક્ષનીજ બની જાય તેથી હિન્દસેવક સમાજે અમે તે પક્ષ સ્વીકાર્યો હોત તો પણ આ સંસ્થા એક પક્ષનીજ ગણાત. એમાંથી એક પણ પક્ષ એમ કહી ન શકે કે તેમનો પક્ષ એજ દેશસમસ્તનો પક્ષ છે. જોકે દરેક પક્ષ એમ તો દાવો કરી શકે કે તેમનો પક્ષ બીજા સામેના પક્ષ કરતાં દેશની વધારે સમજ ધરાવેછે અને દેશનું હિત વધારે સારી રીતે સાધી શકેછે. શ્રી. ગોખલે તો "મોડરેટ" હતા. (તેમને એ શબ્દ ગમતો નહોતો—અમને પણ એ શબ્દ ગમતો નથી.) એમની પ્રશંસનીય મુત્સદ્દીગીરીનો કેટલાંક લક્ષણોમાં—ચોતરફનું અવલોકન, વિચારનું સમતોલપણું અને વ્યવસ્થિત પ્રગતિ કરતા રહેવાનુ ભાન. તેથી જે પક્ષ આવા આદર્શને માન આપતો હોય તેજ પક્ષમ એમના અનુયાયીઓએ ભળવું જોઇએ. જો એ સભાસદોની પોતાની મુનસફી ઉપર વાત મૂકી દેવામાં આવી હોત તો સામાન્ય રીત પ્રમાણે તે બધા મહાસભાની ખાસ બેઠકમાં જોડાયા હોત; અને પોતાનાં મન્તવ્યોની ખાતરી તેમનાથી બને તેવી રીતે તેઓએ કરાવી હોત પણ આ પ્રસંગે તો સમસ્ત રાષ્ટ્રના ઉચ્ચતમ હિતની વાત ઊભી થઇ છે તેથી "મોડરેટ," પક્ષની શિસ્ત તેમને દુખતે મને પાળવી પડે છે; અને એ ડહાપણ વિહોણો માર્ગ તેમને તજવો પડે છે. બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને સર દીનશા વાચ્છા જેવા અનુભવરૂઢ નેતાઓ એમ માને છે કે એ માર્ગે જવાથી જે થોડું ઘણું બળ રાષ્ટ્રમાં છે તે બધ કમી કરી નાંખવા જેવી એ સમજ વગરની નીતિ થઇ પડશે. શ્રી ગોખલેને એક સૂત્ર ગમતું હતું તે એ છે કે જ્યારે કોઇ નિર્ણય કરવાનું કામ આવી પડે ત્યારે અનુયાયીની કોટિના માણસોએ તો તેમના આગેવાનના વિચારને જ માન સહિત વળગી રહેવું જોઇએ; પણ

જ્યાં અન્તર્દીપ શું કહે છે તે જોવાનો પ્રશ્ન ઊભો થાય ત્યાં તો નમતું આપવાની જરા પણ જરૂર હોઇ શકે નહિ અમે સૌ આ સારો અને સારો નિયમ પાળવા તૈયાર થયા છીએ; અને કોઇ નાના નાના પ્રસંગમાં અમારી પોતાની સ્વતંત્ર માન્યતા પ્રમાણે અમે કામ કરીએ છીએ તે સ્વતંત્ર માન્યતાનો ભોગ આ મોટે પ્રસંગે આપવા અમે તૈયાર થયા છીએ અમારે બહુ દીલગીરીથી કબુલ કરવું પડે છે કે આ નિર્ણય સ્વીકાર્યાથી અપારે અમારા ઘણા મદ્રાસના ઉપયોગી મિત્રોથી ખાસ કરીને સંયુકત પ્રાન્તની વિખ્યાત અને માન્યવર વ્યક્તિથી[૨] વિખૂટા પડવું પડે છે. રાજકીય સુધારાના પ્રશ્નને અંગે તેમની જે માન્યતા છે તે પાર પાડવાની ઉત્તમ તક જે બાજુએ મળવાની હોય છે તે બાજુ પસંદ કરવામાં તેમણે સૌએ વ્યાજબી માર્ગ લીધો છે એમ ગણાય. તેજ હેતુથી અમે અમારી બાજુ (પક્ષ) પસંદ કરીએ છીએ. દેશના શીખેલા ભણેલાની જે લઘુમતિ છે તેમના અને અમારા સિદ્ધાંત અને માન્યતા એક સરખાં છે. બીજું અમે શું કરી શકીએ? બીજો કયો માર્ગ અમારી પાસે હોઇ શકે? અમારી-દેશમાં જે અપકીર્તિ થાય અને અમારા પર જે ખફા નજર આવે તેનો સામનો અમારે કર્યે જ છૂટકો. અમારાથી બનશે તેવી ઉત્તમ રીતે અમે એ બધું સહન કરી લઈશું. અને એમ માનશું કે અમારી સુધારણા માટે કોઈ ઉચ્ચતર સત્તા તરફથી અમારા ઉપર એક પ્રકારની નસિયત મોકલવામાં આવી છે.

# વિષય પાંચમો

## શ્રી ગોખલે સાથે મારો પહેલો મેળાપ[1] (૧૯૨૫)

ઇ. સ. ૧૯૦૬ ના "ઇસ્ટર"ના તહેવારોમાં આ પ્રસંગ સાંપડ્યો હતો. હિન્દસેવક સમાજના સભાસદ બનવા માટે મેં આપેલી અરજી બાબત મને રૂબરૂ મળવા માટે શ્રી ગોખલે તરફથી મને તેડું મોકલવામાં આવ્યું હતું. તે વખતે તે પૂનામાં શનવાર પેઠમાં આવેલા ઘરમાં રહેતા હતા. એ મકાન આજે એમના માલિકના નામ પરથી ગાંધી વાડાના નામથી ઓળખાય છે. મને યાદ છે કે શ્રી ગોખલેના મેમાન તરીકે હું એમને ત્યાં ચાર દિવસ રહ્યો હતો. ભાઇ શ્રી દ્રવિડ અને ભાઇ બવે બન્ને જણ મારી સરભરામાં હતા. એ બન્ને ભાઇઓ મારે વાસ્તે ઓછા ઓછા થતા હતા, છતાં શ્રી ગોખલે પોતે મારા માટે વખતો વખત એટલી બધી પૂછ પરછ કર્યા કરતા હતા કે મને લાગતું હતું કે એમના અગત્યના કામમાં રોકાયેલા મન ઉપર હું વિનાકારણ વધારાનો બોજો નાખી રહ્યો હતો. સવારના પહોરમાં ચાહને બદલે કોફી પીવાની મારી ટેવને લીધે એમને કંઇક હરકત આવતી હતી, કારણકે આજ સુધી હું જાણું છું ત્યાં સુધી દક્ષિણી પુરૂષ કે સ્ત્રી એલચીની સુગન્ધ વગરની અને અડવાડીઉં વાપરી શકાય તેટલી બધી ખાંડ નાંખ્યા વગરની કોફી બનાવતાં શીખ્યાં હોય એમ મને લાગતું

---

1 Servant of India પત્રમાંથી

નથી. એક બે વખત ટેવ પાડ્યા પછી મેં પોતે ચાહ માટે આગ્રહ બતાવ્યો. પણ જેમનો હું મેમાન બન્યો હતો તે શ્રી ગોખલે સમજી ગયા કે મને ચાહ માટેનો શોખ શા માટે થયો હતો. તેથી તેમણે ભાઇ દ્રવિડને ઠપકો આપ્યો કે જો તમને સારી કોફી બનાવતાં નથી આવડતી તો તમે મદ્રાસી શાના કહેવાઓ? હું તો એમ પણ સૂચવું કે ગાડી ભાડે કરીને તમે શ્રી શાસ્ત્રીઆરને રેલ્વે સ્ટેશન ઉપર લઇ જઈ શકયા હોત અને ત્યાં તેમને જેવી જોઇએ તેવી કોફી મેળવીને તમે સંતોષ આપી શકયા હોત. એવો પ્રસંગ બીજા એક મદ્રાસી મિત્ર માટે બન્યો હતો. હું હતો ત્યારે જ તે મેમાન તરીકે આવતા હતા. એ ગૃહસ્થને એ લોકો ડોકટર આયંગર કહીને બોલાવતા હતા. તે ડોકટરનોજ ધંધો કરતા હતા. તેનું નામ તો રાનસ્વામી હતું. અને શ્રી ગોખલેના એ દીર્ઘકાલીન દોસ્ત હતા. તે રોજ શ્રી ગોખલેને ત્યાં જમવા આવતા હતા. તેની તામીલ ભાષા તે લગભગ ભૂલી ગયા હતા અને જેમ કોઇ પરદેશી હિન્દુસ્તાનની ભાષા ભણતા હોય અને ભાંગ્યા તૂટયા શબ્દોમાં તે ભાષા દ્વારા પોતાના વિચાર દર્શાવે તેમ શ્રી આયંગર તામીલ ભાષા અચકાઈ અચકાઇને બોલતા હતા. જે લોકો માતાના ખોળામાંથી તામીલ ભાષા નથી શીખ્યા હોતા તેમને-ગમે તે કારણ હોય-તામીલ તરફ કુદરતી અણગમો હોય છે. શ્રી ગોખલે પણ એવો અણગમો દર્શાવનાર દુનિયા પૈકીના એક હતા. તે વખતો વખત કહેતા કે તામીલ ભાષામાં-કખ-જેવા કંઠસ્થાની વ્યંજનો સિવાય બીજા અક્ષરોજ જણાતા નથી. ડૉ. આયંગર અને હું જ્યારે તામીલ ભાષામાં વાર્તાલાપ ચલાવતા ત્યારે શ્રી ગોખલે ઘરનાં બધાં માણસોને અમારૂં નાટક જોવા બોલાવતા અને પોતે અમારી બોલી સાંભળી બચ્ચાંની માફક તાળીઓ પાડી મજા માણતા. કહેવાની મતલબ એ છે કે શ્રી ગોખલેએ સાદી મજા મ્હાણવાનો સ્વભાવ કદિપણ જતો કર્યો નહોતો; અને જ્યારે જ્યારે એમને ગલીપચી થાય એવો આનંદ વ્યાપી રહેતો ત્યારે તે બે હાથે અથવા-એકહાથ રોકાયો હોય તો-એકજ હાથે

પાસેના ટેબલ ઉપર તડ તડ અવાજ કરી મૂકતા હતા. એ દિવસના નાટકમાં મારા મિત્રે સરસ ભાગ ભજવ્યો હતો; પણ હું ઝટ થાકી ગયો. એ ડૉ. આયંગર આજે ક્યાં છે તે હું જાણતો નથી. મેં એમના માટે છેલ્લે છેલ્લે એવા ખબર સાંભળ્યા હતા કે તે અમેરિકામાં હિન્દી તત્વજ્ઞાન ઉપર ભાષણો આપતા હતા, અને પોતાના વ્યાખ્યાનોની એક મજાની છાપેલી ચોપડી તેમણે શ્રી ગોખલેને મોકલી હતી. પૂનામાં હું રહ્યો ત્યારે ઘરનાં માણસોને મારા જમણ માટે પણ ઘણી ચિન્તા અને કાળજી રાખવી પડતી હતી. જોકે તે દિવસોમાં મેં દુનિયાના ઘણા ભાગો જોયા નહોતા. મારો પ્રવાસ સંકુચિત હતો. તો પણ મારી જીભને મેં જાતજાતનાં જમણની ટેવ પાડી હતી અને તેથી હિન્દના કોઈ પણ ભાગમાં હું ભૂખ્યો રહ્યો નહોત. અમારા મદ્રાસના દ્વિપકલ્પની બહાર જો મદ્રાસી ખાણાની વાનીઓમાંથી કોઇ વાની બહુ જાણીતી થઇ હોય તો તે "સાર" છે. શ્રી ગોખલે તામીલ ભાષાની પોતાની દોસ્તી બતાવવા તેને "સારમ્" કહેતા હતા. શ્રી ગોખલેના રસોયા ગોપાલે એક બે વાર એ ચીજ બનાવવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા પછી મને જમવા માટે ભાઇ દ્રવિડને રસોડે મોકલવામાં આવ્યો. તેમના પહેલાં પત્ની મદ્રાસી હતાં; અને તેથી મદ્રાસીને અનુકૂળ રસોઇ કરવામાં તે કુશળ મનાતાં હતાં. પણ ખરી રીતે એ બાઇને એવું કાંઇ આવડતુંજ નહોતું. તેથી એક સાંજે એમને ત્યાં હું ગયો ત્યારે તામીલ વાસ્તેની ઉંડી ઉંડી ભાવના ખડી કરવાના અનેક વ્યર્થ પ્રયત્નો એ કુટુમ્બનાં માણસો કરી રહ્યાં છે એવો મને અનુભવ થયો. એટલે બીજે દિવસથી ફરીને ચપાટી અને આમટીના ભોજન ઉપરજ મેં મારો પક્ષપાત જમાવી દીધો.

એકવાર નામ ઉપર ખૂબ વાદવિવાદ થયો હતો. શ્રી ગોખલે એમ માનતા કે મદ્રાસમાં દરેક માણસને તેમના પોતાના વિશેષ નામથી બોલાવવાની રીત છે તે સારી નથી; દ્રાવિડીઅન પ્રજા પોતાના

કુટુંબના-ગોત્રનાં-નામ તરફ બેદરકાર કેમ રહે છે તે શ્રી ગોખલેને સમજાતું નહોતું. દુનિયાના બાકીના બધા ભાગમાં લોકો પોતાના કુટુમ્બના નામ માટે મગરૂબી સેવતા હતા. એ વખતે મને સ્વાભાવિક હસવું આવ્યું હતું. કેમકે કુટુમ્બના નામથી માણસ ઓળખાય એ તો કેવળ પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણજ હતુ. એ બાબતમાં પાછળથી મને જણાયું કે દક્ષિણ દેશને મારી માન્યતા લાગુ પાડી શકાતી નહોતી. મારી એ ભૂલ થઇ હતી. કારણકે મરાઠાના ઇતિહાસમાં-પવાડામાં-બખ્ખરોમાં-મહાપુરુષોની ઓળખાણ એમના કૌટુમ્બિક નામથીજ હોયછે. "ગોખલે" શબ્દ ઇતિહાસમા સારી રીતે વખતો વખત વપરાયેલો જણાય છે. આજે પણ મને એમ થયછે કે જ્યારે માણસને કોઇ તેનું નામ જણાવાનું પૂછે ત્યારે તે પોતાના જૂના વડવાના કુટુમ્બનું કે કોઇ ખૂણામાં આવેલા વતનના ગામડાનું નામ કેમ કેહેતા હશે? અને ફૈબાએ પાડેલું પોતાનું નામ ઘરના માણસો વાસ્તે અને નિકટના પરિચયના માણસો માટે શા મ ટે અનામત રાખી મૂકતા હશે? પણ મને હવે તો ક્ષોભ થાયછે અને અકળામણ થાયછે કે મદ્રાસના યુવકો હવે જૂની અર્થસૂચક પ્રણાલિકા તજી દેવા લાગ્યા છે. કોઇ મેમાન તમારા ટેબલ ઉપર પોતના નામની ચીઠ્ઠી મોકલાવે અને તેના ઉપર તમે "એમ. એલ. શિરસાગર" એવું વાંચો અને કોઈ મે ટા માણસની મુલાકાત લેવાની હોય તેવી રીતે તમારા કોટનાં બટન બીડી માથા પર પાઘડી ઢમાવી તમે તૈયાર થાઓ અને જ્યારે મેમાન તમારી કચેરીમાં દાખલ થાય ત્યારે તમને જણાય કે એ તો તમારા પોતાના જૂના વિદ્યાર્થી માધવરાવ છે ત્યારે એ ચીઠ્ઠી ઉપરના નામની પદ્ધતિથી તમારો મીજાજ કેટલો બધો ખસી જાય તેનો વિચાર કરશો. બિચારો મેમાન ધીમી અને માન ભરી ગતિથી તમારી પાસે આવેછે અને જૂનાં અનુભવોનાં તમારાં હાસ્યની અપેક્ષાથી તે પૂછે છે કે સાહેબ, મને તમે નથી ઓળખતા?

કોઈ મને કહેશે કે સુબ્રહ્મન્ય આયરે પોતાનું નામ કર્પુર ઉપનામથી શા માટે સંતાડવું જોઇએ? હું તો કબુલ કરૂંછું કે નટરાજનના દીકરાઓ પણ નટરાજન કહેવાય એ મને તો ગમતું નથી. એ ચર્ચા અને વાદ વિવાદમાં બહુમતિ મારી વિરૂદ્ધ હતી. નટેશ દીક્ષિત મદ્રાસના ગૌરવ ખાતર મારા પક્ષમાં રહી શક્યા હોત, પણ તેણે તો દ્રવિડના (દક્ષિણના) ટોળામાં ભળવાનું પસન્દ કર્યું હતું. ડૉ. રામસ્વામી આયંગરે પોતાના ઈલાકાની ભક્તિને ખીસ્સામાં મૂકી દીધી અને તે સામાવાળાને શરણે થયા હતા.

આ દિવસોમાં મને જે જે માણસો સાથે મેળાપ થયો તેમાંના એક શ્રી. વિશ્વેશ્વરય્યા હતા. તેમને તે દિવસે "નાઇટ હૂડ" નો ઇલકાબ મળ્યો નહોતો. તેમનામાં ઘણોજ વિનય હતો, છતાં તેમણે પોતાના માટે "મોક્ષ ગુન્ડળ" નામ પસન્દ ન કરતાં વિશ્વેશ્વરય્યા નામ પસન્દ કર્યું હતું. તે વખતે પૂના શહેરને પાણી પૂરૂં પાડવાની યોજનાના ઇજનેર તરીકે તે પૂનામાં રહેતા હતા. શ્રી. ગોખલે પૂના મ્યુનિસિપાલિટીના (સુધરાઇના) પ્રમુખ હતા. તેથી તેમને મળવાને એમને ત્યાં આવ્યા હતા. તેમના ગયા પછી શ્રી ગોખલેએ એમના માટે ઘણા ઉંચા શબ્દો વાપર્યા; અને મને કહ્યું કે જુઓ, કેટલો પદ્ધતિસરનો એમનો પોશાક છે. (મારા પોશાક તરફ મમતાવાળો અણગમો દર્શાવતા હોય તેમ મારી સામે તે જોઇ રહ્યા હતા.) તેટલીજ ચોકસાઇ, એ એમના કામમાં અને એમની જે તે દિવસના કાર્યક્રમની રાખે છે. મારાં બધાં કામમાં જો મને આવા માણસોનો સહકાર મળે તો પછી મને બીજુ કંઇજ ન જોઇએ.

આ પછી મને એમ લાગ્યું કે મારે માનપૂર્વક એમનાથી જરા છેટા રહેવું જોઇએ. પણ મને તો તરતજ ખુબ નવાઇ ઉપજાવે એવી સ્થિતિમાં એમણે મૂકી દીધો. કારણ કે શ્રી. ગોખલે મને 'હીરા બાગ કલબ" મા તરતજ લઇ ગયા. ત્યાં એમણે મારો હાથ શ્રી. વિશ્વેશ્-

રય્યાના હાથમા સોપ્યો કે તગ્તજ શ્રી વિશ્વેશ્વરય્યાએ મને તે કલબમા ચોતરફ ફેરવ્યો અને કોઈ પ્રતિષ્ઠિત મેમાન હુ હોઉ એવી રીતે તેમણે તેમના મિત્રો પાસે મને રજુ કર્યો આ પછી હુ શ્રી. વિશ્વેશ્વરય્યાને અનેક વાર મળ્યો છુ, અને તે બધી મુલાકાત વખતે મને શ્રી ગોખલે યાદ આવ્યા હતા કરણકે કેટલીક બાબતમા ધ્યાન ખેચે એવો ભેદ એમની અને શ્રી ગોખલે વચ્ચે હતો, છતા સામાજિક જીવનના વિનય વિવેકની રીતને આગ્રહ પૂર્વક વળગી રહેવામા, કર્તવ્ય તરફ ચીવટતાથી ધ્યાન આપવામાં વિશાળ દૃષ્ટિ રાખવામા અને કામને માટે ધગશ રાખવામા તે બન્ને વચ્ચે ઘણુ ગાઢુ સામ્ય હતુ.

તેમણે આગલે વરસે સ્થાપેલી હિન્દસેવક સમાજની સસ્થામા પ્રવેશ મેળવવામા હુ જેટલો એ સસ્થાના બધારણમા મૂકાયેલી ભાવનાઓથી પ્રેરાયો હતો તેટલોજ શ્રી ગોખલેના જાહેર હિતના કાર્યોની અને ચારિત્રની પ્રશસાથી પ્રેરાયો હતો માણસના ઉંડા અન્તરમા કોઈ વ્યક્તિ માટે જે પૂજ્યભાવ સેવાયેલો હોય છે તેના વિષે પૂર્ણ છૂટથી અને વિસ્તારથી લખવાનું માણસને ગમતુ નથી. તે વખતે એમના ચારિત્ર્યનાં ઝીણાં ઝીણા લક્ષણોએ મારા પર છાપ પાડી હતી, તેમાનાં એક બે મને નોંધવા પાત્ર જણાયાં હતા. એક તો નિર્દોષ બાળકના જેવી આનન્દ મ્હાણવાની શક્તિ, આપણને રસપૂર્વક જકડી રાખે એવી વાત કરવામાં દેખાઇ આવતી આતુરતા, અને આપણને વશ કરી લેવાને આતુર હોય તેવી ચહેરાપરની તત્પરતા એમની ઉચ્ચ ભાવનાઓ આપણા ઉપર સ્વામિત્વ જમાવી દેતી અને એમનો ઉત્સાહ આપણને ગરકાવ કરી નાંખતો હિન્દ સેવક સમાજ માટે એમણે જે જગ્યા નક્કી કરી રાખી હતી તે સ્થાન ઉપર તે મને લઇ ગયા, તે વખતે એ બધી જગ્યા જગલી ઝાડોથી અને ખડકોથી ભરેલી હતી તેમણે મારી સમક્ષ એ સસ્થાના મકાનના નકશાની ઝાખી રૂપરેખા દોરી બતાવી, અને પછી જે જગ્યાએ એમણે સસ્થાના આદિ સભ્યોને

પ્રતિજ્ઞાપૂર્વક હિન્દ સેવક તરીકે દીક્ષા આપી હતી-(શ્રી દ્રવિડ, શ્રી દેવધર, અને શ્રી પટવર્ધન) તે સ્થળ પાસેની ટેકરી ઉપર બતાવ્યું. આ બધા સમય દરમ્યાન એમના વ્યક્તિત્વમાં મને એવું સૂક્ષ્મ તંત્ર દેખાઈ રહ્યું હતું કે મને આપોઆપ ખાતરી થઈ આવી કે બધા પ્રકારનાં નિષ્કામ કાર્યો માટે પૂના બહુ યોગ્ય સ્થળ હતું; માતૃભમિના ઉદ્ધાર માટે આ હિન્દ સેવક સમાજ સૌથી પહેલી વરાયેલી સંસ્થા હતી, અને હિન્દના યુવાનોને ઉજ્જ્વળ જગત તરફ દોરી જવા માટે એ પોતે સવિશેષ યોગ્યતા ધરાવતા હતા. મારામાં તે વખતે પ્રત્યુત્તર આપની દીપ્તિ જાગી ઉઠી, -મને એવું ભાન થયું, પણ અન્તરનો ઉમળકો ન દર્શાવી શકે -એવા મારા વહેરાને લીધે મારી જીભ ઉપર ઓચિન્તી આવી પડેલી લકવાની અસર જેવી વાણીની સ્તબ્ધતાને લીધે, તેમણે મને તે વખતે પૃથ્વી ઉપરના પાર્થિવ પૂતળાં જેવોજ માન્યો હશે. મને સાચા શબ્દોની જ્યારે ખૂબ જરૂર પડી ત્યરે તે મારાથી હજારો માઈલ દૂર જઈ બેઠા હતા.

આજ મુલાકાતના દિવસોમાં બીજે વખતે આવોજ પ્રસંગ આવ્યો. મારી જીભે મને સાથ ન આપ્યો; ચન્દ્રનો પ્રકાશ ઉજ્જવલ હતો, અને અમે બહાર ખુલ્લી જગ્યામાં જઈ ઊભા. ત્યાં યોજના પૂર્વક ગોઠવી રાખેલી ખુરશી ઉપર અમે બેઠા. પૂના વિશેની સરસાઈમાં અને હિન્દુ-સ્તાનમાં એ પ્રથમ વર્ગનું શહેર હોવાની માન્યતામાં શ્રી ગોખલે સદા પોતાની જાતને તરબોળ રાખી રહ્યા હતા. એમના ગુરુ શ્રી રાનડે કહેતા નહોતા કે પૂના હિંદની રાજધાની છે અને મુંબઈ તેનું પરૂ છે? પૂના એ શું પુણ્યભૂમિ નહોતી? તે સ્થળે શ્રી રાનડેએ વિશુદ્ધ વિચારો અને ઉન્નત ઉદ્દેશથી ભરેલા જીવનનો સતત યજ્ઞ ઉજવ્યો નહોતો? તે પછી તેણે ડક્કન એજ્યુકેશન સોસાઈટી વિષે અને કર્વેના મહાન કાર્ય વિષે વાત ચલાવી; આગળ ચાલતાં પેશ્વાની જાહોજલાલી અંગ્રેજને હાથે લખાયેલા -હિન્દુસ્તાનના ઈતિહાસમાં- કેવી રીતે હેતુ-

પૂર્વક હોળી દેવામાં આવી હતી તેની વાત કરવા લાગ્યા. પછી જાણે કે આ વિષયની પૂર્ણાહુતિ માગતા હોય તેમ તે ઉંચે આકાશ તરફ જોવા લાગ્યા અને બોલી ઉઠ્યા." આવું નિર્મળ આકાશ તમે કદિ જોયુ છે? પૂનાનેજ આવું આકાશ વરેલું છે. અત્યાર સુધી એમની સાથે હું ખુશમીજાજથી અને આશ્ચર્યની દૃષ્ટિથી એમના ઉડ્ડયનમાં સહભાગી બની રહ્યો હતો, પણ આજ ક્ષણે (કોણ જાણે!) મારી આંખ મટકી ગઈ. એમના અભિપ્રાયને - ખોટો પાડવાની વૃત્તિ મારામાં ઓચિન્તી જાગી. હું કંઇ ગુલામ પેઠે આધીન બની રહેવા બંધાયો નહોતો. શું હું તરંગવૃત્તિની રખડપટ્ટીને સંયમમાં રાખવાનું શીખવનાર શિક્ષક નહોતો? અયોગ્ય રીતે વેડફી નંખાતા વિચારો અને શબ્દોને ઠીકઠીક સ્વરૂપમાં મુકવાનું શીખવનાર હું શિક્ષક નહોતો? તેથીજ મધુર વિરોધ દર્શાવતાં મેં કહ્યું—"આવી સ્વચ્છ નિર્મળ રાત્રી મેં મદ્રાસમાં પણ જોઇ છે". મારા તરફ દૃષ્ટિ નાંખવા તેમણે પોતાની એડક ફેરવી. તે વખતે મને સુઝી આવ્યું કે મારા કથનના સત્ય ઉપર મારે વિશેષ પ્રકાશ નાંખવો જોઇએ, અને ઉષ્ણ કટિબન્ધ પર આવેલા પ્રદેશમાં આકાશ સ્વાભાવિક રીતે સ્વચ્છ હોય છે એમ પણ મારે ઉમેરવું જોઇએ. જાદુની કરામત ઉઘાડી પડી ગઇ અને જાદુગર બોલતા બંધ થયા.

મને ખાતરી છે કે મારા આ દોષની શ્રી ગોખલેએ મને માફી આપી હતી; પણ મેં હજુ દોષને જતો કર્યો નથી.

એક દિવસે જ્યારે અમે બે એકલા પડ્યા હતા ત્યારે તેમણે મને પૂછ્યું કે "હું જરા અંગત વાતચીતમાં ઉતરૂં તો તમને વાંધો છે?" મેં કહ્યું કે એવી વાતચીતની તો મને ખુબ તમન્ના લાગી છે. તેમણે પૂછ્યું—"ખરેખર એમ જ છે?" એમ કહેતાં મને મારા આસનમાં તેમણે સ્થિરતાથી ચોંટાડયો. પછી "ઇન્ડીઅન રીવ્યુ"[૪] નામના પત્રમાં મેં એમના જીવન ચરિત્ર વિષે લખેલા લેખમાં મેં કરેલી નાનીશી

૪ જુઓ પાનુ ૨

ટીકાને ઉદ્દેશી તે વાત કરવા લાગ્યા. મુંબઈ સરકારને તેમણે આપેલું માફી પત્ર કયા સંજોગમાં આપ્યું હતું તે બનાવનું વર્ણન કર્યા પછી અને પૂનામાં પ્લેગ અટકાયતના કામમાં યુરોપીઅન સોલ્જરોનો ઉપયોગ થયો હતો તેનું વર્ણન કર્યા પછી તે વખતે લોકોએ શ્રી ગોખલેની કરેલી ટીકાની તીવ્રતાને મેં એ લેખમાં દુઃખકારી હતી. અને લેખ સમેટતાં મેં લખ્યું હતુ કે એ બનાવ એવું દૃષ્ટાન્ત રજુ કરતો હતો કે જેમાં લોકમતના ભોગ બનેલા શ્રી ગોખલે ભૂલ્યા હતા તેના કરતાં લોકમત વધારે ભૂલ તરફ ઢળ્યો હતો. આ વાક્યમાં વ્યાકરણની દૃષ્ટિએ એમ ફલિભૂત થાય છે કે લોકમતના ભોગ બનેલ કમનસીબ વ્યક્તિ પણ ભૂલી હતી. એ વાક્યાર્થ એમને (શ્રી ગોખલેને) ખુબ ખટકતો હતો. તેથી તેણે કહ્યું કે સાર્વજનિક જાહેર જીવનની યોગ્યતાઓ સાથે તેનો કેવો સમ્પૂર્ણ સમ્બન્ધ છે એ જાણવા માટે મારે એ બાબત સમજી લેવી જોઇએ. તે સમયના ઉત્તમ ગણાતા અને વધારેમાં વધારે શાણા ગણાતા માણસોની સલાહ લીધા વિના મેં તે માફી પત્ર રજુ કર્યું નહોતું. બીજા માણસોની ટીકા કરનારાને લાજમ હોવું જોઇએ કે જેમના વિષે તે લખતા હોય તેમની પ્રતિષ્ટા વાસ્તે તેમની પોતાની પ્રતિષ્ટા જેટલુંજ માન લેખકને હોવુ જોઇએ. એક માણસે બીજાના વર્તનપર જાહેરમાં કટાક્ષ કર્યો હોય અને તે કટાક્ષને અંગે મૂકેલા આરોપને પૂરવાર કરવા તે અશક્ત હોય ત્યારે વ્યાજબી માર્ગ તો એજ હોય છે કે બહાદુરીથી તેમણે પોતાની ભૂલ સ્વીકારી લેવી. માફી પત્રમાં પણ કડવાશનો ડંખ રહેવા દેવો એ નથી ન્યાય કે નથી ખેલદીલી. એ વાતને અન્તે મને લાગ્યું કે હું ઉન્નત ભૂમિકા ઉપર વિચરી રહ્યો છું. મેં એ માટે એમનો આભાર માન્યો, તેમના હૃદય ઉપરનો ભાર પણ જાણે ઓછો થયો હોય એમ તે બોલ્યા "સામાન્ય રીતે તો આ વિષય ઉપર હું કોઈ સાથે વાતચીતમાં ઉતરતોજ નથી. અને હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આપણી વાતચીતમાં આ વિષય હું કદિ લાવવાનો નથી." એ પ્રતિજ્ઞા એમણે છેવટ સુધી પાળી હતી.

## વિષય છઠ્ઠો

### મારી દીક્ષાની હકીકત[1]

વીસ વરસ પહેલા હું સુખી જીવડો હતો, મારી શરીર પ્રકૃતિ તાઝગી ભરેલી હતી. કૌટુમ્બિક સ્નેહના સુખ મને અઢળક હતાં જે શાળામાં હું શિક્ષણનુ કામ કરતો હતો તેમા મારા વિદ્યાર્થીઓનો પ્રેમ મે સારી રીતે સપાદન કર્યો હતો, અને મારી સાથે કામ કરનારા ભાઇઓના વિશ્વાસ અને માન મેળવવા હું ભાગ્યશાળી હતો ઇ. સ. ૧૯૦૫ના વચગાળામા શ્રી જી એ નટેસન તરફથી મને એક ચોપાનીઉં મળ્યું તેના ઉપર "ગુપ્ત" એમ લખ્યુ હતુ. તે ચોપાનીઆએ મારા જીવનના સન્તોષનુ સમતોલપણુ ખસેડી નાંખ્યું. તે વખતેજ ઊભી કરવામા આવેની 'હિન્દસેવક સમાજ''ની સસ્થાના હેતુ અને કાર્યક્ષેત્ર દર્શાવતુ તે સુચિપત્ર હતુ તેમા રજુ કરેલા સસ્થાના આદર્શથી જેટલુ મારૂ ધ્યાન ખેચાયુ તેટલુજ તે પત્રની ભાષાથી અને ભાવનાથી મારૂ ધ્યાન તે સસ્થા તરફ ખેચાયુ જ્યારે ઉન્નત વિચારો ઉત્કૃષ્ટ ભાષામા રજુ થાય છે ત્યારે સાદા મનના માણસને એમ લાગે છે કે એ વિચાર તેના પોતાનાજ જાણે કેમ નહોય? તે વાચ્યા પછી હું મારી જાતને ફરીફરીને પૂછવા લાગ્યો—આના જેવીજ ભાવના હુ નથી સેવી રહ્યો? ભલે એ ભાવનાને સુસ્પષ્ટ શબ્દોમાં હુ વ્યક્ત કરી શકયો નહોતો. બનારસમાં હિન્દી મહાસભાની બેઠકમાં હાજરી આપવા જ્યારે

---

૧ ઈ. સ. ૧૯૨૬ના "હિન્દુ"ના વાર્ષિક અકમાથી.

હું ડિર્બમ્મરમા ગયો ત્યારે એ સૂચિપત્રની નકલ મારી સાથે હું લેતો ગયો. મારી સાથે પચાઇપ્પા કૉલેજના પ્રાધ્યાપક રામનાથન અને લક્ષ્મીનરસુ આવ્યા હતા. એમની સાથે ઘણી બાબતમા મારે મેળ હતો. અને એમના નિર્ણયમા વિશ્વાસ રાખતા હું શીખ્યો હતો. મુશીબત ભરેલી પરિસ્થિતિમા શ્રી રામનાથનની સલાહ સૂચના મેળવવા હું તત્પર રહેતો. નિષ્પક્ષપાત અને નિર્વિરાગી માનસના આદર્શને એઓ ચીવટતાથી વળગી રહે છે; અને સાચા માણસના એજ લક્ષણ હોવાનું આપણે માનીએ છીએ, પોતાની જવાબદારી કોરે મૂકવાનું તે કદિ સ્વીકારેજ નહિ. મને કોઈ પણ પાપી વૃત્તિ તરફ તેમણે કદિ સાથ આપ્યો નથી, બલ્કે મને ઘણા સત્કાર્યમા તેમણે સહાય આપી છે. આ બન્ને જણાએ પેલુ ચોપાનીઉ (સૂચિપત્ર) વાચ્યું અને અન્તઃકરણ પૂર્વક તેમાના આદર્શના વખાણ કર્યા, અને તેમણે કહ્યુ કે, મદ્રાસ તરફથી કોઈ લાયક સભ્ય હિન્દ સેવક સમાજમા જઈ શકે તો કેવુ સારૂં થાય? મારો ઇરાદો મે તેમની પાસે વ્યક્ત ન કર્યો પણ મને તે વખતે ભાન થયું કે મારા ઇરાદાએ નિશ્ચયનું સ્વરૂપ તે વખતે ધારણ કર્યું. કોન્ગ્રેસની બેઠક દરમ્યાન મે મારી અરજી લખી કાઢી તેમાનો અગત્યનો ભાગ આ પ્રમાણે હતો.

"ટ્રીપ્લીકેન શાળામા લગભગ ૧૭ વરસની નોકરીના અનુભવવાળો હું મૂળમાસ્તર છુ. ઇ. સ. ૧૮૮૮મા હું બી. એ. ની ઉપાધિવાળો પદવીધર બન્યો; અને હાલ મારી ઉમ્મર ૩૭ વરસની છે. મને ભરાક રહે છે કે મારી ઉમ્મર કદાચ પ્રતિકૂળ જણાય. કારણ કે મારા દેશની સેવામા મારે વધારે વરસો અર્પણ કરવાનાં રહે નહિ. તેમજ મારી પાસે જે મર્યાદિત આયુષ્ય છે તે દરમ્યાન હું ઘણુ કાર્ય સાધી શકું તેવો મને ભરોસો નથી આવો છુ તો પણ હું મારી જાતને અર્પણ કરૂં છુ, અને આશા રાખું છું કે મારો સ્વીકાર થશે. કોઈ ક્ષણિક આવેશના તોરમાં હું આ પત્ર લખતો નથી. આ વિચાર મારા મનમાં

પણ સમયથી યોજાતો રહ્યો છે, અને અહિં ફ્રાન્ક્રેમના પ્રતિનિધિ તરીકે આવવાનો વિચાર મેં ખાસ કરીને આ કારણને લઈને જ કર્યો છે."

મદ્રાસ પાછા ફર્યા પછી થોડાક દિવસમાં મેં શ્રી વી. કૃષ્ણસ્વામી આયરની સીફારસ માગી, તેમણે પોતાના મિત્ર શ્રી ગોખલેને લખ્યું હતુ કે "તમારી હિન્દ સેવક સમાજની સંસ્થામાં સભ્ય તરીકે નોંધાવવા માગે એમ મિત્ર માગણી કરે છે, તે ઉંડી ધગશવાળા માણસ છે, તેમનું ચારિત્ર ઉચ્ચ પ્રકારનું છે, અને તેની શક્તિ નજરે ચડે તેવી છે, અને નટેસનના "ઇન્ડીઅન રીવ્યુ"માં પ્રકટ થયેલી તમારી જીવન-કથાના એ લેખક છે એમ લાગે છે કે જ્યારે તે બનારસ હતા ત્યારે તેમણે તમને આ બાબત પત્ર લખ્યો છે, અને હજુ સુધી તેમને એનો જવાબ મળ્યો નથી. હું વિશ્વાસપૂર્વક એમની ભલામણ કરૂં છું, કારણ કે તે તમારા અંગત વિશ્વસનીય મદદનીશો પૈકીના એક ચોક્કસ નીવડશે' ફેબ્રુઆરીના બીજા સપ્તાહમાં મને શ્રી ગોખલે તરફથી એક પત્ર મળ્યો એ કાગળનો અર્ધો ભાગ તો મારી અરજીની પહોંચ સ્વીકારવામાં દીન થઇ તેના કારણોથી ભરેલો હતો મને પાછળથી સમજાયું હતુ કે શ્રી ગોખલેની એ હમેશાની રીત હતી તેમણે મને પૂના આવવાનું અને તેમની સાથે થોડા દિવસો ગાળવાનું આમંત્રણ આપ્યું હતુ આમ કરવાથી હું જે પગલું ભરવા તૈયાર થયો હતો તે કયા પ્રકારનું હતુ 'અને તેનાં પરિણામ શા આવશે તે હું જાતે જાણી શકું, એમ એમનો ઇરાદો હતો તદનુસાર હું માર્ચના પહેલા સપ્તાહમાં પૂના જઇ પહોંચ્યો મારી આ મુલાકાતની હકીકત મેં પહેલાં એકવાર આપી દીધી છે અત્યારે તો એટલુંજ કહેવું બસ થશે કે શ્રી ગોખલેને સહેલાઈથી જીત થઈ ગઈ અને મેં હિન્દ સેવક સમાજમાં જોડાવાનું ચોક્કસ વચન આપી દીધું શ્રી દ્રવિડે તે વખતે દફતરમાં નીચે પ્રમાણે નોંધ કરી હતી

"મદ્રાસમાં આવેલી હિન્દુ હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રીયુત શ્રીનિવાસ શાસ્ત્રી, અહિં અમારી સંસ્થાના આદિ સભ્યને (શ્રી ગોખલેને) મળવા આવ્યા હતા. અને જાહેર કરતાં મને હરખ થાય છે કે સપ્ટેમ્બર માસમાં આ સંસ્થામાં જોડાવાનું વચન તેમણે છેવટના નિર્ણય તરીકે આપ્યું છે. તે વખતે અમારી સંસ્થાના આદિ સભ્ય (શ્રી ગોખલે) ઈંગ્લાંડથી પાછા ફરશે અમારી સંસ્થાની જે રચના હાલના સભ્યોથી બનેલી છે, તે જોતાં હું ધારું છું કે જે નવા સભ્યની ભરતી અમારી મંડળીમાં અમે મેળવી શક્યા છીએ તે માટે અમારી જાતને અમે ખુશીથી અભિનન્દન આપી શકીએ".

બન્યું એમ કે મારી સ્કૂલના વ્યવસ્થાપકો સત્રની વચ્ચેથી મને છૂટો કરવા ખુશી નહોતા અને એ રીતે મારે મારૂં રાજીનામુ આપવાનું વરસ પૂરૂં થતાં સુધી મૂલતવી રાખવુ પડયુ. આ મહિનાઓ દરમ્યાન મને જે અનુભવ મળ્યો તે ઉપરથી "ધરાણે મૂકાયેલા સભ્ય" ની સ્થિતિમાં લાંબો સમય રહેવાની સલાહ હું કોઇને આપુ નહિં "ધરાણે મૂકાયેલ સભ્ય"–એ સૂચિત અર્થવાહક શબ્દ શ્રી દ્રવિડે મારા માટે વાપર્યો હતો. મિત્રો અને આપ્તજનો બરાબર જાણે છે કે આપણા દૃઢ સંકલ્પને નબળો પાડવાના કામમાં–સમય—કાળ–મોટો મદદગાર મિત્ર બની રહે છે.

મે આ પગલું ભર્યું તેને માટે વિદ્યાર્થી મંડળ તરફથી ઝાંખી પસન્દગી મળી હતી; પણ તે મોટે ભાગે મુગી પસન્દગી હતી. મદ્રાસના એક રાજદ્વારી ક્ષેત્રના કાર્યકરને નવાઈ લાગી હતી અને તેમણે ઉચ્ચાર્યું હતું કે મદ્રાસમાં તે પોતે અને બીજા રાજકાજના કાર્યની આગેવાની લઈ શકે તેવા માણસો છે. તો પછી સાર્વજનિક હિતનાં કાર્ય કરવાનું માર્ગદર્શન મેળવવા માટે પૂના સુધી જવાની શી જરૂર હતી? બીજા ગૃહસ્થે મને યાદ દેવડાવ્યું હતું કે ૩૭ વરસની નાની વયમાં વાનપ્રસ્થ થવાનું આપણા શાસ્ત્રમાં લખ્યું નથી. ત્રીજા માણસે

દપકાના રૂપમા મને જણાવ્યુ કે જે માણસ પોતાના મોટા કુટુમ્બના માણસોના ગુજરાનનો કઇ વિચાર કરતો નથી–તે માણસ સમાજનુ ભલુ કરી શકે તે સમ્ભવિત નથી "શિક્ષણનુ કામ એ કઇ ઓછી સમાજ સેવા છે? તે મેવા નાની પડે છે?' એમ એક જણે પૂછ્યુ અને મને સ્પષ્ટ રીતે દર્શાવ્યુ કે મારી લાયકાતના પ્રમાણમા મારો પગાર એટલો બધો ટુકો હતો કે હુ શિક્ષણનુ કામ જારી રાખુ તો તે કામને અગે પણ મે મોટી ત્યાગવૃત્તિ બતાવી ગણાશે જો ત્યાગવૃત્તિનો યશ મને જોઇતો હશે તો તે એ રીતે મળી રહેશે બીજા કેટલાક લોકો ભવિષ્યનુ ચિત્ર મારી પાસે દોરવા લાગ્યા. તે ચિત્રમા અનિશ્ચિતતાના નિષ્ફળતાના અને ખોટા જોખમના બીહામણા રગો પૂરાયા હતા કોઈ પણ મિત્રે મને મારી આ યેજનામાં સક્રિય સહાનુભૂતિ કે ચેકસ ઉત્તેજન તે વખતે બતાવ્યા હોય એવુ મને યાદ નથી જો કોઇને મારૂ આ કામ પસન્દ પડયુ હોય અને મને અભિનન્દન આપ્યાં હોય તો તેઓ એટની બધી સકાચથી વર્ત્યા હતા કે મને તેમના મનની ભાવના જાણવા દીધી નહોતી મારા મિત્ર કૃષ્ણસ્વામી આયર આ વર્ગમાના એક હતા. સ્કૂલના માસ્તરનુ કામ છોડી હુ હિન્દસેવક સમાજમા જોડાય એ એમની સમજાવટથી બન્યુ હતુ એવી વાત ચાલુ થઈ હતી તે પાયાવગરની હતી કેટલોક સમય વીત્યા બાદ તેમણે મને એમની પત્ની સાથે થયેની ચર્ચાના ખબર આપ્યા હતા તેમના પત્નીએ એમના ઉપર આરોપ મૂક્યો હતો કે જે ત્યાગ તે પોતે બતાવવા ખુશી નહોતા તેવો ત્યગ બતાવવાનુ બીજાને તે ફરમાન કરતા હતા તે વ્યાજબી ન ગણાય તેમના પત્નીએ તેમને કહ્યુ કે તેમણે મારા ઉપર લાગવગ ચલાવવી અને મારા કુટુમ્બને આફતમાથી બચાવી લેવાનુ સત્કાર્ય કરવુ. ત્યારે શ્રી કૃષ્ણસ્વામીએ પોતાના બચાવ કરવાના હેતુથી કહ્યુ હતુ કે "એ કામ મારી શક્તિની બહારનુ હતુ. જ્યારે એ ઉમદા કામ થઇ રહ્યુ હોય ત્યારે તે કામ કરનારને શાબાશી આપતા અટકવુ એ તો બહુ કપરુ થઇ પડે એવુ ઉન્નત

કાર્ય કરનારને તે કાર્ય કરતાં અટકાવવાનો અપરાધ હું મારે માથે વહોરી લેવા તૈયાર નથી." કોઇએ એવી વાત જોડી કાઢી હતી કે જ્યારે શ્રી ગોખલે તરફથી મને આમંત્રણ મળ્યું હતું ત્યારે મારી ગરીબાઈના સંજોગને કારણે તે આમંત્રણ સ્વીકારવામાં હું જરા ઢીલો પડ્યો હતો; અને મારા અન્તરની એ વ્યાધિ દૂર કરવા માટે શ્રી કૃષ્ણસ્વામી આયરે મને દશ હજાર રૂપીઆ આપ્યા હતા. મદ્રાસની તે વખતની પરિસ્થિતિ પ્રમાણે આ જોડી કાઢેલી વાત અંશતઃ સત્યના લેબાસવાળી લાગી હતી. તે વખતે તે ખોટી વાતનો ઈન્કાર કરવામાં આવ્યો હોત, અને ગંભીરતા પૂર્વક તેનો સામનો કરવામાં આવ્યો હોત તો પણ ખોટી ગીલ્લા કરનારનાં મોઢાં બન્ધ થયાં નહોત; કારણ કે તેવા ગીલ્લાખોરે જવાબ આપ્યો હોત કે "ભાઇ, સબુર કરો, અને જુઓ તો ખરા! શ્રી કૃષ્ણસ્વામીના વસીયતનામામાં એ રકમનો 'ઉલ્લેખ કરવામાં આવશે" ઇ. સ. ૧૯૨૧માં હું જ્યારે "ઇમ્પીરીઅલ કોન્ફરન્સ"માં ભાગ લેવા લંડન જતો હતો ત્યારે મારી વિદાયને ટાંકણે એ વિષય ફરી તાજો થયો અને વર્તમાનપત્રમાં પણ એ વાત છપાઇ. ત્યારે શ્રી કૃષ્ણસ્વામીને ગુજરી ગયાને કેમ વરસ થવા આવ્યાં હતાં. એ જાતનો અટકળીઓ અહેવાલ છપાતાંની સાથેજ કોઈ તરફથી સત્ય હકીકત સમાજમાં રજુ કરવાનો પ્રયત્ન થયો હોત તો જગતને સાચી વાતની ખબર પડત. પણ એ કામ નતો મારાથી થઇ શક્યું હોત તેમ નતો મારી સાથે નિકટ સમ્બન્ધ રાખનારથી થઈ શક્યું હોત. આજે આટલા લાંબા વખત પછી મન્દ આશ્ચર્યથી અને જરાક દુઃખની સાથે મારે કબુલ કરવું પડે છે કે એ ખોટા તર્ક-પર ઉભી કરેલી વાત સાચી છે એમ માનનારા ઘણા હતા. એ ઉપજાવી કાઢેલી વાતનો ઉદ્દેશ તો એજ હતો કે અમે ત્રણ જણ વચ્ચે જે ભ્રાતૃભાવ જમાવ્યો હતો તેમાં જરા શીથિલતા આવે; ત્રણમાંનો એક પોતાની જાતને બજાર ભાવે વેચવા માગતો હતો; બીજો જણ તેને કોઇપણ ઉપાયે ખરીદી લેવા માગતો હતો; અને ત્રીજો આવી

રીતે જે ચીજનો સોદો થયો હતો તે ચીજને પોતાના હૃદય સાથે ચાંપી રાખવા ઇચ્છતો હતો.

મને કહેતાં ગમગીની થાય છે કે મારી દીક્ષા વખતે મારાં માતુશ્રીએ કે મારાં પત્નીએ કોઇપણ પ્રકારના અળખામણા દેખાવ ઊભા કર્યા નહોતા; તેમણે એ વિયોગ કેવળ વૈરાગ્યની ભાવનાથી સ્વીકારી લીધો હતો. તે બન્ને જાણતાં હતાં કે મારો સંકલ્પ બહુજ ચોક્કસ અને દૃઢ હતો. અને તે નબળો બનાવી શકવાની જરા પણ આશા નહોતી તેમને વિશેષ બીક લાગતી હતી કે હુ સંન્યાસી જેવો સાધુ બની જવાનો છુ અને કુટુમ્બ સાથેના બધા સમ્બન્ધ તોડી નાખનારો છુ એમ બનવાનુ નથી તેની ખાતરી આપવા મે મારા પત્નીને મારી સાથે પૂના લઇ જવાનુ અને તેમની સાથે પૂનામા રહેવાનું સ્વીકાર્યું. તેમની ચિન્તા અને શોકની તીવ્રતા આ પગલાંથી જરા નરમ પડી મારી શાળા તરફથી મને અપાયેલી વિદાયગીરીનો સમારમ્ભ બહુજ કરુણ બન્યો હતો. મને જીવનમા કદિપણ અગાઉ ઊર્મિઓ જાગી નહોતી એવી ઊર્મિઓથી હું ઘેરાઇ ગયો, એક ક્ષણ તો મને એમ પણ લાગ્યુ કે જે વિદ્યાર્થીઓ અને મિત્રોનો પ્રેમ આટલો ગાઢ અને આટલો સ્વાભાવિક છે તેમને તજી બીજે સ્થળે જતા રહેવામાં હુ ડહાપણ વાપરૂ છું કે કેમ તેની મને શંકા ઊભી થવા લાગી. મારા ભાષણ વખતે હુ ખૂબ ખમચાવા લાગ્યો અને તે વખતના એ બનાવોનો આજે પણ તાદૃશ ચિતાર મારી નજર આગળ ખડો થાય છે મેં ભરેલા પગલા માટે કેટલાક ક્ષેત્રમા પ્રતિકૂળ ટીકાઓ થઇ હતી તેને ઉદ્દેશીને મે કહ્યુ કે લોકો ધારેછે તેમ મારી ઘેલછાનું આ પરિણામ હશે પણ મારી એ ઘેલછાનો રોગ દેશભક્તિના અન્તરનાદનું પરિણામ છે આ સાંભળી એક છાપાના વગદાર તન્ત્રીએ અર્થસૂચક રીતે પોતાનું માથુ હલાવ્યું. જાણે તે એમ કહેવા ધારતા હોય કે " ખરેખર ! મારા અન્તરનાદની ઊર્મિ પણ તેવીજ છે "

કાર્ય કરનારને તે કાર્ય કરતાં અટકાવવાનો અપરાધ હુ મારે માથે વહોરી લેવા તૈયાર નથી." કોઇએ એવી વાત જોડી કાઢી હતી કે જ્યારે શ્રી ગોખલે તરફથી મને આમંત્રણ મળ્યું હતું ત્યારે મારી ગરીબાઈના સંજોગને કારણે તે આમંત્રણ સ્વીકારવામાં હું જરા ઢીલો પડ્યો હતો; અને મારા અન્તરની એ વ્યાધિ દૂર કરવા માટે શ્રી કૃષ્ણસ્વામી આયરે મને દશ હજાર રૂપીઆ આપ્યા હતા. મદ્રાસની તે વખતની પરિસ્થિતિ પ્રમાણે આ જોડી કાઢેલી વાત અંશત: સત્યના લેબાસવાળી લાગી હતી. તે વખતે તે ખોટી વાતનો ઈન્કાર કરવામાં આવ્યો હોત, અને ગંભીરતા પૂર્વક તેનો સામનો કરવામાં આવ્યો હોત તો પણ ખોટી ગીલ્લા કરનારનાં મોઢાં બન્ધ થયાં નહોત; કારણ કે તેવા ગીલ્લાખોરે જવાબ આપ્યો હોત કે "ભાઇ, સબુર કરો, અને જુઓ તો ખરા! શ્રી કૃષ્ણસ્વામીના વસીયતનામામાં એ રકમનો ઉલ્લેખ કરવામાં આવશે" ઇ. સ. ૧૯૨૧માં હું જ્યારે "ઇમ્પીરીઅલ કોન્ફરન્સ"માં ભાગ લેવા લંડન જતો હતો ત્યારે મારી વિદાયને ટાંકણે એ વિષય ફરી તાજો થયો અને વર્તમાનપત્રમાં પણ એ વાત છપાઇ. ત્યારે શ્રી કૃષ્ણસ્વામીને ગુજરી ગયાને કેમ વરસ થવા આવ્યા હતા. એ જાતનો અટકળીઓ અહેવાલ છપાતાંની સાથેજ કોઈ તરફથી સત્ય હકીકત સમાજમાં રજુ કરવાનો પ્રયત્ન થયો હોત તો જગતને સાચી વાતની ખબર પડત પણ એ કામ નતો મારાથી થઇ શકયું હોત તેમ નતો મારી સાથે નિકટ સમ્બન્ધ રાખનારથી થઈ શકયું હોત. આજે આટલા લાંબા વખત પછી મન્દ આશ્ચર્યથી અને જરાક દુ:ખની સાથે મારે કબુલ કરવું પડે છે કે એ ખોટા તર્ક-પર ઉભી કરેલી વાત સાચી છે એમ માનનારા ઘણા હતા. એ ઉપજાવી કાઢેલી વાતનો ઉદ્દેશ તો એજ હતો કે અમે ત્રણ જણ વચ્ચે જે ભ્રાતૃભાવ જમાવ્યો હતો તેમાં જરા શીથિલતા આવે; ત્રણમાંનો એક પોતાની જાતને બજાર ભાવે વેચવા માગતો હતો; બીજો જણ તેને કોઇપણ ઉપાયે ખરીદી લેવા માગતો હતો; અને ત્રીજો આવી

રીતે જે યોજનો સોદો થયો હતો તે યોજને પોતાના દેહ સાથે ચાપી રાખવા ઇચ્છતો હતો

મને કહેતા મગરૂરી થાય છે કે મારી દીક્ષા વખતે મારાં માતુશ્રીએ કે મારાં પત્નીએ કોઇપણ પ્રકારના અળખામણા દેખાવ ઊભા કર્યા નહોતા, તેમણે એ વિયોગ કેવળ વૈરાગ્યની ભાવનાથી સ્વીકારી લીધો હતો તે બન્ને જાણતાં હતા કે મારો સંકલ્પ સહુજ ચોક્કસ અને દૃઢ હતો. અને તે નબળો બનાવી શકવાની જરા પણ આશા નહોતી તેમને વિશેષ બીક લાગતી હતી કે હું સંન્યાસી જેવો સાધુ બની જવાનો છુ અને કુટુમ્બ સાથેના બધા સમ્બન્ધ તોડી નાખવાનો છુ એમ બનવાનુ નથી તેની ખાતરી આપવા મે મારાં પત્નીને મારા સાથે પૂના લઇ જવાનુ અને તેમની સાથે પૂનામા રહેવાનુ સ્વીકાર્યુ તેમની ચિન્તા અને શોકની તીવ્રતા આ પગલાથી જરા નરમ પડી મારી શાળા તરફથી મને અપાયેલી વિદાયગીરીનો સમારમ્ભ બહુજ કરુણ બન્યો હતો. મને જીવનમા કદિપણ અગાઉ ઊર્મિઓ જાગી નહોતી એવી ઊર્મિઓથી હું ઘેરાઇ ગયો, એક ક્ષણ તો મને એમ પણ લાગ્યુ કે જે વિદ્યાર્થીઓ અને મિત્રોનો પ્રેમ આટલો ગાઢ અને આટલો સ્વાભાવિક છે તેમને તજી બીજે સ્થળે જતા રહેવામા હુ ડહાપણ વાપરૂ છુ કે કેમ તેની મને શકા ઊભી થવા લાગી મારા ભાષણ વખતે હુ ખૂબ ખમચાવા લાગ્યો અને તે વખતના એ બનાવોનો આજે પણ તાદશ ચિતાર મારી નજર આગળ ખડો થાય છે મે ભરેલા પગલા માટે કેટલાક ક્ષેત્રમા પ્રતિકૂળ ટીકાઓ થઇ હતી તેને ઉદ્દેશીને મે કહ્યુ કે લોકો ધરે છે તેમ મારી ઘેલછાનું આ પરિણામ હશે પણ મારી એ ઘેલછાનો રોગ દેશભક્તિના અન્તરનાદનું પરિણામ છે આ સાભળી એક છાપાના વગદાર તત્રીએ અર્થસૂચક રીતે પોતાનુ માથુ હલાવ્યુ જાણે તે એમ કહેવા ધારતા હોય કે " ખરે મર ! મારા અન્તરનાદની ઊર્મિ પણ તેવી જ છે "

આ પ્રસંગની મારા પર એવી અસર થઈ કે હું પૂરેપૂરો પરવશ બની ગયો; અને ઘણા લોમવિલોમ પછી હું સ્વસ્થ બન્યો. તે પછી ગજ કીય ક્ષેત્રના સંન્યાસીના સંન્યાસની નવીન પ્રણાલિકાની મેં વાત કરી આવા સંન્યાસી ઉપર જે આફતો અને હરકતો ઊભી થતા પાત્ર હોય છે તેનો મેં ઈશારો કર્યો. આ બધી આપત્તિ સામે મને રક્ષણ આપનાર મારી પાસે જો કોઈ પણ ઢાલ હોય તો તે મેં સ્વીકારેલા પક્ષની સચ્ચાઈમાં મૂકેલો મારો વિશ્વાસ. આ વખતે મેં વાલ્મિકી કવિનો જાણીતો શ્લોક સભા આગળ મૂકયો. એ શ્લોકમાં કૌશલ્યા પોતાના પુત્રને આશીર્વાદ આપેછે.

> यं पालयसि धर्मं त्वं धृत्या च नियमेन च ।
> सो वै राघव शार्दुल धर्मस्त्वंमभिरक्षतु ॥

(જે ધર્મ તું ધીરજથી અને સંયમથી પાળેછે તે ધર્મ, હે રાઘવકુળના કેસરી, તારૂં રક્ષણ કરો.)

તે પછી ઘણા એવા પ્રસંગો આવ્યા હશે કે જ્યારે મારા આત્માની શાન્તિ માટે મેં એ શ્લોક સંભાર્યો હશે. જ્યારે દુનિયા નકારે છે. અને શંકાં હૃદય ઉપર ઘેરો ઘાલેછે ત્યારે એના માટે કોઈ-પણ બીજો માર્ગ નથી. માત્ર એકજ માર્ગ હોય છે તમારા અન્તર-નાદને શરણે જવું. અલબત્ત તમારે અન્તરનાદની વફાદારી ચુકવી ન જોઈએ.

ઈ. સ. ૧૯૦૬ ના ડિસેમ્બરમાં કલકત્તામાં શ્રી દાદાભાઈ નૌરોજી-જીની જાણીતી મહાસભાની બેઠકમાં હાજરી આપવાનું શ્રી ગોખલેએ મને જણાવ્યું. મેં તે વખતે ઉત્તર- આપ્યો કે "હિન્દી મહાસભાની આવતી બેઠકમા હું હાજરી આપીશ. બીજા કશા માટે નહિ તો કેવળ આપણા દેશના વડા દાદાના દર્શન માટે તો ખરોજ. એ દાદાજી આપણા દેશમાં આટલે નજીક આવ્યા છે તો તેના દર્શ-

નો લાભ ગુમાવવો એ તો મોટામાં મોટી કમનસીબી ગણાય." મહાસભામાં મેં એમનાં દર્શન લીધાં અને તેમનું ભાષણ સાંભળ્યું એટલુંજ નહિ પણ એઓશ્રી પાસે શ્રી ગોખલે તરફથી–બીજાઓની સાથે હિન્દસેવક સમાજના અંગ તરીકે રજુ થવાનુ અહોભાગ્ય મેં પ્રાપ્ત કર્યું મહાસભાની બેઠક પૂરી થઈ કે તરતજ આવી રીતની મારી ઓળખાણ કરાવવામાં આવી હતી; પણ પછીના વરસના જાન્યુઆરીની ૧૫ મી તારીખ સુધી (હિન્દસેવક સમાજના) મને ખરા સભ્ય તરીકે દીક્ષા મળી નહોતી. દીક્ષાનું સ્થળ બાલીગંજમાં રોલાન્ડ રોડ પર આવેલા ઘરનો ઉપલો મજલો હતો, અને સમય પ્રભાતનો હતો. મને આજ્ઞા થઈ હતી કે મારે ન્હાઈ ધોઇ તૈયાર રહેવું અને જ્યાંસુધી દીક્ષાની વિધિ પૂરી ન થાય ત્યાં સુધી મારે મોઢામાં કંઇ પણ નાંખવું નહિ. મને યાદ છે કે આગલી રાતથી હું બહુ પવિત્ર ભાવના સેવ્યા કરતો હતો. જો કે મેં રાતે કોઇ જાતની પ્રાર્થના કરી નહોતી. નતો કોઇ પ્રકારની ચીવટ રાખી હતી.

શ્રી ગોખલેના મુખપર તરવરતા મનોભવ બહુ ગંભીર હતા, અને મારામાં ભવ્યતા જેવું કંઇક પ્રેરી રહ્યા હતા. તેમના બોલાવ્યા પ્રમાણે જેમ જેમ હું દરેક પ્રતિજ્ઞાના શબ્દો ઉચ્ચારતો ગયો તેમ તેમ મને ભયંકર અકળામણ થવા લાગી કે એ પ્રતિજ્ઞાઓનું[2] પાલન

---

૨ દીક્ષા લેતી વખતે દરેક સભ્ય નીચેની સાત પ્રતિજ્ઞા લે છે.

(ક) મારા વિચારમાં દેશ હમેશ પહેલું સ્થાન રોકશે, અને મારામાં જે કંઇ ઉત્તમ હશે તે તેની સેવામાં હુ અર્પણ કરીશ.

(ખ) દેશની સેવા કરવામાં હું કોઈપણ જાતનો અંગત લાભ મેળવવા કોશીષ કરીશ નહિ.

(ગ) હું બધા હિન્દીજનોને બાંધવ તરીકે ગણીશ, બધાની પ્રગતિ માટે ધર્મ કે જાતિનો ભેદ રાખ્યા વગર હું કાર્ય કરીશ.

આજથી અરો હું ફરી શકીશ કે કેમ? પણ મારી એ વખતની કસોટી ઝટ પૂરી થઇ ગઇ. બીજે દિવસે પૂર્વ બંગાળામાં પ્રવાસ કરવા હું રવાના થયો. બંગ ભંગની પહેલી ચળવળની અસરમાંથી ધીરે ધીરે બંગાળાનો એ ભાગ તે વખતે મુક્ત થતો હતો. જોકે રાજદ્વારી પ્રશ્નો વિષે મને ખૂબજ રસ હતો તો પણ મારા સુકાનીના હૃદયની કોરી પાટી ઉપર જેટલી અસર તે દેશની આકર્ષક સૃષ્ટિસૌન્દર્યે ઉપજાવી હતી તેટલી અસર રાજદ્વારી પ્રશ્નોને અંગે થતી ચીનચાને ઉપજાવી નહોતી. તે સૃષ્ટિસૌન્દર્યનાં દૃશ્યો ફરીથી જોવા માટે હું હજુ તલસું છું. બંગાળી ગૃહસ્થોના ઘરનો પ્રેમભર્યો આદર અને ગરમાગરમ ભોજન કેમ ભૂલ્યાં જાય? આ બધું કોણ ભૂલી શકે?—પેદા નદીના વિશાળ અને અખૂટ પાણી ઉપર વખતો વખત જામતું ગાઢ ધુમ્મસ, શ્રી અશ્વિનીકુમાર દત્તનું મધુર અને આકર્ષક વ્યક્તિત્વ, (હજુ તો તે બારીસાલના "રજવી" બની ગયા નહોતા) ચિત્તાગોંગની વાંકી ચુકી-નહેરીઓ ભાતની શેરીઓ અને ઝળહળિત પ્રકાશના રંગવાળાં સૂર્યાસ્તનાં દૃશ્યો, મણિપુરની લલનાઓનું પ્રાણવાન સૌન્દર્ય (જેમ શ્રી કૃષ્ણની જાદુઇ બંસીના નાદ સાથે વ્રજની ગોપીઓ નાચતી અને ગાતી તેમ આ લલનાઓ પણ નાચતી અને

---

(૧) મરવા માટે અને મારું કુટુંબ હોય તો તેના માટે હિન્દસેવક સમાજ યોગક્ષેમ માટે જે ગોઠવણ કરે તેનાથી જ સંતુષ્ટ રહીશ. પોતાના માટે પૈસા કમાવામાં હું મારી શક્તિ જરાપણ વાપરીશ નહિ.

(૨) હું પવિત્ર અંગત જીવન ગાળીશ.

(૩) કોઇ પણ સાથીના અંગત કજીઆ ટંટામાં હું પડીશ નહિ.

(૪) હિન્દસેવક સમાજના ધ્યેયને હું હમેશાં આગળ ધરી રાખીશ, અને સંપૂર્ણ ઘગશથી તે સંસ્થાના હિતની કાળજી રાખીશ. તેના કાર્યની પ્રગતિ વધારે કરવા હેતુ બધું કરીશ. હિન્દસેવક સમાજના આશય અને ઉદ્દેશને ન શોભે તેવું કોઇ પણ કામ હું કદી કરીશ નહિ.

માતી ), ફુલની સુગંધથી મ્હેકી રહેલી તેજપુરની વાડીઓ, પૂરાણા સમયમાં જ્યાં રૂપસુંદરી ઉષાનો વાસ હતો તે સાત પવિત્ર સરોવરો, ગૌહતી શહેર પાસે બ્રહ્મપુત્રાને સામે કાંઠે આવેલી "થાકેલા ઘોડાની ટેકરી સાથે સંબંધ ધરાવતી" ઐતિહાસિક રૂપવાળી લોક કથાઓ– આ બધું કેમ ભૂલાય ?

# વિષય સાતમો

## હિન્દ સેવક સમાજ

### સિંહાવલોકન—(૧૯૨૬)[1]

એકત્રીસ વરસ પહેલાં બરાબર આજની તારીખે આ શહેરમાં હિન્દસેવક સમાજ અસ્તિત્વમાં આવી હતી. ઈ. સ ૧૯૦૫ ના જુન માસની ૧૨ મી તારીખે મંગલ પ્રભાતે–ફરગ્યુસન કોલેજ અને હાલના હિન્દસેવક સમાજના મકાનની વચ્ચે આવેલા નીચા ટેકરાની ધાર ઉપર ઉંચી જગ્યાએ ચાર માણસો ગોળ વર્તુલાકારે બેઠાં હતાં. તેમાંના એક તો શ્રી ગોખલે હતા. તેમણે પહેલાં મુકરર થયેલી સાત પ્રતિજ્ઞા લીધી; અને પછી વારાફરતી તેમણે એ પ્રતિજ્ઞા એક પછી એકને લેવડાવી. શ્રી દ્રવિડને, શ્રી દેવધરને, અને શ્રી પટવર્ધનને. સોસાયટીની મરેલ પોથીમાં–Memorandum of Association–બંધારણ વગેરેની કલમો શ્રી ગોખલેના પોતાના–હસ્તાક્ષરથી આ પ્રમાણે લખવામાં આવેલ છે. "સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઈટીના નામની સંસ્થા

---

૧ ઈ. સ. ૧૯૨૬ ના જુન-માસની ૨ જી તારીખના "સર્વંન્ટ ઓફ ઈન્ડીઆ"ના અંકમાં પ્રકટ થયેલા સિંહાવલોકનમાંથી આ ઉતારો લેવામાં આવ્યો છે. તે વખતે આગમાં ખાખ થઈ ગયેલા "આર્યભૂષણ" છાપખાનાની રાખમાંથી આ પત્ર ફરીથી ઉભુ થયું કરી બહાર પડયું હતું. ૧૯૨૬ ના મે માસની ૨૫ મી તારીખે આગ લાગી હતી. આર્યભૂષણ પ્રેસ સળગી ગયું. તેથી "હિન્દસેવક સમાજ"ને ભારે ખોટ ખમવી પડી હતી.

રચવા માટે અમે નીચે સહી કરનારા મંડળ રચવા કબુલ થઈએ છીએ. નીચે લખેલી કલમો પ્રમાણે અને તેની નીચે જે નિયમો અને કાયદાઓ ઘડવામાં આવે તે પ્રમાણે વર્તવાનું બંધન અમે સ્વીકારીએ છીએ, અમે એમ પણ સંમત છીએ કે શ્રી ગો. કૃ. ગોખલે, બી. એ. સી. આઈ. ઈ. અમારી સંસ્થાના આદિ–સભ્ય રહેશે". છેડે કરેલી સહીઓ નીચેના ક્રમ પ્રમાણે છે; ગો. કૃ. ગોખલે, એન. એ. દ્રવિડ, એ. વી. પટવર્ધન, ગો. કૃ દેવધર. આમાંના એક જતા રહ્યા છે. ઘણુંજ જીવો બીજા ત્રણ ! સ્વભાવમાં, અને મનના વલણમાં, અને તેમણે જે કાર્યમાં પોતપોતાની જાતને અર્પણ કરેલ છે તે કાર્યના રૂપમાં પણ તે બધા વચ્ચે ઘણું અંતર છે. પરંતુ આ અજોડ સંસ્થા પ્રત્યેની વફાદારીની પ્રથમ પ્રતિજ્ઞાનું પવિત્ર સંભારણું તે બધાને હૈયે સરખી રીતે વસેલું છે. એ સંસ્થાએ સારી માઠી અફવાઓ વચ્ચે પણ તેનું મૂળ સ્વરૂપ અને મોટે અંશે કાર્ય કરવાની અસલી રીતો નભાવી રાખી છે.

આ કલમ બંધીમાં સોસાઇટીના હેતુ આ રીતે દર્શાવવામાં આવ્યા છે–"રાજકાજની તાલીમ માટે અને ચળવળ માટેના કામ સારૂ માણસોને કેળવવા, અને કાયદાના બંધારણને અનુસરતા બધા ઉપાયોદ્વારા હિન્દી જનતાના રાષ્ટ્રીય હિતની પ્રગતિ સાધવી." તે પછી થોડા સમયમાં એ કલમમાં અર્થસૂચક ફેરફાર કરવામાં આવ્યો હતો. તે કલમ હવે આ પ્રમાણે લખાઇ છે. "સોસાઇટીના ઉદ્દેશ એ છે કે હિન્દુસ્તાનની સેવા કરવા માટે રાષ્ટ્રીય સેવકોને તાલીમ આપવી અને કાયદાને અનુસરતા બધા ઉપાયોદ્વારા હિન્દી પ્રજાના સાચા હિતની પ્રગતિ સાધવી"–આ રીતે પહેલેજ તબક્કે સોસાઇટીના કાર્ય પ્રદેશને વિસ્તૃત કરવામાં આવ્યો હતો. સેવાધર્મના ભાવથી સર્વક્ષેત્રને વ્યાપ્ત કરે એવી પ્રજાની સેવા સુધી ઉદ્દેશને લઇ જવામાં આવ્યો હતો ઝીણવટથી વાંચનાર ઝટ સમજી પણ લેશે કે "કાયદાને અનુસરતા

ઉપાયો" એ શબ્દ જૂની કલમ બદલીમાંથી નૂકાયા છે, અને તેથી અમારી સંસ્થાના સભ્યો એ શબ્દને કેટલી ચીવટથી વળગી રહે છે તે વાત એ સમજી શકશે, તેમજ હિન્દી રાષ્ટ્રસભાની ( ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ ) માન્યતામાંથી એ શબ્દો અદૃશ્ય થયા છે તે માટે એ સભ્યોને કેટલી ચિંતા થઇ હશે તે પણ એ વાચનાર સમજી શકશે.

પોતાની શક્તિનો અને સમયનો વધારે ભાગ સામાજિક સેવાના કાર્યમાં રોકી દેવા માટે સોસાયટીના સભ્યો–ખાસ કરીને શ્રી દેવધરની દોરવણી નીચે કામ કરનાર મુંબઈની શાખાના સભ્યો ચાલુ સખત ટીકાનો વિષય થઇ પડ્યા છે ઈ સ ૧૯૧૬ માં હોમરૂલની ચળવળ શરૂ થઇ ત્યારથી તે પ્રવૃત્તિ ચાલી ત્યાં સુધી આ પ્રકારની ટીકા ઘણી તીખી અને કડવી બની રહી હતી, અને એ ટીકાએ પ્રજાની સહાનુભૂતિમાં અને પ્રજા તરફથી મળતા આશ્રયમાં અમને મોટું નુકસાન પહોંચાડ્યું હતું લોકો તો એમ પણ કહેતા હતા કે અમારા સમયમાં અમે સામાજિક સેવાની દિશામાં વધારે પડતો ઝોક રાખીએ છીએ તે પ્રત્યે આ સંસ્થાના આદિ પુરુષે પોતાનો અણગમો દર્શાવ્યો હોત. ખરી વાત એ છે કે સોસાયટીમાં જોડાયા તે પહેલાં પણ શ્રી દેવધરનું સમાજસેવા તરફ વલણ ધ્યાન ખેંચે તેવું હતું. તેમણે આ ફેરફારી તરત જ થાય એમ આગ્રહ બતાવ્યો હતો, અને સોસાયટીના ઉદ્દેશની કલમ બદલીમાં ( National Missionaries for the service of India ) "હિન્દુસ્તાનની સેવા માટે રાષ્ટ્રીય સેવકો" એવા શબ્દો દાખલ કરાવનાર એ પોતે જ હતા શ્રી ગોખલેએ આ વિશાળ વ્યાખ્યા, ઉત્સાહ ભરેલા જોમ પૂર્વક સ્વીકારી હતી, અને તેમની પોતાની કારકીર્દી દરમ્યાન તે વ્યાખ્યામાંથી ફલિત થતી નીતિનો ઉત્કટભેર પક્ષ તેમણે કર્યો હતો /ઘણા વરસો વીત્યા પછી લોર્ડ સિડનહામ જેવી વ્યક્તિના મનમાં વળી એનાથી વિરૂદ્ધ પ્રકારની ગેરસમજુતી પણ ઊભી થઇ હતી ઇ સ ૧૯૧૯ના હિન્દુસ્તાની રાજ્યબંધારણના

કાયદા (Government of India Bill.) પરત્વે પાર્લામેન્ટની પસન્દ કરેલી સંયુક્ત સમિતિ આગળ જ્યારે હું જુબાની આપતો હતો ત્યારે તેમણે (લોર્ડ સિડનહામ) મને એવી કડકાઇથી તપાસ્યો હતો કે જાણે ગામડાની ન્યાયધીશીના વકીલ સામા પક્ષના સાક્ષીની તપાસ તેને તોડી નાંખવાના હેતુથી લેતા નહોય! તેમણે પૂછેલી પ્રશ્નાવલિમાંનો એક પ્રશ્ન આ પ્રમાણે હતો. "હિન્દસેવક સમાજને કેવળ સામાજિક સેવાની સંસ્થા તરીકે રાખવા શ્રી ગોખલેનો ઇરાદો હતો. તે સંસ્થાને રાજકીય સંસ્થા બનાવી દેવાની જવાબદારી શ્રી ગોખલેના સાચા વારસ તરીકે વોરી લેનાર તમે નથી?" જ્યારે એઓ મુમ્બઇના ગવર્નર હતા ત્યારે અમારી સંસ્થાની મુલાકાતે એમની પધરામણી વખતે "પોલિસ કમિશન રીપોર્ટ" ઉપર અમારી વચ્ચે થયેલા ઉચ્ચ ભૂમિકાવાળી રાજકીય ચર્ચાવાળા વાર્તાલાપની મેં તેમને યાદ આપી અને અમારી સંસ્થાના પુસ્તકાલયમાં તેમણે ભેટ તરીકે આપેલાં પુસ્તકોમાંના બધાં રાજદ્વારી વિષયની ચર્ચાના હતાં તે પણ એમને યાદ દેવડાવતાં મેં એમના તરફ મન્દ સ્મિત ફેંક્યું. આજના સમયમાં—જ્યારે અમારી સંસ્થા સમાજ સેવાના ક્ષેત્રમાં પોતાની ઉપયુક્તતાના અને ખપના પુરાવા વખતો વખત આપી ચુકી છે—ત્યારે શ્રી દેવધર સામેની કે તેમના મદદનીશ કાર્યકરો સામેની ટીકા એટલી જોરદાર કે એટલી તીખી રહી નથી. તેમ એ પણ યાદ રાખવું ઘટે છે કે સામાજિક સેવા કરનાર સાચા સેવક વાળી સંસ્થા તરીકેની અમારી સંસ્થાની પ્રતિષ્ઠાનો સર્વ સામાન્ય સ્વીકાર થયો નહોત તો જ્યાં સરકારી અમલદારના સહકારની ઘણી જરૂર હોય તેવા લોક સેવાના મોટા ક્ષેત્રમાથી તેમજ રાજ ચલાવતી સરકારી નોકરોની મંડળીમાંથી અમે તદ્દન અલગ પડી ગયા હોત. અમારા જેવાજ જે પ્રજાના સેવકો છે તેવા સરકારી નોકર વર્ગને અમારી સાથેના સહવાસથી અને સહકારથી ચોક્કસ લાભ થાયછે એમ કહેવુ એ આત્મશ્લાઘા તો નહિં ગણાય! અમે પણ તેમના જેવાજ પ્રજાના સેવક છીએ; પણ પગાર બાબત,

નિવૃત્તિવેતન બાબત, વધારાના મુસાફરીસ બાબત, રજાના નિયમો બાબત અને ઉચ્ચ દરજ્જાની આશાઓ બાબત અમારી દશા એમના કરતાં જરા જુદી છે.

પોતાની લાક્ષણિક નમ્રતાને કારણે અને ચોતરફની સચેત દૃષ્ટિને લીધે શ્રી ગોખલેએ સમાજનું પહેલું બન્ધારણ ઘડવામાં ઘણા ડાહ્યા મિત્રોની સલાહ લીધી હતી, અને બેશક એ સલાહ-શીખામણથી એમને લાભ થયો હતો. એમાંના કેટલાક આજે આપણી સાથે સુખ-શાન્તિથી હૈયાતી ભોગવે છે, અને તેમનાં નામ બહાર આવે તે એ લોક ઇચ્છે પણ નહિ. સોસાઇટીની સ્થાપના થયાને ઝાઝા દિવસ થયા નહિ, ત્યાં તો તેના સંસ્થાપક, પ્રિન્સીપાલ સેલ્બીની સલાહ લેવા જાયછે. એ યુરોપીઅન સદ્‌ગૃહસ્થનો હિન્દીઓ પ્રત્યે એટલો પ્રેમ હતો કે તેને લીધે ગુંચવાડા ભરેલી બાબતમાં પણ શ્રી સેલ્બીના અભિપ્રાય ઉપર તેમનો વિશ્વાસ રહેતો હતો. ઈ. સ. ૧૯૦૫ના જુન માસની ૧૫મી તારીખનો એમનો એક પત્ર ધ્યાન ખેંચે તેવો છે. સોસાઈટીની કલમબન્ધીની ૫મી કલમનું મૂળ સ્વરૂપ નીચે પ્રમાણે હતું. "પહેલાં પાંચ વરસ સુધી દરેક સભ્ય દાખલ થયા પછી પહેલા સભ્યની સંપૂર્ણ અધીનતામાં રહેવાની પ્રતિજ્ઞા પાળશે." આ પ્રેમાળ પ્રોફેસર આ કલમ ઉપર ચોંટી રહ્યા અને લખ્યુ કે "તમારી નવી સોસાયટીના નિયમો હું જોઇ ગયો છું. મને એ તો જરા વિકરાળ વાત લાગેછે કે એક માણસ તેનો પોતાના અન્તરાત્માનો નાદ અને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધવાનો હક્ક પાંચ વરસ સુધી સમ્પૂર્ણરીતે તમારે ચરણે ધરી દે. લોકોની એવી માન્યતા છે કે "જીસસની સોસાયટી" માં પ્રવેશ મેળવવાની આ પહેલી સરત હોયછે; અને તે પંથની પ્રણાલિકા સામે વિરોધ ઉઠાવવા પ્રોટેસ્ટંટ લોકોને એજ મુખ્ય કારણ હતું. કોઇ ઇંગ્લિશમેન એ કલમ વાંચે તો રુશિયાની ગુપ્ત સોસાયટીના નિયમ જેવો એ નિયમ એમને લાગે." શ્રી ગોખલે

આ મુદ્દો ઝટ સમજી ગયા; અને તેમણે લખેલા બીજા મુસદ્દામાં તે કલમ ફેરફાર સાથે નીચે પ્રમાણે લખવામાં આવી.

"તાલીમ લેતો સભ્ય તાલીમની મુદ્દત દરમ્યાન પોતે જ્યને પહેલા સભ્યની સંપૂર્ણ દોરવણી નીચે અને આજ્ઞા તળે રહેશે; અને પહેલા સભ્ય બતાવશે તેવો અભ્યાસ તે કરશે."

કલમને રજુ કરવાની રીત અને તેની ભાવના ઘણી બદલાવી નાંખવામા આવી છે. પણ શ્રી ગોખલેને કૉલેજના (વિદ્યાર્થીઓના) આન્તરિક જીવનનું જ્ઞાન હતુ, અને હિન્દુસ્તાનમાં શિસ્ત કેટલી જળવાય છે તે એ જાણતા હતા તેથી તે વ્યક્તિના સ્વાતંત્ર્ય માટે વધારે પડતી છૂટ આપવા તત્પર નહોતા. લાલચ અને જોખમથી ભરેલા કામમા પરસ્પર ભ્રાતૃભાવ રાખવાની જેમણે પ્રતિજ્ઞા લીધી હોય છે, તેવા માણસોમા અગત્યના ગણાતા ગુણો–જેવા કે આદર્શવાદ, માનવૃત્તિ, વિનય, ત્યાગ અને સમાધાનવૃત્તિ–જાગૃત કરવા શ્રી રાનડેના હાથ નીચે જે લાંબી મુદ્દતની તાલીમ અને શીસ્ત પાળવાની વૃત્તિ શ્રી ગોખલેએ કેળવી હતી, તેવી તાલીમ અને શીસ્ત પાલનની વૃત્તિ માટે તે હંમેશા આગ્રહ રાખતા હતા.

પ્રિન્સિપાલ સેલ્બીનો પત્ર મળ્યો તે પછી થોડા દિવસ વીત્યા બાદ શ્રી કૃષ્ણસ્વામિ આયર તરફથી એક પત્ર મળ્યો. તે વખતે પણ એ ભાઇ શ્રી ગોખલેના ઘણા માનીતા અને દીલોજાન મિત્ર ગણાતા. આગળ જતાં, આ દક્ષિણ હિન્દના દેશભક્તના અસાધારણ ચાતુર્યમાંથી અને દૃઢ નિશ્ચયવાળી સ્વાતન્ત્ર્યવૃત્તિમાથી કેવળ તેજસ્વીતા પ્રકટી નીકળી હતી. નીચે ઉતારેલા વાક્યોમા જ એ ઉગતી કલિના લક્ષણો જણાઈ આવે છે.

"તમે ગવર્નરને કે એમના કાઉન્સિલરો પૈકીના એકાદ જણને તમારા વિશ્વાસમાં ન લઇ શકો? તમારી યોજના વાસ્તે તે બેશક

પોતાની નાપસંદગી બતાવશે; પણ (એમ કરવાથી) તેઓ જાણી શકશે કે તમારી યોજના શી છે. અને પછી તેના વાસ્તે શંકા મેરશે નહિ. ગુપ્તતામાંથી જ શંકા જન્મે છે; હિન્દુસ્તાનમાં સરકારી સત્તાધીશોના મનની શંકા જ્યાં જાગે ત્યાં વ્યક્તિઓ માથે જોખમ અને ભય આવ્યાં જ સમજવાં. સોસાઇટીના સેવકોએ આનો સામનો કરવો જ જોઇએ. પણ નકામું જોખમ આ રીતે દૂર કરી શકાય. વધારે પડતી જાહેરાતની તરફેણમાં હું નથી. પણ સરકારના ઉપલા ખાતાની થોડી વ્યક્તિઓ તો ભલે જાણતી થાય. તેમ કરવાથી કોઇના ઉપર ગંભીર આફત ન આવી પડે."

આ પત્રની શીખામણ ઉપરથી કે પોતાની જ ઇચ્છાથી શ્રી ગોખલેએ સોસાઇટીનું બન્ધારણ મુંબઇ સરકારના વડાને–લોર્ડ લેમિંગ્ટન અને કદાચ બીજા એક બે બડેખાંને બતાવ્યુંજ. ઉપલી કચેરીઓમાં સોસાઇટી સામે કે તેના બંધારણ સામે ઉપલક દૃષ્ટિએ તો કંઇ વાંધો લેવામાં આવ્યો નહતો. તેમજ જાહેર રીતે પણ તે પછી કંઇ વાંધો લેવામાં આવ્યો નહતો. પણ અમલદારશાહીના રસ્તા ઘણીવાર સામાન્ય માણસોથી છાનાજ રાખવામાં આવતા હોયછે. છેક હમણા સુધી શંકા કુશંકા અને છૂપી પોલીસની દેખરેખ અમારે નસીબે ચોંટીજ હતી. શ્રી ગોખલે પોતે પણ તેમાંથી બચ્યા નહોતા. અમારા તરફથી જે ફરીઆદો રજુ થતી તે બધી હંમેશા દૂર થતીજ નહિ. આશ્ચર્યચકિત ન થયા હોય તેવા દેખાવની ફાવટી કળા સરકારી અમલદારો સંપૂર્ણ રીતે જાણતા હોયછે; અને એ કામમાં જવાબદારી કોનાપર આવેછે તે તમે શોધી ન શકો એવી રીતે એક કચેરીથી બીજી કચેરીએ તમને ધક્કા ખવડાવવાની કળા પણ તે સંપૂર્ણપણે જાણતા હોયછે. જો તમે તેમના ઉપર બહુ દબાણ કરો તો તમે હદમાં હદ એટલું સાધી શકો કે એકાદો વિચિત્ર પોલીસનો સીપાઇ ઠપકાનો ભોગ બને. મેં એક વખતે કહ્યું હતું કે[૨] ગુપ્ત પોલિસની કાળી કિતાબ :

---

૨ વાઇસરોયની ઇમ્પીરીઅલ લેજીસ્લેટિવ કાઉન્સિલના ભાષણમાં.

એ એક સત્તાના પડદા જેવી છે. એ પડદો માત્ર અદના ભાગ તરફ ઉઘડતો હોય છે શ્રી ગોખલેના ઉપર અપરિમિત વિશ્વાસ જેમણે મૂકયો હતો તેવા એક વાઈસરોય સાથેની વાતચીત સબધી શ્રી ગોખલેએ મને એકવાર કહ્યુ હતું તેમણે પૂછ્યુ "મારા કચેરીના સનદીકરો હજુ પણ તેમને અને તમારી સોસાઇટીને શકાની દૃષ્ટિથી જુએછે તેનું શુ કારણ?" પણ આ બાબતની ફર્યાદ કરવાનો આપણો શો અધિકાર છે? કારણ કે આપણે જાણીએ છીએ કે દરેક પ્રકારની રાજદારી ઉથલ પાથલમા તો પ્રત્યેક હિન્દીજન ભલે તે મોટા હોદ્દાની નોકરી માટે વિશ્વાસને પાત્ર ઠર્યો હોય તો પણ જો જાહેર કામકાજ સાથે સબધ રાખતો હોય તો શકાને પાત્ર ગણાય છે

બધારણની કલમમધી છપાવતી વેળા શ્રી ગોખલેએ તેની સાથે થોડા વાક્યોનો અગ્રલેખ પોતાની જોરદાર રીતીથી અને પોતાના સ્વભાવની પૂરી સાચદીનીથી નીતરતી ભાષામાં લખ્યો હતો તેમાંનુ એક વાક્ય તેના પૂર્વાપર સબધ વગર અલગ રાખીએ અને તેનો ઉંડાણની દૃષ્ટિથી અર્થ કરીએ તો તે વાક્યે અમારા ગુરુજીએ ઠરાવી આપેલ મૂલ્યાંકનના ધોરણથી નીચા ઉતરી ગયાનો આરોપ અમારા સભાસદો ઉપર આવ્યો છે એ વાક્ય આ રહ્યું — "જાહેર જીવનને ધર્મ ભાવનાનો પાસ લગાડવો જોઇએ [3] સરકાર સાથેના બધા સબધ તોડી નાખવાનુ અને જેલમા જવાનુ સ્વીકારી લેવુ એજ જો પ્રમાણિક જાહેર જીવનનો સાચો માર્ગ ગણાતો હોય તો તેનો સ્વીકાર કરવાની ચોખ્ખી ના કહેવાથી અમે નાના નાના સ્થૂળ લાભ મેળવવા ફાંફાં મારનાર માણસો તરીકે ઓળખાયા છીએ અને નવી પ્રણાલિકાના જાહેરજીવનની દીક્ષા લેનારની સરખામણીમા અમે નરમ દેશભક્ત દેખાયા છીએ. આ નવી પ્રણાલિકા રાજકાર્યને ધર્મના ઠઠારાવાળી

3 જુઓ-લેખ Gokhale the Less known Aspects 'ગોખલે અને ઓછી જાણમા આવેલી તેમના જીવનની બાજુઓ'

ઈમારત બનાવે છે અને જે ક્ષેત્રમાં આવશ્યક અને અનાવશ્યક (જરૂરી અને બીન જરૂરી) મુદ્દાની વાત કરવી જોઇએ ત્યાં પૂણ્યની અને પાપની વાતો આ નવી પ્રણાલિકા કરેછે. નગ્ન તપશ્ચર્યાથી શ્રી ગોખલેનો આશય કેટલો છેટો હતો તે બતાવવા–ઉપલું વાક્ય જે જગ્યાએ મૂકવામાં આવ્યું છે તે જગ્યાનો આખો વાક્ય સમુહ અત્રે રજુ કરવો પુરતો થઇ પડશે.

One essential condition of success in this work is that a sufficient number of our contry men must now come forward to devote themselves to the cause of peace in the spirit in which religious work is undertaken. Public life must be spiritualised. Love of country must so fill the heart that all else shall appear as of little moment by its side. A fervent patriotism which rejoices at every opportunity of sacrifice for a motherland, a dauntless heart which refuses to be turned back from its object by difficulty or danger, a deep faith in the purpose of Providance which nothing can shake : equi pped with these the worker must start on his mission and reverently seek the joy which comes of spending oneself in the service of one's Country.

અહીં રજુ કરવામાં આવેલા તપશ્ચર્યા વગરના આદર્શને પણ અમે પ્રત્યક્ષ જીવનમાં–એક સંસ્થા તરીકે ઉતારી શકયા છીએ એવો દાવો અમે કરીએ તો તે અમારે માટે ગર્વભરેલું ગણાય આદર્શ માનવું

સ્વરૂપ એવું હોય છે કે તેનો પૂર્ણ સાક્ષાત્કાર-પ્રાપ્ત કરી ન જ શકાય. હિન્દસેવક સમાજના બધા સભ્યો અપૂર્ણ છે જ; અને કેટલાક તો અફસોસ ઉપજાવે એવા અપૂર્ણ છે. તેમ છતાં અમારી નમ્ર દલીલ તો છે કે અમે મૂળ આદર્શનો ત્યાગ કર્યો નથી, તેમજ ઈરાદાપૂર્વક એ આદર્શને પરાઙ્મુખ અમે બન્યા નથી. આ સબંધમા ધ્યાન ખેંચે તેવી એક બીના એ છે કે બંગાળાના શ્રી સેનગુપ્ત અને મહાત્મા શ્રી સત્યમૂર્તિ-તરફથી લગભગ એકજ વખતે કહેવાની જરૂર પડી છે કે આ દેશના રાજકારણમા ધર્મભાવના અવશ્ય દાખલ કરવાનો સમય આવી પહોંચ્યો છે સમય જતા ડહાપણ પ્રકાશ્યુ છે. અમે તો સોનેરી વચના માર્ગની ખોળ ચલાવી રહ્યા છીએ પણ તે અમને હાથમા આવતો નથી અને છેવટ સુધી હાથમાં નહીં આવે.

( ૨ )

જે દસ વરસ શ્રી ગોખલેના હાથમા આ સંસ્થાનું સુકાન રહ્યું તે દસ વરસની આ સંસ્થાની કથા એટલે તે સમયના હિન્દી રાજકારણનો ઇતિહાસ જ સમજી લેવો શ્રી ગોખલેની હાજરીમા હિન્દસેવક સમાજ પોતે-અને તેના સભ્યો સ્વાભાવિક રીતે ગૌણ બની ગયા હતા. આ સંસ્થાના તાલીમ લેતા સભ્યે જાહેરમાં ભાષણ ન કરવુ અને છાપાઓમા લેખ ન લખવા-એ નિયમનુ સખત પાલન એઓશ્રીએ સભ્યો પાસેથી શરૂઆતના વરસોમાં કરાવ્યુ હતુ. પણ "ઇન્ડીઆ" નામના ઇંગ્લાડમા પ્રકટ થતા કોંગ્રેસના છાપાના ઘરાક નોંધાવવા અમારામાના દરેકને સોસાઇટીની બેઠકના દિવસો સિવાયના દિવસોમા ફરવુ પડતુ હતુ. આ તો બહુ થકવી નાખે તેવુ કામ હતુ, અને તે પણ રોજનુ રોજ ફરી ફરીને કરવુ પડતુ હતુ પણ અમે એ કામને પવિત્ર કર્તવ્ય સમાન ગણતા હતા; અને તેનો બદલો અમને એ મળ્યો કે જે પુરુષો અને સ્ત્રીઓમાથી આખા રાષ્ટ્રની રચના કરવાની હતી તેમનુ સાચુ સ્વરૂપ અમને સમજાયુ. જ્યારે

દક્ષિણ આફ્રિકામાં ચાલતી શ્રી ગાંધીના અહિંસાત્મક વિરોધની હીલચાલ વાસ્તે નાણા ઉઘરાવવા અમે એમના (શ્રી ગોખલેના) પ્રતિનિધિ તરીકે દેશના જુદાજુદા ભાગમાં ફરતા ત્યારે પણ અમારી તેજ ભાવના હતી. વળી જ્યારે ફરજીઆત પ્રાથમિક શિક્ષણના કાયદાના પક્ષમાં સામુદાયિક પ્રચાર અમારે કરવો પડતો ત્યારે પણ અમારી તેજ ભાવના હતી. ઇ. સ. ૧૯૦૮ માં મદ્રાસમાં પહેલી Convention Congress-અસત્ય કોંગ્રેસ મૃતપ્રાય થયા પછી નવી કોંગ્રેસ-ભરવાની હતી ત્યારે શ્રી ગોખલેએ અમારામાંના કેટલાકને-શ્રી કૃષ્ણસ્વામી આયરની નૈપુણ્ય ભરેલી દોરવણી નીચે કામ કરવાને મોકલ્યા હતા. મારા મિત્ર ચિંતામણિ સાથે રહીને જે તનતોડ જહેમત ભર્યું કામ અમે ઉડાવ્યાં હતાં તેનું સ્મરણ મને હમેશ એક પ્રકારના આનંદની ઉર્મિ સાથે જાગ્રત થાય છે.

ઇ સ ૧૯૧૫ માં શ્રી ગોખલેનું અવસાન થયા પછી દેશના જાહેર જીવનના અખાડામાંથી આ સોસાઇટી જરા પણ ચલિત થઇ નથી. જો કે એ વાત સાચી છે કે શ્રી ગોખલેના મોટા નામની અમારા પર જે છાયા હતી તે અમે ગુમાવી બેઠા, અને એમના પછી રહેલા સભ્યોમાના સૌથી શ્રેયાન ગણાતા સભ્ય જો કે જામેલી પ્રતિષ્ઠાવાળા તો નહોતા. પણ એમની દોરવણી ઘણીજ સુસ્પષ્ટ હતી અને એમણે બેસાડેલુ' દષ્ટાંત રોશનીથી ભરેલું' હતું. અમારી કસોટીનો પહેલો પ્રસગ ઊભો થવામાં લાંબો સમય લાગ્યો નહિ. શ્રી ગોખલેની આજ્ઞા મુજબ શ્રી ગાંધીએ હિન્દુસ્તાનના પ્રવાસનું વર્ષ પુરું કર્યુ' અને અમારી સંસ્થાનાં બારણા પ્રવેશ માટે તેમણે ખખડાવ્યાં. તે સમયે અમારા અરસપરસની સલાહ દરમ્યાન અમને બહુ કાળજી અને ચિન્તા રહેતી. તેમની વચ્ચે અને અમારી વચ્ચે અમે બહુ ઉંડા મત-ભેદ જોતા હતા; અને અમને સ્પષ્ટ લાગતું હતું કે એમના રાજદ્વારી વિચારોનો વિકાસ એમને અમારાથી ઘણે દૂર લઇ જશે. જો કે આ

અમારી લાગણીને કોઈએ મૂર્ત સ્વરૂપમાં વ્યક્ત કરી નહોતી. તોપણ અમે ધ્રુજતે હૃદયે અને દુઃખભરી રીતે તેમને કહ્યું કે આપણા બન્ને માટે એ વાત ઉત્તમ છે કે આપણે છૂટા જ રહેવું અને આપણે પોતપોતાના માર્ગે કામ કરવું તે પછી બનેલા બનાવોએ અમારા નિર્ણયને સાચો ઠરાવ્યો છે. એમની સામે ઊભા રહેવાના અમને ઘણા પ્રસંગો આવ્યા હતા. એ દુઃખદાયક સમય તરફ પાછું વળી અમે જોઈએ છીએ ત્યારે અમારે કબુલ કરવું પડે છે કે તે સમયે ઘડીએ ઘડીએ મજાક ભરેલી વાતોમાં અને કડક ટીકા કરવામાં રસ લેતાં નાદાન છોકરાં જેવાં અમને માની અમારા ઉપર એમણે અનન્ત દયા અને પ્રેમ દર્શાવ્યો હતો. તેના સિવાય બીજું આજે અમે યાદ લાવી શકતા નથી. તો પણ મનુષ્યના સંબંધ એવા વિચિત્ર અને એવા વિરોધાત્મક હોય છે કે જો કે બ્હારની ક્રિયામાં શ્રી ગાંધી વચ્ચે અને સોસાઈટી વચ્ચે તીવ્ર વિરોધ જણાય છે, તોપણ જ્યાં ઉદ્દેશનું મૂલ્યાંકન થતું હોય, અને ભાવના પ્રત્યે ધ્યાન અપાતું હોય ત્યાં આ બન્ને-શ્રી ગાંધી અને સોસાઈટી–નજીકના સગપણવાળાં જણાશે.

ઈ. સ. ૧૯૧૮ના વર્ષના બીજા ભાગમા સોસાઈટીના કામકાજમાં એક બીજી મોટી આફત આવી પડી. મોન્ટેગ્યુ અને લોર્ડ ચેલ્મસ્ફર્ડના રાજકીય સુધારાની કલમો ઉપર વિચાર ચલાવવા મુમ્બઈમાં ભરાયેલી ખાસ મહાસભાની બેઠકમાં અમારે હાજરી આપવી કે તે બેઠકથી અલગ રહેવું તેનો નિર્ણય કરતાં અમારે અમારાં હૃદયના તળીઆં તપાસવાં પડ્યાં હતાં. અનુભવથી ઘડાયેલા અમારા મિત્રોની સલાહ અમે માગી હતી. અમે માંહે માંહે તો ખૂબજ વાદ વિવાદ ચલાવ્યો. એક ચીજ કરીએ તો શું થાય, અને બીજી કરીએ તો શું થાય–તે બન્નેના પરિણામની તુલના અમે અમારા નના સરખા ન્યાય આપતા મગજમાં કરી જોઈ. પણ અમારા શકા કુશકાના અને ડગમગતા

મિર્ણયના વાતાવરણમાં અમને અમારા સ્વર્ગસ્થ નેતાનો ખણખણતો અવાજ સંભળાયો:—'ભૂતકાળ સાથેનો સંબંધ તદ્દન તોડી ન નાંખો: મારા જીવનમાં મારી પડખે ઉભા રહેલા મારા સહવાસીઓને પડખે તમે ઊભા રહો." ખરું કહીએ તો અમારી આગળ ખડા થતા મુશ્કેલીના દરેક સંજોગમાં પરસ્પર ઝઘડા કરતા કોન્ગ્રેસના બે પક્ષો વચ્ચેના સમાધાનની માગણીઓ, હોમરૂલ લીગની માગણીઓ, રાજકીય સુધારાનો સ્વીકાર કે અસ્વીકારનો પ્રશ્ન. અસહકારનો પ્રશ્ન—એ દરેક સંજોગમાં અમારા નેતાના સિદ્ધાન્તનાં તત્ત્વોને વફાદાર રહેવા માટે અમે ખૂબ કાળજી રાખતા અને ચિંતા સેવતા હતા. અમારા એ નેતા જૂનવાણી અને અણઘડતાને પ્રતિરોધ આપતા, એમનો આત્મા સદા સંપ અને સુલેહને ઇચ્છતો, અને એમના વિજયના અંકુશિત ચાવી અતિશયતામાં ન હોતાં—વચલી સમાધાનીની નીતિમાં હતી

## વિષય આઠમો

### શ્રી ગોખલેના જીવનકાળની રૂપરેખા–(૧૯ ૫)[1]

જે મહાપુરુષના સમ્મરણને માન આપવા આપણે મળ્યા છીએ તે મહાપુરુષ ઈ સ ૧૯૧૫માં આજની તારિખે આ સસાર છોડી ગયા હતા એમના છેલ્ના વરસોમા એમનુ લગભગ આખુ જીવન રાજકારણના ક્ષેત્રમાજ ગાળવામાં આવ્યુ હતું એમના મરણની તિથિ પછી આવી સવસરી દેશના જુદા જુદા ભાગમા ઉજવવામાં આવ્યા કરે છે, અને એ રીતે એમનાં સમ્મરણો અને એમણે શીખવેલા સિદ્ધાન્ત તાજા રાખવા પુરુષોએ અને સ્ત્રીઓએ પ્રયત્ન કર્યા છે એમના છેલ્લા દર્શન આપણને મળ્યાને આજે અઢાર વર્ષ થઇ ગયા છે કોઈ પણ માણસની ભૂતકાળની કામગીરીમા નજર નાખનારને આ અસ્થિર ગતિ બદલાતી દુનિયામા અઢાર વરસ બહુ લાંબો કાળ ગણાય. તમે સૌ એટલુ તો સ્વીકારશો કે છેલ્લાં થોડાં વરસો તો એવા વીત્યા છે કે તેમાં કેટલાક નોંધવા યોગ્ય બનાવો બન્યા છે તેથી એમા નવાઈ પામવા જેવુ નથી કે એમનાં સસ્મરણોના અને એમણે શીખવેલા સિદ્ધાન્તોના આકર્ષણથી એ વસ્તુની આસપાસ ઘણી ભાવનાનો અને સિદ્ધાન્તનો મેળ જામ્યો છે આ ભાવનાઓ બધી રીતે વાસ્તવિક હકીકત સાથે મેળ ખાય તેવી નથી, અને જેમ જેમ સમય જતો જશે

---

૧ આ વ્યાખ્યાન શ્રી શાસ્ત્રીએ મદ્રાસમા શ્રી ગોખલેની ઓગણીસમી સવત્સરીને દિવસે તા ૧૯મી ફેબ્રુઆરીના રોજ આપ્યુ હતુ

તેમ તેમ, હુ ધારૂ છુ કે તેમના નામ સાથે ચોક્કસ ભવના જોડાઈ જાય એમ આપણે આશા રાખવી જોઈએ તેથી મારા અભિપ્રાય પ્રમાણે મને મળેની માહિતી અને પ્રમાણની દૃષ્ટિએ શ્રી ગોખલે સમ્બન્ધી એક બે બાબત જે ખોટા ખ્યાલ બંધાયો છે તે વિષે સાચી રૂપરેખા રજુ કરવા હુ આજે જરા સાહસ કરુ તો તે ઉપયોગી કામ કર્યું ગણાશે શ્રી ગોખલેના પરિચયમાં આવ્યા ન હોય એવાં માણસો એમનાં વ્યાખ્યાનો વાચે ત્યારે એ વ્યાખ્યાનના વિષય સાથે શ્રી ગોખલેનુ સ્મરણ જોડી દે. એ વ્યાખ્યાનોના પુસ્તકનો ઘણો ખરો ભાગ મે હમણા વાંચ્યો છે અને ખાસ કરીને આજના વાર્તાલાપ માટે તે પુસ્તક મે વાચ્યુ છે હુ એમને બહુ નિકટતાથી પીછાનતો હતો તથા તેના વિચાર સન્દર્ભને હુ માનપૂર્વક યાદ રાખતો હતો. તોપણ મારે આશ્ચર્ય સાથે નોંધ લેવી પડે છે કે ગોખલેના સમય પછી હિન્દુસ્તાને પ્રગતિના પ્રવાસમા અતિશય લાબુ અન્તર ખેડી નાખ્યુ છે. જે મોટા વિષયો ઉપર તેમણે પોતાનું લક્ષ ચોટાડ્યુ હતુ—તે વિષયોનુ રૂપ તેમજ કવોર સમ્પૂર્ણ બદલાઈ ગયા છે જે મૂર્ત પ્રશ્નો ઉપર તે ખૂબ રોકાયેલા રહેતા હતા તે બધા પ્રશ્નો વ્યવહારૂ કામ માટે ધરમૂળથી જુદાજ બની ગયા છે દૃષ્ટાન્ત તરીકે આપણી સાર્વજનિક નોકરીના ઉચ્ચ હોદ્દા ઉપર હિન્દીજનોને રોકવાના પ્રશ્નનો વિચાર કરીએ. આ પ્રશ્ન ઉપર તેમણે જે આગ્રહ ભરેલી દલીલો કરી હતી તેનાથી તમને નવાઈ લાગશે, તેમણે એ બાબતમાં જે ભલામણો—દરખાસ્તો રજુ કરી હતી તેથી પણ તમને નવાઈ લાગશે, અને આજે એ માણસનો એ દિવસનો સ્વભાવ કેટલો નમ્ર લાગતા વગર નજ રહે, એ વાતથી પણ તમને નવાઈ લાગશે દાખલા તરીકે બીજી વાત બાજુએ રાખીએ તો—તે વખતે ઇગ્લાંડમાં અને હિન્દુસ્તાનમાં એકજ વખતે સમાન પરીક્ષા લેવાનો મોટો પ્રશ્ન ઉભો થયો હતો આ વિષય માટે તેમણે ખૂબ ઝહેમત ઉઠાવી હતી આ વિષય ઉપર જાહેર સભાઓમાં લાંબા ભાષણો કરવાના ઘણા પ્રસગો તેમને

લીધા હતા. એ પ્રશ્ન આજે આપણું ધ્યાન જરા પણ રોકે તેમ નથી. સરકારી નોકરોમાં હિન્દી જનો અને યુરોપીઅન જનો વચ્ચેનું પ્રમાણ નક્કી કરવા જે ટકાવારી ઉપર તેઓ બહુજ ભાર મૂકતા હતા તે ટકાવારી આજે જરાપણ ભાર મૂકવા જેવી જણાતી નથી. એક દાખલો લઈએ. એમના ભાષણોમાંના એક ભાષણમાં તેમણે કહ્યું હતું કે હિન્દી સરકારની નોકરીમાં કેવળ હિન્દીજ હોવા જોઈએ, અગર તો મોટા ભાગની જગ્યાપર હિન્દી હોવા જોઈએ એવું હું માગતો નથી. મને આજે નવાઈ લાગે છે-કયો રાજદ્વારી પુરુષ આજે વ્યાખ્યાન પીઠ પર ઉભો થઈને કહેશે કે-હિન્દી સરકારી નોકરીમાં સમ્પૂર્ણ રીતે કે મોટે ભાગે હિન્દીજનો ન હોવા જોઈએ? સ્થાનિક સ્વરાજનો પ્રશ્ન લઈએ. એમનાં ઘણાં ખરાં ભાષણોમાં (સ્થાનિક સ્વરાજ માટે) જે માગવામાં આવ્યું છે તેટલુંજ અઢાર વરસ પહેલાં હિન્દુસ્તાનના સૌથી મોખરે રહેલા રાજદ્વારી પુરુષ માગે કે કેમ તેનો વિચાર કરતાં તમને અચંબો લાગશે. હું એમ તો નહિંજ કહું કે આ વિષયો પરત્વે આપણને સંતોષ ઉપજાવે એવું આપણને મળી ચુકયું છે અથવા તો એવું આપણને મળવાનો સંભવ છે. પરંતુ જે દલીલો અને વિચારો શ્રી ગોખલે આગળ ધરતા અને જે આંકડાઓ એઓ વખતો વખત ટાંકી બતાવતા, અને માગણી પુરવાર કરવા જે મુદ્દા તે રજુ કરતા તે તમે આજના પ્રતિનિધિઓ તરફથી સાંભળો છો તેનાથી જુદાજ પ્રકારના હતા. ચાલો આપણે હિન્દુ-મુસ્લિમ પ્રશ્નનો વિચાર કરીએ. હમણાંજ હું તમને એ વિષે જરા સવિશેષ વાત કહીશ. એ આપણા કૂટ પ્રશ્નને અંગે આપણે થોડીક પ્રગતિ કરી છે એમ સૂચવવા હું બીલકુલ ઇચ્છતો નથી. અલબત આપણા બીજા પ્રશ્નો પરત્વે આપણે ઉચિત પ્રગતિ કરી છે. તોપણ એટલું તો સાચું છે કે હિન્દુ-મુસ્લીમ પ્રશ્નના મૂળ સ્વરૂપમાં તદ્દન રૂપાન્તર થઇ ગયું છે. એ વિષયના જે ભાગની ચર્ચા અને નિર્ણય આપણે આજે હાથપર લઇ રહ્યા છીએ, તે ભાગ

શ્રી ગોખલેના સમયમાં એમને જે દિશામાંથી મનકગત ઊભી થતી તેની સાથે જરા પણ સબંધ ધરાવતો નથી તો પછી (મારે એમ કહેવું કે) આ બધા મૂર્ત પ્રશ્નોને અંગે અને એમના કામના વ્યવહારૂ ક્ષેત્રમાં આપણે કેટલે અંશે પ્રગતિની દિશામાં મોટી મજલ કાપી છે તેની સાથે મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે એક બે બાબતમાં આપણે પાછા પણ હઠયા છીએ ગમે તે હોય પણ હું આજની તકે તમારા મન ઉપર એ ઠસાવવા ઇચ્છું છું કે સંજોગો આવા પ્રકારના હતા અને છે, અને તેથી જે લેકો શ્રી ગોખલેના છપાયેલા ભાષણો ઉપરથી એમના માટે જે ખ્યાલ બાંધે છે તે એમના ચારિત્ર અને વ્યક્તિત્વ માટે અધૂરા ખ્યાલજ હોય છે એ ક્યા પ્રકારના માણસ હતા તે તમારે જાણવું પડશે, અને તેમણે કરેલાં રાજક્ષેત્રના કાર્યોની માહીતી તમારે લેવી પડશે અને એમના ભાષણોજ વાચવાથી જે છાપ તમારા પર પડી હશે તે તમારે સુધારી લેવી પડશે એમણે જે તે ક્ષેત્રમાં કરેલાં કામની દોરવણી જે મૂળભૂત સિદ્ધાન્તોથી થતી હતી જેને હું વિષયાભિમુખતાની તેમની મુખ્ય દૃષ્ટિ કહું છું, તેના પર નજર રાખી તમારે તમારા ચિત્તમાં એમના ચિત્ર પડેલી છાપમાં સુધારો કરવો જોઈએ તમારામાંના ઘણાં ગોખલે–એ માત્ર નામ-સૂચક શબ્દ છે–એમને અને બધા લાંબા ગાળા પછી વાતોથી સમજવા એ સહેલુ નથી જે સમયમાં હિન્દુસ્તાનનું રાજ્યબંધારણ મિન્ટો–મોર્લેના નામથી ઓળખાતી રાજ્યવ્યવસ્થા મુજબનું હતુ, તે સમયના દિવસો સુધી તમારા મનને–વિચારને–મેચી લઇ જવાનુ કામ મારા માટે સહેલું નથી તે પછી આપણી રાજ્યવ્યવસ્થામાં મોટી સુધારણા થઈ હતી જેની સાથે લોર્ડ ચેમ્સફર્ડ અને શ્રી મોન્ટેગ્યુનું નામ જોડાયાં છે આ બધારણવાળી રાજ્યવ્યવસ્થામાં આપણે એટલાં બધા વરસ ગાળી નાખ્યા છે કે લોર્ડમિન્ટો અને મોર્લેના નામ જે બંધારણ સાથે જોડાયા હતા જે મેળવવા માટે શ્રી ગોખલેએ અનેક વરસો સુધીની કામગીરીની કીમત ઉઠાવી હતી, અને જે

બધારણને અનુસરી તેમણે ઘણાં વરસ સુધી ઉત્તમ કામગીરી દેશ માટે રજુ કરી હતી, તે રાજકીય બધારણ માટે તમને સ્પષ્ટ ખ્યાલ આજે ઊભો ન થાય તો હું પોતે એ બાબત જરાપણુ અકળાઉં નહિ. અરે ? તમારે તો–જેને ગોખલેના રાજકીય વસિયતનામા તરીકે ઓળખવામાં આવે છે–તેજ વાંચવું બસ થશે. હિન્દુસ્તાનની પ્રજાને સંતોષ આપી શકાય તે માટે મહાન યુદ્ધ પછી હિન્દુસ્તાનની કઇ પદ્ધતિ પર પુનર્ઘટના થઈ શકે તે બાબત એમણે બાંધેલા ખ્યાલ ઉપરથી બ્રિટિશ સત્તાધિકારીઓને એમણે જે સૂચનાઓ કરી હતી. તે બધી એ વસિયતનામામાં અ તર્ગત કરવામાં આવી હતી. એ સુધારા આજે વાંચીએ તો એમ જણાય છે કે જાણે તે ૫૦ કે ૬૦ વરસ પહેલાના યુગ સાથે સંબંધ ધરાવતા ન હોય એવું લાગે છે; છતાં મને સારી રીતે યાદ છે કે તે વખતના આ દેશના ઘણા ડાહ્યા ગણાતા માણસોએ તે સૂચના ઉપર અચંબા સાથે પોતાનાં માથાં ધુણાવ્યાં હતાં–અને એમ સૂચવતા હતા કે જાણે શ્રી ગોખલે તો આકાશના ચંદ્રમાંથી એકાદ ટુકડાની માગણી કરી રહ્યા હતા. સાચી વાત કહીએ તો મહાન યુદ્ધના બનાવોએ માણસોના વિચારોમાં એટલા બધા ધરમૂળથી સુધારા કરી નાંખ્યા હતા કે જ્યારે શ્રી મોન્ટેગ્યુ પોતાના નિર્ણય નક્કી કરી હિન્દમાં આવ્યા હતા ત્યારે જે સુધારાની દરખાસ્તો તેણે રજુ કરી અને છેવટે રાજ્યબંધારણમાં તે કાયદારૂપે અંતર્ગત કરી તે બધી, શ્રી ગોખલે મૂકી ગયા હતા તે માગણીઓની દરખાસ્ત કરતાં ઘણીજ પ્રગતિકારક હતી. આ સામાન્ય કથન હું તમારી પાસે એટલા માટે મુકું છું કે, જેથી એક બાબત જે ઘણીવાર વિસારી દેવામાં આવે છે તે હું તમારા મન ઉપર ઠસાવી શકું. મહેરબાની કરીને યાદ રાખજો કે એમની કારકીર્દિના છેવટના ભાગમાં શ્રી ગોખલેને સૌથી વધારે ડહાપણવાળા અને હિન્દની અભિલાષાઓના ઘણુંજ પરિપકવ પ્રતિનિધિત્વ ધરાવનારા તરીકે સૌએ માન્ય કર્યા હતા. જે અમુક પ્રશ્નો ઉપર એમણે પોતાનું ધ્યાન આપ્યું હતું તે પ્રશ્નો અને પોતાના જીવનના છેલ્લા ભાગમાં જે

વ્યવહારૂ માગણીઓ તેમણે કરી હતી તે આજે આપણને જુનવાણી જેવાં લાગે તો હું તમને પૂછુ છું કે એમ કહેવું વ્યાજબી ગણાશે ! એમ ધારવું ન્યાયી ગણાશે, કે હિન્દ બિલકુલ પ્રગતિ કરી રહ્યું નથી ! ગ્રેટબ્રિટને એક વખત નહિ પણ અનેક વખતે આપેલાં વચનોનો ભંગ કર્યા કર્યો છે, અને હિન્દ તો હતું ત્યાં ને ત્યાં નિશ્ચળ જેવું પડી રહ્યુ છે ? એમ કહીએ કે હિન્દની ( રાજદ્વારી ક્ષેત્રની ) પ્રગતિથી આપણને સંતોષ થયો નથી તો જરૂર આપણે સાચું કહીએ છીએ એમ ગણાય. વળી એમ માનવું એ પણ ખોટું નથી કે હિન્દુસ્તાનમાં જે ફેરફારો આજે માણસ જોઈ રહ્યો છે તે આપણે ધારેલા ફેરફારો જેવા તો બિલકુલ નથી, અને આપણે જે સુધારા માટે પાત્ર હતા અને સંસ્કારી દુનિયાના બીજા ભાગમાં જે સુધારા થઈ રહ્યા છે તેના તોલમાં તે બીલકુલ આવી શકે તેમ નથી. આ બધાં વિધાનો થોડે ઘણે અંશે જરૂર સાચાં ગણાશે પણ જે લોકો તેમની નિરાશને લીધે અને હિન્દુસ્તાન જે પ્રગતિ કરી રહ્યુ છે તેના તરફની તેમની ચીડને લીધે એમ ગંભીરતાપૂર્વક માનતા હોય કે આપણે જરા પણ પ્રગતિ કરી જ નથી, અથવા તો કેટલીક બાબતમાં તો આપણે પાછા હડયા છીએ તે લોકો એવું ચિત્ર આપણી પાસે રજુ કરી રહ્યા છે કે જે આપણે સાચા ચિત્ર તરીકે બીલકુલ સ્વીકારી શકીએ નહિ. આપણે મોટી વિશાળ મજલો કાપી છે. પણ કેટલુંક એવું છે કે જે શ્રી ગોખલે તે વખતે કહેતા તે હું પણ આજે કહેવાને–મનાવવાને તૈયાર નહોઉં, તેમણે જે કંઈ માગણીઓ તે વખતે કરેલી તે ખરેખર આજે હું કરવા રાજી ન જ હોઉં. પણ તેટલા કારણને લઈને એમ ધારવામાં આવે કે શ્રી ગોખલેએ વિહિત કરેલા મૂળભૂત સિદ્ધાંતોમાંથી તલભાર હું ચલિત થાઉં, અથવા તો એમના રાજકારણના નક્કી કરેલા મુખ્ય દૃષ્ટિકોણમાંથી હું વાળની સપાટી જેટલો પણ ચલિત થઉં તો તે ધારણા – બીલકુલ ખોટી અને અવાસ્તવિક ગણાય. માણસોની માન્યતાને ઠગુમગુ કરી નાંખવા જેવું ઘણું બની ગયું છે; ઘણાએ તો હિન્દુસ્તાનમાંની

રાજકારણની પોતાની ફિલ્સુફીના પાયા જ ફેરવી નાંખ્યા છે, કેટલાકે પોતાના રાજદ્વારી સ્વરૂપમાં ધરમૂળથી ફેરફાર કરી નાંખ્યો છે. એવા પણ ઘણા છે કે જે એમ માને છે કે હિન્દમાં જે પરિસ્થિતિ જામી બેઠી છે તે પરિસ્થિતિમાં જો આપણે હિન્દનું કલ્યાણ ઇચ્છતા હોઇએ તો આપણે આપણી કાર્યની રીતમાં અને આપણા ઉદ્દેશોમાં સમૂળગા ફેરફાર કરવા જોઇએ. શ્રી ગોખલેના સમયમાં રાજકારણના ક્ષેત્રના કાર્યકરોની જે દૃષ્ટિ હતી તેનાથી જુદીજ દૃષ્ટિ આપણે મુખ્ય મુખ્ય બાબતો પરત્વે રાખવી પડશે એવી માન્યતાનો દાવો કરનારાના મત સાથે, (તેઓ રજુ કરે છે તે બધી બાબતનો સંભાળ પૂર્વક વિચાર કર્યા પછી) હું સંમત થઈ શકતો નથી. બ્રિટિશ સાથેના સંબંધ આપણે કેવા રાખવા તે પ્રશ્નનો વિચાર હમણાંજ દાખલા તરીકે લો. આજે આપણી અભિલાષા અને અંતીમ નેમ કેવાં હોવાનાં છે? જેને જેને કેટલીક વાર બ્રિટિશ સામ્રાજ્ય કહેવામાં આવેછે અથવા જેને કેટલીકવાર ગ્રેટબ્રિટનનું (Common Wealth) કામનવેલ્થ સામ્રાજ્ય મંડળ કહેવામાં આવેછે. તેની રાજદ્વારી રચના રૂપી ખોખા સાથે સંકળાયેલા રહીને આપણે આપણી ભવિષ્યની સ્થિતિએ પહોંચવા માગીએ છીએ? અથવા શું આપણે આપણી નેમ એટલી બધી ઉંચી રાખવી છે કે જેથી આ રાજદ્વારી વાડામાં આપણે રહીજ ન શકીએ, પણ તેની બહાર રહી આપણે આપણી મુક્તિ મેળવવી જોઇએ? તમે કબુલ કરશોજ કે આ પ્રશ્ન ઘણો અટપટો અને મુશ્કેલી ભર્યો છે. અલબત્ત એ પ્રશ્ન તદ્દન નવોજ ઊભો થયોછે એમ નથી. શ્રી ગોખલેના સમયમાં પણ આ કૂટ પ્રશ્નની કાળજી ભરી ચર્ચા એમના કેટલાંક ભાષણોમાં દાખલ થયેલી છે. જ્યારે જાહેર કરવામાં આવ્યું હતું કે બંગાળાના ભાગલાની નીતિ એ નિશ્ચિત હકીકત હતી, અને એકલા બંગાળાનું નહિ, પણ સમસ્ત ભારતનું હૃદય સહાનભૂતિની ઊર્મિથી ખુબજ ખિન્ન બની ગયું હતું, તે વખતે પ્રજાના કેટલાક તર્ક ઘણે લાંબે સુધી દોડી રહ્યા હતા. આજે આપણી પ્રજાના મોટા ભાગના

મગજમાં આને આ પ્રશ્નો જે કાયમી સ્થાન મેળવી શકયા છે, તેજ,તે વખતે ક્ષિતિજ ઉપર આવી પહોંચ્યા હતા. અને દેશના આગેવાનો એ પ્રશ્નોનું ઝટ નિરાકરણ કરે એવો કોલાહલ મચી રહ્યો હતો. હિન્દુસ્તાન પ્રત્યે ગ્રેટબ્રિટને જે વચનો આપ્યાં છે તે એ દેશ સંપૂર્ણ રીતે પાળશે એવી આશા રાખવી એ ખોટું છે, એ નિરર્થક છે, એ મૂર્ખાઇ ભરેલો વિચાર છે. બંધારણ પૂર્વક ચળવળની પદ્ધતિદ્વારા જે ચીજ મેળવવાની આપણે એક પેઢાથી આશા રાખી રહ્યા છાએ તે મળી શકશે એમ માનવું એ પણ મૂર્ખાઇ ભરેલો વિચાર છે. તે વખતના પાયાના તર્કો પૈકીના આ તર્ક હતા. એવા પ્રમાણભૂત ગણાતા માણસો પણ બહાર પડ્યા હતા કે જે જાહેર કરતા હતા કે હિન્દુસ્તાન માટે બ્રિટિશ સામ્રાજ્ય ઘણું નાનું થઇ પડ્યુ છે. હિન્દને બ્રિટિશ સામ્રાજ્યના મંડળમાંથી અલગ પાડી દેવાના તેઓ પ્રયત્ન કરતા ખુશી હતા. આપણે એ નિશ્ચિત નેમ ઝટ સ્વીકારી લેવાની જરૂર હતી. અને એ વિસ્તૃત વિચારને અનુસરી આપણે આપણી રાજદ્વારી હીલચાલમાં ખૂબ ફેરફાર કરવા જોઇતા હતા. ઇ. સ. ૧૯૦૭ માં જ્યારે હુ હિન્દસેવક સમાજમાં દીક્ષાથી જોડાયો ત્યારે શ્રી ગોખલેને હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય વિચાર કેન્દ્રના સ્થળો પર પ્રવાસ કરવાની જરૂર જણાઇ અને એ રીતે આ જોખમ ભરેલી ભ્રમણા દૂર કરવાની જરૂર તેમને જણાઇ હતી. એમણે પોતાની માન્યતા જે કારણો ઉપરથી બાંધી હતી તે કારણો મજબુત હતાં. તે કારણોનાં સ્વરૂપ હજુ જરાપણ બદલાયાં નથી. મને પણ તે બદલાયાં હોય એમ લાગતુ નથી અથવા તો કોઇ પણ કારણે તે જુના બન્યાં નથી બલ્કે અદ્યતન સ્વરૂપનાંજ રહ્યા છે. તેમની માન્યતા એ હતી કે હજુ પણ આપણે વસાહતી સ્થાનને અપેક્ષા (સાંસ્થાનિક) સ્વરાજ્યના આદર્શને વળગી રહેવું જોઇએ. તે વખતે સાંસ્થાનિક પાયરી (Dominion Status) જેવો શબ્દ પ્રયોગ સુસ્થાપિત થયો નહોતો. એ બે શબ્દના અર્થ વચ્ચે તે વખતે ભાગ્યેજ કંઇ તફાવત હતો. બનારસમાં ભરાયેલી કોંગ્રેસના પ્રમુખ' તરીકેના

એમના ભાષણમાં આ વાત તેમણે આગળ ધરી હતી. જ્યારે સુરતમાં કોંગ્રેસમાં ભંગ પડ્યો, ત્યારે ફરી સંગઠન થયેલી કોંગ્રેસના બંધારણની કલમોમાંની એક કલમમાં સ્પષ્ટ શબ્દમાં કહેવામાં આવ્યું હતું કે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો-Dominions-માં જે પદ્ધતિનું લોકરાજ્ય ચાલે છે તે પદ્ધતિનું હિન્દીજનોથી ચાલતું સ્વરાજ્ય હિન્દુસ્તાન મેળવે એ હિન્દી નેશનલ કોંગ્રેસની અંતીમ નેમ હતી તે સમયથી કોંગ્રેસ પોતાનું એ ધ્યેય મોખરે રાખી રહી હતી. થોડા વર્ષો પૂર્વેજ એમાં જરા ફેરફાર થયો હતો; તે વખતે ઉદાત્ત વિચાર ધરાવનાર પક્ષ કોંગ્રેસમાંથી છૂટો પડ્યો અને તેણે પોતાનો જુદો પંથ બાંધ્યો. તે વખતે કોંગ્રેસનું ધ્યેય બદલાયું અને "પૂર્ણ સ્વરાજ્ય" એ શબ્દનો પ્રયોગ થવા લાગ્યો. કોઈ કોઈ વાર એ શબ્દનો અર્થ એવો કરવામાં આવતો કે બ્રિટિશ સામ્રાજ્યથી પૂરેપૂરી સ્વતંત્રતા. કોઈવાર એનો અર્થ એવો થતો કે પૂર્ણ સ્વરાજ્ય એટલે બ્રિટિશના આવરણમાં રહીને કે બ્રિટિશના આવરણથી વિખૂટા પડીને મેળવેલું વાસ્તવિક અને તત્વભરેલું સ્વાતંત્ર્ય. પણ મને તો એમ લાગે છે કે એના અર્થ ઉપર હજુ સુધી સ્પષ્ટ પ્રકાશ પાડવામાં આવ્યો નથી. તે વાત ગમે તે સ્વરૂપની હોય તો પણ આજે જે મુદ્દાપર હું લક્ષ ખેંચવા માગું છું તે એ છે કે શ્રી ગોખલે આ સિદ્ધાંતના વિચારને જોખમકારક ગણતા હતા. તેમાં એવી ફાટફુટનાં બીજ રહેલાં હતાં કે જેથી હિન્દુસ્તાન ભયંકર આફતના પ્રદેશમાં જઇ પડે એવો સંભવ હતો. બ્રિટિશ ઝંડાની નીચે સ્વરાજ્ય મેળવવાના ધ્યેયને વળગી રહેવાની સલાહ તે વખતના બધા યુવાન પુરૂષોને અને યુવાન બહેનોને શ્રી ગોખલે પોતાના અનુભવના અને ડહાપણના ભારસાથે આપતા હતા તેમના તે વખતના સમય પછી આજ સુધી એવું કંઈ બનવા પામ્યું નથી કે જે ઉપરથી તેમના અનુયાયીઓને તેમણે રજુ કરેલી તાત્વિક વૃત્તિને બદલવાનું મન થાય; અને હું નિશ્ચય પૂર્વક ઇચ્છું છું કે જો જરૂર હોય તો હું આજે પણ જાહેર

કર્યું કે આ હદમાં રહીને આપણા બધા સંકલ્પો પાર પડવાની શક્યતામાં મને સંપૂર્ણ રીતે હાર્દિક ભરોસો છે.

વખત પ્રમાણે રાજકીય ભાષાના શબ્દોના અર્થમાં કેવા ફેરફાર થતા જાય છે તે તમે જુઓ. એકજ ઉદાહરણ આપું. "સહકાર" (Co-operation) અને વિરોધ (opposition) એ બે શબ્દો લો. તમારામાંના કેટલાકને યાદ હોય, અને બીજાઓને હું આ પળે જણાવવા માગું છું કે એ દિવસોમાં મુબઈ મુકામે ઉદાર વિચારનો પક્ષ કોંગ્રેસથી છૂટો પડયો અને તેણે પોતાનું તંત્ર ઊભું કર્યું, ત્યારે તેમના મત પ્રમાણે કોંગ્રેસે જોખમ ભરેલું અને ફાટફૂટ કરાવનાર પગલું ભર્યું હતું એમ તે માનતા હતા અને એ ઉદાર વિચારના આગેવાનો કહ્યા કરતા હતા કે તેમની વૃત્તિ એવી રહેશે કે જ્યાં શકય હોય ત્યાં સહકાર (સરકાર સાથે) અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે ત્યારે વિરોધ સેવવો. ઘણા, ખરાં કામ પાર પાડવા માટે મને લાગે છે કે એ સારો મુદ્રાલેખ ગણાય-એટલે કે જ્યાં સુધી લોકો રાજદ્વારી વ્યામોહથી અંજાઇ જાય નહિ ત્યાં સુધી તે સારો મુદ્રાલેખ ગણાય એ દિવસોમાં સહકારનો અર્થ અમે એવો કરતા કે સરકારનાં જે બધાં પગલાંથી અને સરકારની જે બધી નીતિથી હિન્દુસ્તાનના હિત તરફ જવાતું હોય તે બધા તરફ સહાનુભૂતિવાળી વિચારણા પૂર્વક કામ લેવું અને આપણને જે માર્ગ ખુલ્લા હોય તે બધા બંધારણ પૂર્વક અણાતા માર્ગે મદદભૂત થવું. વિરોધનો અર્થ અમે એવો કરતા કે ઉપર જણાવેલ પગલાં અને રાજનીતિથી ઉલટાં કાર્ય હોય તેને આપણે ટેકો નજ આપવો-ટેકો આપતાં બંધ રહેવું. આ અર્થ તદ્દન વ્યાજબી હતો. અમને જે નહોતું ગમ્યું તે સમજ્યા વગરના વિરોધની વૃત્તિ હતી. સરકાર ઉપર ખરાબમાં ખરાબ હેતુ સેવવાનો આરોપ મૂકીને પ્રત્યેક વખતે સરકારી વહિવટ તરફથી જે કંઇ પગલું ભરાતું તે દરેક પ્રત્યે અસમાધાનકારક, હઠામઠી, અને પાકા વિરોધની

વૃત્તિ પ્રત્યે અમારો અણગમો હતો, આવી વૃત્તિથી હમેશા અચાય ખોળતાં રહેવું કે ટંટા મચાવતાં રહેવું પડે એ સ્વાભાવિક છે. આવી નીતિનો અમે વિરોધ કરવા ઇચ્છતા હતા. તેથી અમે અમારા એ સિદ્ધાંતની ચોખવટ સ્પષ્ટ શબ્દમાં કરી દીધી હતી. ઇરાદા પૂર્વક સમાધાનની વિરૂદ્ધની વૃત્તિ ધારણ કરવાનું વલણ તે વખતે ઘર કરવા માંડયું હતું એવી અમને માન્યતા ઊભી થઇ હતી જ. સામ્રાજ્યના રાષ્ટ્રસમૂહમાં રહીને પોતાનુ ધ્યેય પ્રાપ્ત કરવાની જેમની આશાના ભૂકા થયા નહોતા, તે પૈકીના અમે હતા તેથી આજે પણ અમે એજ વિશ્વાસને વળગી રહ્યા છીએ કે બ્રિટિશ રાષ્ટ્રસમૂહના વર્તુળમાં રહીને આપણા ઉચ્ચતમ રાજકીય ધ્યેયની પ્રાપ્તિ હજુ પણ થઈ શકે તેમ છે. સહકાર અને વિરોધ–એ બે શબ્દના અર્થમાં જરાક ફેર થયો છે; અને આજે આપણે રાજ્ય બંધારણના વાર્તાલાપ પર ઉતર્યા છીએ તેથી જો હું એક શબ્દ પ્રયોગ હમણા કરૂં અને બીજો શબ્દ પ્રયોગ પછી કરૂં તો તમે મારૂં કહેવું સમજી શકશો. હિન્દને હિતકારક હોય તેવાં બધાં કામોમાં સરકારને બને તેવી રીતે મદદ આપવી, એવો અર્થ "સહકાર" શબ્દનો છે એમ કોઈ સમજતું નથી, તેમજ "વિરોધ" શબ્દનો અર્થ એનાથી ઉલટું વલણ થઈ શકે એમ પણ કોઇ સમજતું નથી. હમણા હમણા છેલ્લાં થોડાંક વરસોમાં રાજદ્વારી ક્ષેત્રમાં સરકારી વહિવટના તંત્રના સભ્યો સાથેની તદ્દન અલગતા અને અસહકાર રાખવાનું વલણ પ્રચલિત થયું છે. જે માણસ ધારાસભામાં જોડાય છે અને દઢતા પૂર્વક અને ચીવટથી સરકારી નીતિની સામે ધારાસભામાં વિરોધ જાહેર કરેછે તેવા માણસને પણ હમણા સરકારને સહકાર આપનાર તરીકે ગણવામાં આવે છે; તે તદ્દન સકારણ નથી એમ તો ન કહેવાય. કારણ કે જે લોકો ધારાસભાની કાર્ય પ્રવૃત્તિનેજ રાજકીય કામકાજ માટે કરવાની મહેનતનું સાચું ક્ષેત્ર માનતા હોય છે તે લોકો આ વિચારને તો એકરીતે સ્વીકારતા જ હોય છે. જોકે તેઓ સરકારના વિરોધી તરીકે જ કામ કરતા હોય છે તોપણ તેમ કરીને

તો તેઓ બ્રિટન અને હિન્દુસ્તાનનો સંબંધ જે ગાંઠથી બંધાયો છે તે રાજ્યબંધારણની અફરતાને માન્ય રાખવાનું કામ કરે છે. તમે અંદરખાનેથી સરકારને સામે થતા હો છો, તો પણ તમે એવાં માળખામાં કામ કરોછો કે એ માળખાંની રચના કરવામાં તમને જરા પણ પૂછવામાં આવ્યું નહોતું. (તે રચનામાં તમારો જરા પણ હીસ્સો નહોતો) અને તે માળખાંની રચનામાં ફેરફાર કરવાના કામમાં તમે કોઈ અગત્યનો ભાગ ભજવી શકશો એવો સંભવ પણ નથી; તેટલા માટે તમે તો હિન્દુસ્તાન ઉપર અને હિન્દુસ્તાનની પ્રજા ઉપર સરકારનો કાબુ ચાલુ રહે એવા કામમાં સરકારને મદદ કરતા થઈ પડો છો. સહકાર અને વિરોધ, (Co-operation અને Opposition) એ બે શબ્દો સાથે આ જાતના નવા વિચારો સંલગ્ન થયા છે. વિરોધી થવું હોય તો નવા વિચાર પ્રમાણે તમારે બંધારણની બહાર નીકળી જવુ પડશે, અને તમારે તમારી તેમજ હિન્દુસ્તાનની મુક્તિ શોધવા એવા પ્રકારનું રાજકીય કામકજ કરવું પડશે કે જેને બંધારણ પૂર્વકનું કામ ગણી શકાય નહિ. કારણ કે ખરેખર બંધારણના અનુયાયી થવા માટે તો લોકોના આગ્રહથી અને લોકોની અભિલાષાથી કરવા ધારેલા સુધારાને બંધારણ પૂર્વકનો ત્યારેજ ગણી શકાય કે જ્યારે એ સુધારાને માન્ય થયેલી સત્તા દ્વારા કાયદાના રૂપમાં મંજુર કરાવી શકાય. સરકાર સાથેના કોઈપણ સંબંધ રાખ્યા વગરની તમે ગમે તે ચીજ તમારી મેળે કર્યે જાઓ તેને-Constitutionલ-શબ્દ લગાડી શકાય નહિ. શ્રી ગોખલેના સમયમાં એ ખ્યાલ પણ હવામાં પ્રચલિત હતો. તેથીજ એ ખ્યાલને નાબુદ કરવા વાસ્તેજ મોટા પ્રવાસ ખેડવાની તેમને જરૂર પડી હતી. એમની દૃઢ માન્યતા હતી કે રાજ્યબંધારણમાં આપણે જે સુધારા કરવા ધારતા હતા, અને આપણી રાજદ્વારી પ્રતિષ્ઠામાં જે પ્રગતિ આપણે ઈચ્છતા હતા તેની પ્રાપ્તિ કાયદાસરનાં પગલાં દ્વારા દેશની બંધારણવાળી સત્તા મારફત જ થવી જોઈએ. સરકારને કોરે મુકી, સમાન્તર તંત્ર ગોઠવી તેની દ્વારા

હિન્દનું અન્તીમ ધ્યેય પ્રાપ્ત કરવાની રીતને તેમણે ધૂતકારી કાઢી હતી. તે રીત જોખમ ભરેલી અને ફાટફૂટ લાવનારી નીવડશે એમ તે કહેતા હતા. ફરીથી નમ્રતા પૂર્વક અને વિનય સાથે હું આજે કહેવા તત્પર છું કે-શ્રી ગોખલેના આ સિદ્ધાંતમાં મને જે વિશ્વાસ બેઠો છે તે ડગમગાવે એવું હજુ સુધી કંઈ બન્યું નથી. હું એમ માનુ છું કે જે લોકો દેશના યુવાનીઆને ગળે ઉતારે છે કે (ભલે, કોઇ ઉસ્કેરાટને પરિણામે તેમ તે કરતા હોય) આ સરકાર કોઇ પણ પ્રકારના સંબંધ રાખવાની પાત્રતા ધરાવતી નથી, કાયદા અને બંધારણની ઝીણવટ-પૂર્વક જે માર્ગને ફરી જોવાની જરૂર નથી-એવા કોઈ પણ ઉપાયે આ સરકારને તોડી પાડવાનું આપણું કામ હોવું જોઇએ, આવે માર્ગે જવાની સલાહ જે લોક આપે છે તે બધા આપણને આપણા સુસ્થિર સ્થાનેથી, સલામત સ્થાનેથી, તદ્દન છેટે લઇ જતા હોય એમ મને લાગે છે અને તે એવા ક્ષેત્રમાં આપણને લઈ જતા જણાય છે કે જ્યાંથી આપણને આપણા ઉપરના આકાશમાં દારૂણ દુઃખ અને વિનાશ સિવાય બીજું કંઇ દેખાશે નહિ.

બેનો, અને ભાઇઓ, શ્રી ગોખલેએ એમના સમયનાં પોતા વાસ્તે જે હદ બાંધી રાખી હતી તે અમારે દરેક બાબતમાં ઓળંગવી જ નહિં એમ તો હું નહિં જ કહું. એ તબક્કો કેટલાક ચોખ્ખા મુદ્દા પરત્વે અમે ક્યારના વટાવી ગયા છીએ એમ તો મેં તમને દર્શાવી દીધું છે. કોઇ ચોખ્ખી ઉપસ્થિત થયેલી બાબત અને સિદ્ધાંતને લગતી મૂળભૂત વૃત્તિ એ બે વચ્ચે રહેતી એકાદ જાણવા જેવી બાબત વિષે હું હમણાં જ ઉલ્લેખ કરી નાંખીશ. હિન્દી સરકારની કાઉન્સીલમાંના વિરોધ પક્ષના કાયમના નેતા તરીકે શ્રી ગોખલેને તેમના ટીકાકારો ઓળખાવતા ત્યારે એમની ઓળખાણ ખોટી અપાતી હતી એમ મારે કહેવુ જોઇએ. તેમ માનનારાને એઓ કહેતા કે પશ્ચિમ દેશમાં રાજદ્વારી તમામ દ્વિપક્ષી નીતિ ઉપર ચાલે છે. ત્યાં વિરોધ પક્ષ કોને કહેવાય છે

તે હુ જાણુ છુ હિન્દુસ્તાનમા આપણુ રાજકારણ એ સ્થિતિ પર આવી પહોચ્યુ નથી. સરકારી રાજનીતિનો વિરોધ કરનાર પક્ષના આગેવાન તરીકે હુ મારી જાતને માનતો નથી. સરકારની સામે થવાનો એમનો ઈરાદો ન હોવાનુ તે કહેતા તે સરકારની નીતિની કડક રીતે ટીકા કરતા, જરા પણ સ કોચ રાખ્યા વગર બીક રાખ્યા વગર સરકારને તે સલાહ આપતા, પણ પોતાની જાતને સરકારના વિરોધ પક્ષના સભ્ય તરીકે તે કદિ રજુ કરતા નહિ. કારણ કે રાજદ્વારી બાબતમા સુવ્યવસ્થિત બનેલા આ દેશોમા સરકારનો વિરોધ એવુ રૂપ પકડે છે કે વિરોધ પક્ષે કેવળ રાજનીતિને ખાતર સરકાર સામે જ થતા રહેવુ જોઇએ અને સરકારને પ્રજાના અણગમાને પાત્ર બનાવતા રહેવુ એવા પ્રકારના એમના ઈરાદા હતા જ નહિ એમ તે સાફ કહેતા અને તે હમેશા કહેતા કે જો મારી પોતાની સત્તાની વાત હોત તો હુ સરકારને હરાવવાનું કે હફાવવાનુ ઈચ્છત નહિ, સવારથી સાજ સુધી આવુ જ સુત્ર પોકારનાર વિરોધ પક્ષના સભ્યનો તમે જરા ખ્યાલ કરશો! ગોખલે એમ માનતા હતા કે સરકારની નૈતિક પ્રતિષ્ઠા અને નૈતિક સત્તાની એટલી બધી જરૂર હતી કે એ બે તત્ત્વો નબળાં બનાવે એવુ એક પણ કૃત્ય તેઓ કરવા તૈયાર નહિ થાય. આજની પરિસ્થિતિમા અત્યારે એવુ કહેનારો કોઈ ભાગ ખ્યાલમાં આવી શકતો નથી કારણ કે હાલના રાજ્ય બંધારણની પરિસ્થિતિને અંગે, આપણા પ્રજાકીય સભ્યોને સરકારને હરાવવાની તક દરરોજ મળતી રહે છે હુ પોતે કાઉન્સિલ હોલની ગેલેરીમાં પ્રેક્ષક તરીકે બેઠો હતો અને જોતો હતો કે સરકારી સભ્યો જ્યારે કાઉન્સિલ હોલમાં પ્રવેશ કરતા ત્યારે તે કેવા ધ્રુજતા પગે ત્યાં દાખલ થતા હતા, અને તે હોલ છોડવાનો તેમને પ્રસગ આવતો તે પહેલા તો ૭ સાતવાર તો તેઓ હાર ખાતા જ હતા એવી હાર ખાધા છતાં જ્યાં સુધી તેઓ પોતાના હોદ્દા ઉપર ચાલુ રહેતા ત્યાં સુધી આવી હારને તેઓ ગણકારતા નહોતા એ તો રોજના દાગા પડી ગયા હતા એવાં દશ્યોથી આપણે હવે

સારી પેઠે પરિચિત બની ગયા છીએ હાલ જે કોઈ સરકારની ટીકા કરે છે તેની પાછળ બહુમતી પણ હોય છે. તમારામાંના કોઈ એમ દલીલ કરશે કે તે જુના સમયમાં સરકારને હરાવી શકાય એવી લોક પાસે સત્તાજ નહોતી. કારણકે અમલદારશાહીની નક્કી થયેલી બહુમતી હમેશાં રહેતી જ તેથી લોકો સરકારને-સરકારના પગલાંને-ઉથલાવી શકતા નહોતા. તે એકજ બાબત બતાવી આપે છે કે શ્રી ગોખલેના સમય કરતાં આપણે કેટલા બધા આગળ વધી ગયા છીએ. હવે, હું મારા વિષયના કઠણ મુદ્દા ઉપર આવું છું. હિન્દુ-મુસ્લિમનો પ્રશ્ન સરકારની પ્રતિષ્ઠા એવી ચીજ છે કે તેના વાસ્તે આપણે બધાએ કાળજી રાખવી જોઇએ, એવું પોતાના મતનું જાહેર નિવેદન એમણે જે પ્રસંગ ઉપર જાહેર કર્યું હતું તે હિન્દુ-મુસ્લિમ પ્રશ્નની ચર્ચાનો પ્રસંગ હતો. ઇમ્પીરીઅલ ધારાસભામાં હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન વિષે લોકોએ જે કામચલાઉ વ્યવસ્થા કરી હતી તે સ્વીકારી લેવાની સલાહ પોતાના સહયોગી સભાસદોને આપતી વેળા આ પ્રસંગ ઊભો થયો હતો. એ પ્રશ્ન બહુ મુંઝવણ ભરેલો છે, જેમણે જેમણે આ પ્રશ્ન હાથમાં લીધો છે તેમણે તેમણે એ પ્રશ્ન મૂકી દેતા પહેલાં વધારે ગુંચવણ ભરેલો કરી મૂકયો હોય છે આ વાતના અપવાદ કોઇપણ પુરુષ માગી નજરે બની શકતા નથી. શ્રી ગાંધી પણ અપવાદ બની શકયા નથી. મારો ઉદ્દેશ અત્યારે તે જુની વાતનો પોપડો ઉખેડવાનો નથી, પણ તે વખતે શ્રી ગોખલેએ જે દૃષ્ટિકોણ રાખ્યો હતો તેના ઉપર જરા પ્રકાશ નાંખવાનો મારો ઉદ્દેશ છે. આ વિષય ચારે બાજુએથી મુશીબતોથી ઘેરાયેલો છે. કોઇ ઝીણામાં ઝીણું સૂચન કરે તો તેને મોટું રૂપ આપી સુસ્થિર પરિસ્થિતિ ઉપરનો મોટો હલ્લો વગેરે ગણી કાઢવામાં આવે છે. હિન્દુ અને મુસ્લિમ પ્રતિનિધિઓનું પ્રમાણ નિહિત કરવાના કેટલાક નિયમોમાં ફેરફાર કરવા માટે જુની ઇમ્પીરીઅલ કાઉન્સિલમાં રજુ થયેલા ઠરાવની ચર્ચા વખતે શ્રી ગોખલેના સમયમાં આ હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન ઊભો થયો હતો. તે દિવસોમાં સ્વતંત્ર રીતે ચુંટાઇ આવેલા યુરોપી-

અને પ્રતિનિધિઓ કાઉન્સિલમાં નહોતા માત્ર મુસ્લિમ પ્રજા માટેજ સ્વતંત્ર અલગ પ્રતિનિધિત્વવાળા ચુંટણીનાં ક્ષેત્ર રચાયાં હતાં. તેને અંગે કેવા પ્રકારનું પ્રમાણ રાખવું એ બાબત ખૂબ નડતર ઊભી થઇ હતી. એ રીતે દુઃખદાયક ફર્યાદનું કારણ ઊભું થયું હતું. મુસ્લિમોને સ્વતંત્ર અલગ ચુંટણીનાં ક્ષેત્રો આપવામાં આવ્યાં હતાં એટલુંજ નહિ પણ તેમના ઠરેલા વ્યાજબી હિસ્સા ઉપરાંત-વસ્તીના આંકડાના પ્રમાણ ઉપરથી જ નક્કી કરેલું-વધારાનું પ્રતિનિધિત્વ મુસ્લિમોને આપવાનું હતું. શ્રી ગોખલેએ કહ્યું હતું કે તે બેમાંથી એકપણ રીત સ્વીકારવા તેઓ તૈયાર નહોતા; પણ મુસ્લિમો માટે અલગ ચુંટણીનાં મતદાર મંડળ હોવાનો તે સ્વીકાર કરતા હતા. અને જે દીર્ઘદષ્ટિનાં આપણે આજ પણ વખાણ કરવાં જોઇએ તે દીર્ઘદષ્ટિથી તેમણે કહ્યું હતું કે બીજી લઘુમતી કોમ માટે પણ અલગ મતદાર મંડળની રચના આપણે ચલાવી લેવી જોઇએ; પણ હાલ જેમ મતદાર મંડળના આખા ક્ષેત્રને તે રોકી બેઠા છે તેમ થવા દેવું ન જોઇએ. આ લઘુમતીવાળા પક્ષો સામાન્ય મતદાર મંડળોની ચુંટણીદ્વારા કાઉન્સિલમાં આવે અને જે કંઇ ઉણપ રહેવા પામી હોય તે ઉણપ અલગ મતદાર મંડળની ચુંટણીદ્વારા પુરી કરી શકાય. યાદ રાખજો કે તેણે નક્કી કર્યું હતું કે રોજના વ્યવહારના કામ માટે એકઠા મળવાની, રાજદ્વારી બાબતોની ચર્ચા કરવા એકઠા મળવાની અને રાજદ્વારી પ્રશ્નો ઉપર મત આપવાના કામ માટે એકઠા થવાની આપણી ટેવ નિયમિત બની હતી અને આપણી ચુંટણીની પદ્ધતિની એ મુખ્ય નિશ્ચિતતા હતી. આટલું નક્કી કર્યા પછી તે મંજુર રાખતા કે જે કંઇ ઉણપો રહી ગઇ હોય તેની પૂર્ણતા કરવાના હેતુથી જ અલગ અલગ મતદાર મંડળ રાખવામાં આવ્યાં છે કે જેથી આપણા પ્રજાકીય ધ્યેયને સાંગોપાંગ જાળવી શકાય. પાછળ રહેતા પક્ષના પલ્લાને કૃત્રિમ ભાર આપવાની નીતિનો તે ચોકખો ચોખ્ખો વિરોધ કરતા હતા. તે કહેતા હતા કે એ રીત અન્યાયી છે અને તેનો બચાવ કોઇ પણ મુદ્દાથી કરી શકાય તેમ નથી. મુસ્લિમ

રફથી જે દલીલો તે પદ્ધતિ માટે રજુ થતી, એટલે કે વધારાના
તિનિધિત્વ માટે રજુ થતી–તેનો તે સખત વિરોધ કરતા અને બધી
નીલોને લૂલી ગણી તેનો તે અસ્વીકાર કરતા હતા. એમના એ સમય
ઠી આપણી યાત્રા કેટલી લાંબી થઇ છે તે જુઓ. એમના મૃત્યુ પછી
ાપણા રાજદ્વારી નેતાઓએ પણ પલ્લામાં વધારાનો ભાર આપવાનું
ીકાર્યું છે. એ વાત નક્કી થઇ ગઇ હોવાથી, જ્યારે મોન્ટેગ્યુ
મ્સફર્ડ સુધારાની યોજના વાસ્તે નવી મતગણતરીની પદ્ધતિ અને
વાં મતદાર મંડળ સ્વીકારવામાં આવ્યાં ત્યારે આ દ્વિમુખી વિશિષ્ટતા
ઉભી જ રહી. એક તો અલગ મતદારમંડળો, અને બીજું વધારાનું
તિનિધિત્વ. એટલું જ નહિં, આપણે આ સગવડ અને લાભ બીજી
ઘુમતી કોમને પણ આપ્યો જ. હવે, બીજી કેટલીક લઘુમતી ધરાવ-
ર મંડળ માટે ખાસ હક્કની માગણી કરવામાં આવી છે. અને તેનો
ીકાર પણ થયો છે. શ્રી ગોખલેના સમયમાં જે સિદ્ધાંતનો સ્વીકાર
ારાસભાની કાઉન્સિલ માટે અને એક બે શેહેર સુધરાઈ માટે કરવામા
ાવ્યો હતો, તે સિદ્ધાંત હવે તો બધી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ
સ્તે પણ સ્વીકારવામાં આવ્યો છે. આપણી યુનિવર્સિટીઓના
ધારણના કાયદાઓમાં પણ આ ઝેરને પ્રવર્તવા દેવામાં આવ્યું છે,
ાગાઓની વ્યવસ્થા કરનારાં મંડળમાં પણ આ ઝેર પ્રવર્તવા દેવામાં
ાવ્યું છે, અને અફસોસની વાત છે કે આ ણી જાહેર સાર્વજનિક
કર્તાની સંસ્થાઓના પણ એટલા બધા ટુકડા કરી નાંખવામાં આવ્યા
કે એ નોકરીનું તંત્ર પ્રમાણિક, કાર્યસાધકતાવાળું અને સુનિયંત્રિત
ી શકે એવી શકયતા જ રહેવા પામી નથી. ભાઇઓ અને બેનો,
હવે તમારી પાસે એક પાઠ પેશ કરવા ઇચ્છું છું. થોડા દિવસ
હેલાં હું રાજદ્વારી ક્ષેત્રના લેખકનું એક પુસ્તક વાંચતો હતો. તેમણે
ક ભય તરફ અંગુલિ બતાવી હતી. "સમાધાનવૃત્તિ"ના વિષય
પર તે ઉહાપોહ કરી રહ્યા હતા. આ રાજક્ષેત્રને ખેડનારો લેખક
ક મોટી શીખામણ તરફ વાચકનું ધ્યાન ખેંચે છે. તે કહે છે કે

જો તમે સમાધાન ઉપર આવો અને તમારા દાવાનો થોડો ભાગ જતો કરો તો તે તમે કરેલી વ્યવસ્થાનું એક અંગ બની જાય છે. તે સામા પક્ષને અનુકૂળ હોય છે. તમે તેને ચલાવી લીધું હોય છે. તેનું પરિણામ એ આવશે કે સામાન્ય દુનિયાની દૃષ્ટિએ તમારા દાવાનો તમે જતો કરેલો ભાગ તેના અંશમાં જ સાચો ગણાશે. જે વાતનો તમે ઇષ્ટાપત્તિ તરીકે સ્વીકાર કરો છો, વ્યવહારના કાર્ય માટેની યોજના તરીકે જેને ઇષ્ટાપત્તિ તરીકે તમે સ્વીકારો છો, તેનો આગળ જતાં વ્યાજબી તરીકે બચાવ કરવામાં આવશે. જેને તમે પોતે તમારી અનુમતિ આપી ચૂકયા હો છો. અને તમારાં પોતાનાં વચનો, પ્રમાણ તરીકે તેના ટેકામાં વખતો વખત ટાંકવામાં આવશે. મને એમ લાગે છે કે હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન સંબંધી શ્રી ગોખલેની વિચારશ્રેણિ વિષે જે બનવા પામ્યું છે તે ઉપના સિદ્ધાંતનું પ્રશંસતીય દૃષ્ટાંત આપી રહ્યું છે. કોઇ મહત્ત્વના પ્રસંગે કોઇ હાલના દેશનેતાએ કે અન્ય કોઈ વ્યક્તિએ શ્રી ગોખલેને વિશેષમાં વિશેષ ઉદાત્ત વિચારના રાજપુરૂષ તરીકે ઓળખાવ્યા ન હોય એવો પ્રસંગ મેં ભાગ્યે જ જોયો છે. શ્રી ગોખલે, એમના મત પ્રમાણે, હિન્દુ અને મુસ્લિમ વચ્ચે કોઇ પણ પ્રકારનો ભેદ સ્વીકારતા નહિ. શ્રી ગોખલેએ મુસ્લિમોને જે જે છૂટ અને સગવડો મળેલી છે તે બધાની ભલામણ કરેલી જ હતી, બીજા શબ્દોમાં કહીએ તો એમના સબંધમાં આ સમાધાનવૃત્તિનો કાયદો એમને બરાબર લાગુ પડ્યો. જે વસ્તુ તેમને ઇષ્ટાપત્તિ તરીકે સ્વીકારવી પડી હતી-ચલાવી લેવી પડી હતી-તે જ વાત વ્યાજબી ઠરેલી સમજવામાં આવી. તેનો વિસ્તાર ચોતરફ થવા લાગ્યો. તે એટલી હદ સુધી પહોંચ્યો કે આપણી ચૂંટણીની પદ્ધતિ તદ્દન બેડોળ બની જવા પામી અને હું ભારપૂર્વક માનું છું કે જો હું એમ કહું કે લઘુમતિવાળાં મંડળ, બહુમતિવાળા મંડળને ઓહીઆં કરી ગયાં છે તો તેમાં જરા-પણ અતિશયોક્તિ નથી. જો કોઈ લઘુમતિના પક્ષના ટેકામાં શ્રી ગોખલેનું નામ આગળ કરે તો શ્રી ગોખલેનો વ્યાજબી બચાવ કર-

ગાની મારી ફરજ હું સમજું છું. ઇંગ્લાંડમાં રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સની બેઠક વખતે જ્યારે લઘુમતિના પ્રતિનિધિઓ તેમના દાવા રજુ કરતી વખતે શ્રી ગોખલેનું અને શ્રી મોર્લેનું નામ વારંવાર આગળ ધરતા ત્યારે મેં શ્રી ગોખલેનો બચાવ કર્યો હતો. મેં તે વખતે બતાવ્યું કે લોર્ડ મોર્લેનો એમાં જરા પણ વાંક નહોતો—તે બીલકુલ ગુન્હેગાર નહોતા; જ્યાં સુધી તેમનાથી બન્યું ત્યાં સુધી અલગ અલગ મતદાર મંડળ ઊભાં કરવાની સામે તેમણે પણ ઝુંબેશ ચલાવી હતી. પણ જ્યારે તેમને જણાયું કે કાંતો તેમણે અલગ અલગ મતદાર મંડળો ઊભાં કરવાં જોઇશે અગર તો સુધારાની આખી યોજના તેમણે પડતી મૂકવી પડશે ત્યારે-તેમણે આ ઇષ્ટાપત્તિને ચલાવી લીધી. કારણ કે એ યોજના ઉપર તેમણે કેટલાંએ વરસો ખરચ્યાં હતાં. તેમનું નામ જ્યાં ત્યાં આગળ ધરવામાં આવે છે. રાજદ્વારી ક્ષેત્રમાં સમાધાનવૃત્તિ એ અગત્ની વાત ગણાય છે પણ તે વૃત્તિ રાખનારે ઘણીજ સંભાળ રાખવી ઘટે છે કે કોઈપણ અનિષ્ટ સિદ્ધાન્તને ઈષ્ટ સિદ્ધાન્તનો વેશ પહેરાવી દેવાની અને તેને એક ક્ષેત્રમાંજ મર્યાદિત રાખવાને બદલે બધાં ક્ષેત્રમાં લાગુ પાડવાની ભૂલ આપણે કરી ન બેસીએ. આપણે હાથપર લીધેલા પ્રશ્ન સંબંધી એમજ બન્યું છે. શ્રી ગોખલેની પરિસ્થિતિ તમારી પાસે રજુ કરવામાં હું જરા કદાચ હદથી વધારે બોલ્યો હોઉં તો, મને આશા છે કે હું યોગ્ય સંયમ રાખીને બોલ્યો છું.

હવે, ભાઇઓ અને બેનો, શ્રી ગોખલેના સમયમાં જે પરિસ્થિતિ હતી તેના કરતાં કેટલીક બાબતમાં આપણે આગળ વધ્યા છીએ એ વાતની મેં તમને સમજુતી આપી છે. મેં એમ સમજાવવા પણ પ્રયત્ન કર્યો છે કે આપણામાંના કેટલાકની હજુ પણ ઉદાર માન્યતા છે કે બ્રિટિશ સામ્રાજ્યની અંદર રહીને મેં સમજાવેલા સંકુચિત તેમજ વિશાળ અર્થવાળી સહકારી પદ્ધતિને સ્થિરતાથી અનુસરીને અને બંધારણવાળી ચળવળ દ્વારા હિન્દુસ્તાન પોતાની મુક્તિ મેળવે. મેં

એક બે શબ્દ સાવચેત રહેવા માટેના કહી નાંખવાનો હીમત કરી છે જેને આપણે જરૂરની આપત્તિ સમજીને સ્વીકારી લઈએ છીએ તે ઘણીવાર આપણી વિરૂદ્ધ જઈ બેસે છે, અને ધીરેધીરે તેજ વસ્તુ ભયંનું મોટું કારણ બની જાય છે. ગોખલેના જીવનમાંથી–એ મોટી ચેતવણી કહો કે મોટો બોધ આપણે લેવો છે. કારણ કે તેમણે 'કોઈપણ ભુલ તો કરીજ નહોતી. સમાધાનવૃત્તિ એ ખરેખર 'અતિશય સુશીલતનું સ્વરૂપ હોય છે. તે વૃત્તિ ભય અને જોખમનું કારણ પણ થઈ પડે. હું ધારૂં છું કે આ દેશમાં જે જુના ઉદાત્ત મતના પ્રતિનિધિ તરીકે શ્રી ગોખલે અને શ્રી મહેતા અને બીજા મહાશયો ગણાતા હતા, જે ઉદાત્ત મતની સાથે રાનડે અને દાદાભાઈનાં નામ જોવાયાં છે–તેજ ઉદાત્ત મત આજે પણ એના સત્વના સ્વરૂપમાં અને મૂળભૂત સિદ્ધાંતના સ્વરૂપમાં પ્રવર્તે છે; જો કે તેની બીજી બાજુના મતને સમજવાને બધા પ્રયત્નો ચાલી રહ્યા છે. આવી ઊંડી બાબતમાં અમારે અમારી અભિમુખતા બદલવી જોઇએ, અથવા અમારા ઉદ્દેશ કે અમારી કાર્યપદ્ધતિ બદલવાં જોઇએ એવી મને હજુ પ્રતીતિ થઇ નથી. એટલે કે શ્રી ગોખલે તો જીવંત વ્યક્તિત્વ છે. 'તેમની લાક્ષણિકતાને દરેક દિશાએથી અવલોકવાની અને અભ્યાસ કરવાની જરૂર છે. ભલે, તેમની તે વખતની ખાસ માગણીઓમાંથી અને તેમની તે વખતની દલીલો- માંથી આજે નક્કરપણું જતું રહેલું દેખાય.

## વિષય નવમો

### તાલીમ અને નેતાગીરી

[ ઈ. સ. ૧૯૩૫ ના માર્ચ માસની ૩ જી તારીખે નાગપુરમાં ગોખલે મેમોરીઅલ પુસ્તકાલય ખુલ્લું મૂકવાની ક્રિયા વખતે અપાયેલું ભાષણ ]

નામદાર ગવર્નર સાહેબ, શ્રી દ્રવિડ, બેનો અને ભાઈઓ,

આજના અગત્યના કામમાં મદદભૂત થવામાં મને ખૂબ આનંદ થાય છે. શ્રી દ્રવિડે બતાવ્યું છે તેમ હું નાગપુરમાં કે આ પ્રાંતમાં અજાણી વ્યક્તિ નથી. તમારી મેમાનગતિનો અને તમારા માયાળુપણાની વૃત્તિનો મેં ઘણીવાર લાભ લીધો છે અને તેથી આજના અગત્યના કામ વાસ્તે તમારા બધાના સમાગમમાં આવવામાં મને ફરી જાગ્રત થયેલો આનંદ ઉપજે છે.

આ પુસ્તકાલય ખુલ્લું છે અને જે હું ઔપચારિક રીતે ખુલ્લું મુકાયેલું જાહેર કરવાનો છું તે પુસ્તકાલય સાથે મારા ગુરૂશ્રી ગોખલેનું નામ જોડાયેલું છે. આ સ્મારકે જે સ્વરૂપ ધારણ કર્યું છે તેથી મને ઉત્પન્ન થતો સંતોષ મારે અહિં જાહેર કરવો જોઇએ. જે જગ્યાએ પુરૂષો અને સ્ત્રીઓ જ્ઞાન મેળવે અને બીજાના ભલા ખાતર તે જ્ઞાનનો પ્રચાર કરે તે સ્થાન શ્રી ગોખલેના ચારિત્ર અને જીવનકાર્યની યાદગીરી તરીકે વધારેમાં વધારે યોગ્ય ન ગણાય તો બીજું કયું ગણાય?

વાત કરી રહ્યો નથી; પણ પાગલ થઈ ગયેલા માણસો સિવાયનો એવો કોઈ માણસ મળશે કે જે કુદરતના કાયદાની શોધ ફરીથી પોતાની જાતે કરવા તત્પર બને? એવો કોઈ ડાહ્યો માણસ મળશે કે જે ભૂતકાળમાં થયેલી શોધખોળના તત્ત્વો ઉપર ન રચાયેલ હોય એવો અભ્યાસક્રમ વિદ્યાર્થીઓ માટે આજે યોજવા તત્પર થશે? અમુક રીતે તૈયાર થયો ન હોય તેવો કોઈ માણસ પોતાની જાતને હિન્દુસ્તાનનો સેવક કહેવડાવે તો મારા ગુરુજી ગોખલે તે વાત બીલકુલ ચલાવી લેતા નહોતા. હિન્દના સેવક થવાનું માન લેવા ઇચ્છતો માણસ સૌથી પહેલાં તો હિન્દની યુનિવર્સિટીનો નામીચો પદવીધર હોવો જોઈએ, તે પછી તેણે પાંચ વરસની તાલીમ મેળવી અનુભવનો સંચય કરવો જોઈએ, આ પાંચ વરસની તાલીમ દરમ્યાન—હિન્દસેવક સમાજમાં દાખલ થતાં પહેલાં—તેણે આખા હિન્દુસ્તાનનો પ્રવાસ કરવો પડતો એટલું જ નહિ, પરંતુ બહુ કડક, કઠણ અને વિસ્તૃત અભ્યાસાત્મક પરિશીલન સમાજના મુખ્ય મથક પૂનામાં આવેલાં મોટાં, સમૃદ્ધ અને સુવ્યવસ્થિત પુસ્તકાલયનો આશરો લઈ કરવું પડતું. એમના પોતા માટે કહીએ તો જે લોકો તેમને ઓળખે છે તેઓ ગોખલેની ધગશ ભરેલી દેશ ભક્તિ માટે જ તેમને સંભારતા હશે એમ નથી. દેશ વાસ્તેના પ્રેમને પરિણામે જે કંઈ ત્યાગ તેમને કરવો પડતો, જે કંઈ યાતના તેમને સહન કરવી પડતી તે બધાને એ દેશપ્રેમને કારણે નિર્મળ આનંદ માનતા હતા. ફક્ત એટલા માટે જ નહિ, પણ તેઓ જે કોઈ પ્રશ્નને હાથમાં લેતા તેના વિશે પૂરેપૂરી તપાસ કરવાની તેમને ટેવ હતી—એ રીતે પણ એ લોકો શ્રી ગોખલેને સંભારતા હશે. તે અમને કહેતા કે જો તમે ધારાસભામાં દાખલ થાઓ, હિન્દુસ્તાનના કારભારને સુવ્યવસ્થિત સ્વરૂપ આપવાનું કામ કરનારા વચ્ચે જો તમે તમારું સ્થાન લેવા માગતા હો—જે લોકો ઉચ્ચી રાજનીતિના ઉચ્ચ પ્રશ્નો ઉપર વિચારણા ચલાવી શકે, જે લોકો સાર્વજનિક હિતના કામોના મૂળભૂત પ્રશ્ન હાથ પર લઈ શકે—તેવાની વચ્ચે તમારું સ્થાન તમે લેવા

માગતા હો, જો ઉચ્ચ પ્રતિના હિન્દસેવક બનવા તમે ઈચ્છતા હો, અને મહાન કાર્યોને યોગ્ય સ્વરૂપ આપવાના કામમાં તમે મદદભૂત થવા માગતા હો, તો તમારે એવા માણસની સામે કામ કરવું પડશે કે જે લોકો પોતાની ફરજ બજાવવા નમૂનેદાર અભ્યાસવૃત્તિ અને ઉદ્યોગવૃત્તિથી, જીવનના રોજના અનુભવમાંથી સારવેલા અપ્રતિમ જ્ઞાનથી, અને અગાઉથી કારભારના અનુભવની ચાળણીમાંથી ચળાઈ આવેલ, બધી લખાયેલી અથવા છપાયેલી સામગ્રીના ઊંડા અભ્યાસથી સજ્જ થયેલા હશે.

એક વખત એમની સાથે હું કામ કરતો હતો તે વાત હું આજે સંભારું છું. ઇ. સ. ૧૯૧૨ માં તે વખતની ધારાસભામાં પ્રાથમિક શિક્ષણ ફરજીઆતરૂપે દાખલ કરવાના કાયદાને પસંદ કરેલી સમિતિ તરફ મોકલવામાં આવે એવી દરખાસ્ત તેમણે રજુ કરી હતી. તે વખતે એ કામમાં કેટલાંય માણસો રોકવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત તેમણે પોતે કેટલું બધું કામ કર્યું હતું અને મારી પાસે કેટલું બધું કામ કરાવ્યું હતું ! જેની સિમા નહિ અમારે અઢળક સાહિત્ય વાંચી જવું પડતું હતું. એક દિવસે તેમને એકાદ ઉપયોગી અવતરણ જોઈતું હતું. એમને ઝાખુ ઝાખુ યાદ હતું કે એ અવતરણ કોઇ જાડા પુસ્તકમાંથી મળશે; પણ તે વખતે તે જાડા પુસ્તકનું નામ તેમના ધ્યાન પર આવતું નહોતુ. મારા પર ફરજ આવી કે થોડા કલાકમાં મારે એ અવતરણ એમના માટે શોધી આપવુ. એ ચોપડી મારાથી અજાણી હતી; હું કલાકોના કલાકો સુધી તે અવતરણને ખોળી કાઢવાની મહેનતમાં પડી ગયો. જ્યારે મહામહેનતે તે અવતરણ હુ એમની પાસે લઇ ગયો, ત્યારે એમને પૂરી ખાતરી થઇ નહોતી કે મેં રજુ કરેલુ અવતરણ તેમને જોઈતું હતું તેજ હતું. પણ તેમને જે કંઇ જોઈતું હતું તેને ઘણે અંશે મળતું આવતું એ અવતરણ હતું અને તેમણે કહ્યુ–"મને જે જોઇતું હતું તેના સેંકડે નેવું ટકાની જ ગરજ સારે એવું એ હતું."

કરતાનો નવો પન્થ ઊભો થયો છે. તે લોકો એમ માને છે કે ડાહ્યો અને દેશભક્ત માણસ એ કહેવાય કે જે ચોપડાં–થોથાંને એક બાજુ મૂકી દે છે, જે પાછલા દિવસોમાં બની ગયેલા બનાવોની અને સ્વૈચ્છાની અવગણના કરી શકે છે, અને જે કુદરતના પ્રકાશ ઉપર જ વિશ્વાસ રાખી બેસે છે. હવે, હું એમ કહું છું કે કુદરતનો પ્રકાશ જ્યારે દુનિયા જન્મી, ત્યારે કદાચ બહુ સાચો હશે અને ઘણો લાભકારક પણ હશે. જરૂર, એમજ હતું. તે કાળમાં એવા માણસ હતા કે જે કદાચ બળવાન, ઓછાબોલા, અને સામ્રાજ્યો પ્રાપ્ત કરનારા હતા; તે સાદા-ભલા ભોળા લોકો ઉપર રાજ્ય ચલાવતા, કાચા પાકા કાયદાઓ પણ તે ઘડતા હતા, અને એમની પોતાની રીતે ઈશ્વરનો હેતુ પાર પાડતા હતા. પણ હવે જ્યારે દુનિયા સૈકાંઓથી વિકાસ પામતી આવી છે, ત્યારે તમે એ જૂના માણસની રીતે કામ કરી ન શકો. તમારે અમુક અંશે પુસ્તકનું જ્ઞાન મેળવવું જ જોઈએ; તમારે મનુષ્યજાતિના ઇતિહાસનો પૂરેપૂરો અભ્યાસ કરી તે વિષયમાં પારંગત થવું જ જોઈએ; જો તમારે મનુષ્ય જાતિની સરસ રીતે સેવા કરવી હોય તો તમારે એમ કર્યેજ છૂટકો. મારા મિત્ર દ્રવિડ જેવા કેટલાક માણસો હાલ પણ છે. તેમને મારે ભૂલી જવા ન જોઈએ. એ લોકો ઘડિક આગળ જાય છે અને ઘડિક પાછળ જાય છે. તેમણે–શ્રી દ્રવિડે–એમના પ્રારંભના ટૂંકા ભાષણમાં તમને શું કહ્યું? તેમણે કહ્યું કે કેટલાંક વરસ પહેલાં તે એક નાના ગામમાંથી મોટા સ્થળ પર ગયા અને તેનું દૃષ્ટાંત એટલું મજાનું હતું કે તેનું અનુકરણ ઘણા મોટા અને નામીચા માણસોએ કર્યું હતું. તેમણે તેટલા માટે નાનાં શહેરો અને ગામડાંની વસ્તી ઘટાડીને તે વસ્તીને મોટાં શહેરો તરફ વાળવાની હીલચાલ શરૂ કરી. છેવટે પોતાના ભાષણના છેલ્લા ભાગમાં અજાણપણે તેમણે પોતાની જાત પર દોષનું આરોપણ કર્યું. (હસાહસ) હવે, તે ભાઈ કહે છે કે તે પાછા ગામડામાં ગયા છે. મને ખાતરી છે કે એમની સાથે અહિં જે લોકો ગામડાંમાંથી આવ્યા હતા તેમાનું કોઈ પણ તેની પાછળ

પાછળ ગામડે જશે નહિ. (હસાહસ) માણસ જાત આ રીતે પ્રગતિ સાધે છે. એક કજો આપણે એક વાત પર વિશ્વાસ રાખીએ છીએ અને તે વાતને અનુસરી આપણે ખૂબ કામ કરીએ છીએ. જ્યારે એ વિચાર કે ખ્યાલમાંથી આપણને કંઈક લાભ થવા લાગે, ત્યારે આપણુ મન બીજી પ્રવૃત્તિના ક્ષેત્ર તરફ વળવા લાગે છે, અને પછી આપણે તે નવા ખ્યાલને અમલમા મુકવા પ્રયત્ન કરીએ છીએ. પરાપૂર્વથી એમજ થતું આવ્યુ છે. આ જ્ઞાનની દુનિય સબધી પણ આપણે એવુજ જોઈ શક્યા છીએ નિશાળો ઉઘાડતા ઉઘાડતા, અને કેળવણીની પ્રગતિ સાધતાં સધતાં આપણને આપણી સમાજના બીજા ભાગમાં કેટલીકવાર-એના એ ભાગવાળાના મનમા ઉલટોજ વિચાર ખડો થાય છે. કારણકે માણસનુ મન બહુ વિચિત્ર છે. પરસ્પર વિરોધી ખ્યાલ એ મનમા જાગી શકે છે સ્થિરતાથી રહી શકે છે. તેથી આપણને એવો ખ્યાલ જાગે છે કે આ બેકારીના જગતમા ભણતરનો-જ્ઞાનનો કંઇ ઉપયોગ નથી-પુસ્તકમાંથી પ્રાપ્ત થતા જ્ઞાનનો કઈ ઉપયોગ નથી. પછી આપણે પૂછી શકીએ કે આ દુનિયાનું વધારેમાં વધારે કલ્યાણ સાધી આપનારા માણસો કોણ છે ? તરતજ આપણે ઇતિહાસના ક્ષેત્ર ઉપર પાછળ નજર ફેંકીએ છીએ તો કેટનાક ઇતિહાસવેત્તા કહે છે કે દાખલા તરીકે રણજિતસિંહ જેવા માણસો થઈ ગયા કે જેમને કાગળ ઉપર સહી કરતાં પણ નહોતુ આવડતું, છતાં તે મહારાજ્યના સર્જક બની શક્યા હતા તરતજ ગણુનાના તર્કવાદનો વિજય થયો હોય તેમ આપણે એકદમ માની લઈએ છીએ કે જ્ઞાનની હમેશા જરૂર હોતી નથી એવુ એ ઉપરથી સિદ્ધ થતુ નથી ?—તરતજ બીજો શાણો પુરુષ આગળ આવે છે અને કહે છે કે જુઓ ભાઇ, છેવટે તમને આ દુનિયામા શાની જરૂર છે ? તમને કાર્ય બજાવી શકે એવા સારા માણસોની જરૂર છે, કે જે લોકો દૈવના હાથમાં ઉપયોગી અને સારા હથીઆર પોતે બની રહે તેમ વર્તે છે આવા કામ માટે કઇ વિદ્વાન માણસોની તમને જરૂર ન જ હોય વીસ વરસ પહેલાંની આપણી

રામાયણનો અભ્યાસ કરો, મહાભારત વાંચો, કે જૂનાં પુરાણો અવલોકો, જ્યારે જ્યારે મુશ્કેલીથી નીકાલ થઇ શકે એવી આફતો આવતી, જ્યારે જ્યારે ભયંકર દુ'કાળ આવતો, જ્યારે જ્યારે પરદેશી રાજાનો હલ્લો આપણા દેશ પર ચડી આવતો, જ્યારે જ્યારે આવી કોઈ આફત આવી પડતી ત્યારે ત્યારે આપણા મહાન પુરૂષો શું કરતા? તેઓ પરિષદ બોલાવતા, એટલે કે વિદ્વાનોની સભા એકત્ર કરવામાં આવતી તમારા વશિષ્ટ, તમારા વાલ્મિકી, અને તમારા વામદેવ–જેવાઓને એકત્ર કરવા પડતા. રાજા પોતાની મુશ્કેલીનું નિવેદન એ પરિષદ પાસે રજુ કરતા અને તે પરિષદના સભ્યો–આવા ભૂતકાળના પ્રસંગમાં તેમના પૂર્વજોએ જે કર્યું હોય તે બધું–એમના જ્ઞાનના ભંડારમાંથી કરી સંભળાવતા હતા; અને ભૂતકાળના ડહાપણથી ખરેખર સજ્જ થયેલા આ લોકો કામે લાગી જતા અને તે વખતના પ્રસ્તુત પ્રશ્નનો નીવેડો લાવતા હતા. જો કોઈ માણસ કહે કે મારે પુસ્તકો વાંચવાં નથી; મારે તો માણસોનો જ અભ્યાસ કરવો છે તો તમારે ખાતરી રાખવી કે તેમ કહેનારો બરાબર સમજે છે. ભલે, જો કે તેને પોતાને પુસ્તકનો અભ્યાસ કરવો નથી તોપણ તેને એવા માણસની સલાહ લેવી છે અને એવા માણસની મદદ લેવાની છે કે જેઓ જ્ઞાનથી સમૃદ્ધ થયા હોય. એમ પણ હોય કે જે લોકો તેના માટે સોના જેવા જ્ઞાનનો બોજો ઉચકી રહ્યા હોય તેમને એ, બોજો ઉપાડનાર ગધેડા તરીકે કદાચ માનતા હોય. પણ તેને એવા માણસોનો ઉપયોગ કરવો પડે છે કે જેની પાસે જ્ઞાનની સમૃદ્ધિ હોય છે. કદાચ એ જ્ઞાન એ પંડિતોને સીધી રીતે ઉપયોગી નહોય તો પણ એ પંડિતોનો ઉપયોગ કરનારે તો તેમની પાસેથી એ મેળવવું જ રહ્યું. તેથી હું એમ કહું છું કે જે માણસ આ રીતે જ્ઞાનની અવગણના કરે છે તેને જ્ઞાનની પૂરેપૂરી અવગણના કરવી પોસાતી નથી. તે કદાચ એમ કહે કે આ જ્ઞાનની ખાણમાં જેમણે ઊંડા ખાડા કર્યા હોય છે તેવા માણસોનો હું ઉપયોગ કરી શકું છું અને એ રીતે મારી જાતનું હિત સાધી શકું છું. પણ એ

એવો સંજોગ છે કે જે પરિસ્થિતિમાં માત્ર લુખું જ્ઞાન પોતાના માટે તિરસ્કાર નોતરી લે છે. અને હું ધારૂં છું કે જો હું ચેતવણીના-શિખામણના બે શબ્દો યુવાનોને ઉદ્દેશીને બોલીશ તો હવે પછીની થોડી મિનિટનો મેં ઠીક ઉપયોગ કર્યો ગણાશે.

તમે યુવાનો આપણી શાળાઓમાં અને કોલેજોમાં જ્ઞાન મેળવી રહ્યા છો, તે સૌ એમ ન ધારતા કે માત્ર તમારા મગજનો વિસ્તાર કરવા સારૂં જ જ્ઞાન મેળવવામાં આવે છે, અથવા એમ ન ધારતા કે પરીક્ષા વખતે પૂછાવાના પ્રશ્નોના ઉત્તર આપવાની શક્તિ માટે અને સારૂં પરિણામ મેળવવા માટે તમે જ્ઞાન એકઠું કરી રહ્યા છો. જે માણસ કેવળ જ્ઞાનનો સંચય જ કરતો હોય તે ખરેખર તિરસ્કારનું પાત્ર બને છે. જ્ઞાન તો તમારા સ્વભાવમાં અને તમારા જીવનમાં વણી દેવાનું હોય છે. તેનાથી તો તમારે વધારે ડહાપણવાળા થવાનું હોય છે, તમારે વધારે સરકારી બનવાનું હોય છે, અને વધેલા જ્ઞાન વડે સમાજની સેવા કરવાને તમારે વધારે તત્પર બનવાનું હોય છે. કેવળ પંડિતો, વિદ્વજ્જનો તો ઘણા છે જ. પંડિતાઇ ભરેલા ધન્ધા માટે પણ વિદ્વાન થવું અથવા કેવળ વિદ્વાન બનવું એમાં કંઇ જીવનનો વિજય સમાયેલો નથી. દાખલા તરીકે વકીલ મંડળમાં આપણે એવા કેટલા બધા માણસો જોઈ શકશું કે જેમને શુષ્કજ્ઞાન સમૃદ્ધિ માટે પહેલું-અવ્વલ-સ્થાન આપી શકીએ પણ જેમને ગુજરાનનું સાધન મેળવવું મુશ્કેલ થઇ પડતું હોય? કોલેજના પ્રોફેસરની ખુરશી શણગારતા કેટલા બધા માણસો હશે કે જે તેમના સમયમાં ઊંડા અને નક્કર જ્ઞાનના ભંડાર જેવા ગણાતા હોય પણ તેમના જિજ્ઞાસુ શિષ્ય મંડળને તેમનો એક શબ્દ પણ તે ગળે ઉતારી શકતા ન હોય? (હસાહસ) એવા પણ માણસો હૈયાતી ધરાવે છે કે જે પારકાને ઉપયોગમાં આવે એવા વિચારથી જ્ઞાનનો ભાર ઉપાડી રહ્યા હોય છે તેટલા માટે, મારા યુવાન બિરાદરો બહુજ ખંતથી જ્ઞાન તો મેળવો પણ તે જ્ઞાનને પચાવવાનું

પણ કરતા રહો કે જેથી એ જ્ઞાન તમારા વ્યક્તિત્વનો એક અંશ બની રહે જો કે તેનો પૂરેપૂરો ઉપયોગ કરવાની તક તમને ન પણ સાંપડે તો પણ જેમને તમારી શક્તિનો ઉપયોગ કરવાની તક આપવામાં આવી હોય તેમને ચરણે જરાપણ આનાકાની કર્યા વગર છૂટથી તમારી જ્ઞાન સમૃદ્ધિ ધરી દો, બીજાની સેવા કરો અને એ રીતે તમારી જાતની સેવા કરો એ રીતે જે ઇશ્વરે તમને શક્તિઓ આપી આ વિકટ અને અષ્ટરંગી દુનિયામાં મોકલ્યા છે, તે ઇશ્વરની તમે ઉત્તમ સેવા કરી શકશો. તમારી શક્તિઓને યોગ્ય પોષણ મળવું ઘટે છે. યોગ્ય વિકાસ મળવો ઘટે છે. એજ શક્તિઓ જ્યારે એ રીતે પોષણ મેળવશે અને વિકાસ મેળવશે ત્યારે તમારી સમાજની સેવા માટે અને તે દ્વારા ઈશ્વરનાં ઉચ્ચતમ ઉદ્દેશ પાર પાડવા માટે તમે તમારી જાતને બહુજ કાર્યસાધક સાધન બનાવ્યા વગર રહેશો નહિ.

નામદાર ગવર્નર સાહેબ, બેનો અને ભાઇઓ, શ્રી ગોખલે મેમોરિઅલ પુસ્તકાલય ઔપચારિક રીતે ખુલ્લું મૂકાયેલું જાહેર કરતાં મને ઘણો આનંદ થાય છે



સર્વન્ટ ઓફ ઈંડીયા સોસાયટીના સભ્યો  ૧૯૦૮

## વિષય દશમો

### હિન્દસેવક સમાજનો સ્મારકરૂપી શિલાલેખ-(૧૯૩૫)

ઇ. સ. ૧૯૩૫ મા હિન્દસેવક સમાજના મકાન પાસેની ટેકરી ઉપર ઉભા કરવા ધારેલા શિલાલેખની યોજના શ્રી શાસ્ત્રીએ કરી હતી આ સ્મારક ઈ. સ ૧૯૦૫ મા જુન માસની ૧૨ મી તારીખે શ્રી ગોખલેએ સોસાઈ-ટીની પ્રતિજ્ઞાઓ લીધી હતી અને પછી સોસાઇટીની સ્થાપના વખતના બીજા ત્રણ સભ્યોને એ પ્રતિજ્ઞાઓ લેવડાવી હતી આ જગ્યાની માલીકી ફર્ગ્યુસન કૉલેજની છે તે સસ્થાના અધિકારી જનોએ ઉદારતાથી પોતેજ શિલાલેખ ઊભો કરવાનુ અને તેને જાળવી રાખવાનુ ઠરાવ્યુ હતુ. એ રીતે ઈ સ ૧૯૩૫ ના એપ્રીલ માસની ૨૦ મી તારીખે ફર્ગ્યુસન કૉલેજનો સુવર્ણ મહોત્સવ ઉજવવાનુ થતુ, ત્યારે આ લેખ ખુલ્લો મૂકવાની વિધિ એ ઉત્સવના કાર્યક્રમનો એક ભાગ બની ગયો તે વખત માટે બનાવેલા મોટા કામચલાઉ તબુમા સુવર્ણ ઉત્સવ ઉજવાયો હતો. ત્યા એ લેખની પ્રતિકૃતિ લોકોના જોવા માટે મૂકવામા આવી હતી. શ્રી શાસ્ત્રીએ તે ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી અને તે વખતે નીચેનુ ભાષણ તેમણે આપ્યુ હતુ

પ્રમુખ મહાશય, બેનો અને ભાઇઓ.

તમે બધા અનુમાન કરી શકશો કે મારે આજની જે ક્રિયા કરવાની છે તે કેવળ પ્રતીક રૂપે છે, શિલાલેખની તખ્તી, પાસેની ટેકરી ઉપર છે અને હુ આશા રાખુ છુ કે તમારામાના જેટલા જઇ શકશો તે બધા આજની આ શુભ ક્રિયા થયા પછી ટેકરી ઉપર તે તખ્તી જોવા જશો. દરમ્યાન તે લેખની તખ્તી કેવી છે તેનો તમને ખ્યાલ

આપવાના ઉદ્દેશથી આ હું તમને બતાવું છું. આ રહ્યો તે લેખ. (આટલું કહેતાં શ્રી શાસ્ત્રીએ ખુશાલીના અવાજ વચ્ચે તે લેખવાળી તખ્તીની પ્રતિકૃતિ ખુલ્લી મૂકી) હું ધારૂં છું કે તમે છેટથી તે વાંચી શકો છો. જો તમારાથી એ અક્ષરો વાંચી શકાતા ન હોય તો તમારા માટે હું વાંચી બતાવું?

Here at sunrise on the
12th June, 1905,
The Hon'ble G. K. GOKHALE, C. I. E.
Life-Member, Deccan Education Society,
took the vows of
The Servants of India Society
and administered them to
Mr N. A. DRAVID,
Mr. A. V. PATVARDHAN and
Mr. G. K. DEVADHAR.

(અહિંઆ ઈ. સ. ૧૯૦૫ ના જુન માસની ૧૨ મી તારીખે સૂર્યોદય સમયે નામદાર જી. કે. ગોખલે સી. આઇ ઇ. ડક્કન એજ્યુકેશન સોસાઈટીના આજીવન સભ્ય-એમણે સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાઇટીની (હિન્દસેવક સમાજની) પ્રતિજ્ઞાઓ લીધી હતી અને નીચેના નામવાળા ગૃહસ્થો પાસે તે પ્રતિજ્ઞા લેવડાવી હતી. શ્રી એન. એ. દ્રવિડ, શ્રી એ. વી. પટવર્ધન, અને શ્રી જી. કે. દેવધર.

પ્રમુખ મહાશય, અને સદ્‌ગૃહસ્થો, મારે માટે આ બહુજ ગંભીર પ્રસંગ છે. પ્રતિજ્ઞા લેનાર આવા ત્રણ જણ પૈકીનો હું નથી અને તેથી એ બાબત ઉપર તટસ્થ દૃષ્ટિકોણ પરથી દૃષ્ટિ નાખી શકું છું. એ ત્રણ નામો પૈકીના બે ગૃહસ્થ-શ્રી દેવધર અને શ્રી પટવર્ધન-અહિં આપણ

વચ્ચે હાજર છે જે એ ગૃહસ્થોએ છેલ્લાં ત્રીસ વરસથી જે સેવા કર્યાં કરી છે તે સેવા કર્યાબાદ તેમનામા જરા શરમીંદા થવાની શક્તિ રહેવા પામી હોય તો તેમણે આજે જરા શરમના આવેશમાં આવવુ જોઇએ (હસાહસ) મારે તમને સાફ નિખાલસ વાત કરી દેવી જાઇએ કે આજના આ તખ્તીના કાર્ય માટે એ બે જણુ જરાપણુ જવાબદાર નથી એ કામ કર્યા બદલનો ગુ હો કરનાર ગુન્હેગાર હુ છુ હુ પોતે એમ માનુ છુ કે છેલ્લા ત્રીસ વરસથી તમારા શહેરમા (સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટી) હિન્દસેવક સમાજ અસ્તિત્વ ધરાવે છે તે એવી સસ્થા છે કે એની કીર્તિ કોઈપણુ રૂપમાં જળવાઈ રહેવી જોઇએ, જે આદર્શ ઉપર એ સસ્થા સ્થપાઇ હતી તે આદર્શ એ પાર પાડી શકી છે કે કેમ અથવા તે આદર્શ પાર પાડવા તે સસ્થા પ્રયત્નશીલ રહી છે. ગમે તે હો તોપણુ એ મારી નજરે એવી સસ્થા છે કે જેના માટે પૂના શહેરે મગરૂર થવુ જોઇએ (ખુશાલીની તાળીઓ) ફર્ગ્યુસન કાલેજના સત્તાધીશોને આ શિલાલેખની તખ્તી સોંપતા, જેમ દી બા ગોડબોલે બોલ્યા તેમ અમે ગૌણુ સ્થાન લેતા હોઇએ એમ જણાય છે વિચિત્ર તો લાગે છે, સજ્જોગ અને પરિસ્થિતિ ઉલટાઇ ગયાં હોવાથી, આજે મારે સત્કાર મડળના મુખ્ય કાર્યકર તરીકે અહિં રહેવુ જોઇએ તેને બદલે મને મુખ્ય મેમાન બનાવવામા આવ્યો છે (હસાહસ) તમને જે કહેવામા આવ્યુ છે તે જ વાત ખરી છે પોતાના પાડોશી જેવી આ સોસાઇટી તરફ ફર્ગ્યુસન કાલેજ જે અતિ પ્રેમ દર્શાવે છે તે અહિં બહાર આવે છે હુ માનુ છુ કે આ અતિશય પ્રેમને કારણે દી બા ગોડબોલે તરફથી જે એક બે હકીકત અહિં રજુ થઈ છે તેમાંથી મારે થોડુ બાદ કરવુ પડશે તે કદાચ અજુકતુ જણાશે આ બે સસ્થા વચ્ચે કોઈપણુ શારીરિક સબધ નથી, કોઇ પણુ દફતરી કાગળોઆથી સકળાયેલો સબધ નથી જે કોઈ માણસ એક સસ્થાનો સભ્ય હોય છે તે બીજી સસ્થાનો સભ્ય બની જ શકતો નથી એક મડળ બીજી સોસાઇટીના કૃત્યો માટે

બીનકુશ જવાબદાર નથી અને અમારી આ બે સંસ્થા વચ્ચે ધ્યેયની બાબતમાં, કાર્યો કરવાની રીતમાં, અને કામ કરનારાઓના વ્યક્તિત્વની બાબતમા એટલો બધો સુસ્પષ્ટ ભેદ છે કે આજના શ્રોતાઓમાંથી કોઇ એમ ધારે કે અમે શબ્દના ખરા અર્થમાં ફર્ગ્યુસન કોલેજના ફણગારૂપ છીએ તો એ એમની ભૂલ છે આ નદાવાનો ઉલ્લેખ અહિં કરવાની જરૂર છે, કારણકે ફર્ગ્યુસન કોલેજ સરકારની મદદ લેની સંસ્થા છે, તેથી પ્રજામા જો એ ધ્યાન રહેવા પામે કે રાજદ્વારી અને કેટલીક વાર ધાંધલ મચાવનારા કામો અમારે—સોસાઇટીના માણસોને—કોઇવાર કરવા પડે છે તેને માટે ફર્ગ્યુસન કોલેજના માણસો કોઇ પણ રીતે જવાબદાર હોય છે. તો તે ચલાવી લેવાય તેમ નથી અહિં હાજર રહેના દરેક સરકારી નોકર—અમલદાર સાહેબ—આ વાત સ્પષ્ટ રીતે સમજી લે એમ હુ ઇચ્છુ છું. ભૂતકાળમા અમારી કાર્યપરંપરા ઉપર સરકારી અમલદારો તરફથી બહુ સૂક્ષ્મ દષ્ટિ રખાયેલી હોવાથી અમારે ઘણીવાર સહન કરવુ પડયુ હતું. આજે પણ અમે એ સૂક્ષ્મ દષ્ટિપાતના દબાણમાંથી મુક્ત છીએ એની મને ખાતરી નથી અમારા ઉપર ખૂબ જ ઉપકાર કરનાર આજના યજમાનો—ફર્ગ્યુસન કોલેજના કાર્યકરો—સરકાર તરફની બીનવફાદારીના કે ક્રાન્તિ તરફ ઢળતી વૃત્તિના આરોપમાંથી તદ્દન મુક્ત જ રહેવા ઘટે છે. એ બીનવફાદારીના કે ક્રાન્તિકારક મનોવૃત્તિના આરોપના અમે કદાચ પ્રસંગવશાત વિષય બની જતા હોઇએ (ના, ના એવો અવાજ) તો પણ આજના યજમાનને તેમાંથી મુક્ત રહેવા દેજો.

હવે, બેનો અને ભાઇઓ, જો કે મે આ નદાવાનો ઉલ્લેખ બહુ ભારપૂર્વક આપની સમક્ષ કર્યો છે કારણકે દી બા ગોડબોલે તરફથી તમને એવુ કંઇ સૂચન થયુ હતુ. તો પણ મારે તમને સ્પષ્ટ રીતે કહી દેવુ જોઇએ કે આ બે મંડળ વચ્ચે કોઇ ગૂઢ—અગમ્ય—તાત્વિક આન્તરિક સંબંધ છે તેનુ કારણ મોટે ભાગે ખાસ

સંજોગમાંથી ઊભું થયું છે, તે એ કે આ અમારી સોસાઈટીના સંસ્થાપક એકવાર ડક્કન એજ્યુકેશન સોસાઈટીના સહુ આગળ પડતા સભાસદ હતા. મારાથી બને તેટલી નીચી ભાવનાથી હું તે રજુ કરૂં છું જ્યારે શ્રી ગોખલે દખ્ખણ એજ્યુકેશન સોસાઇટી સાથે કાયદા રીતે સંબંધ ધરાવતા હતા ત્યારે તે એ સંસ્થાના સ્થાપનારા પૈકીના પણ એક નહોતા તેમજ તે કોલેજના પ્રિન્સિપાલ તરીકે પણ નહોતા તો પણ હું કહેવાની રજા લઉં છું કે જેમણે એ સંસ્થાની સેવા બજાવી છે, અથવા અત્યારે એ સંસ્થાની સેવા જે બજાવી રહ્યા છે, તેમાંનું કોઈ પણ શ્રી ગોખલેના આ દાવાનો અસ્વીકાર નહિ જ કરે તે એ કે આજે દખ્ખણ એજ્યુકેશન સોસાઈટીની જે વિભૂતિ છે–પ્રતિષ્ઠા, લોકપ્રિયતા, કાર્યસાધકતા, અને નાણાકીય મદદ–તે શ્રી ગોખલેની લાક્ષણિકતાને અને મહેનતને આભારી છે જેમ એ સંસ્થા ઉપર શ્રી ગોખલેનો આટલો બધો ઉપકાર હતો, તેમ સામેથી શ્રી ગોખલે ઉપર દખ્ખણ એજ્યુકેશન સોસાઈટીનું પણ એટલું જ ઋણ હતું એમ હું ન કહી શકું ? ફર્ગ્યુસન કોલેજના મકાનમાં રહીને એમણે જે ભાવનાઓ યુવાનીના વરસોમાં સેવી હતી ને ભાવનાનો ત્યાગ એમનાથી પાછલા જીવનમાં થઈ શક્યો નહોતો તે વખતે (ફર્ગ્યુસન કોલેજમાં) જે કામો એમણે બજાવ્યા હતા, જે અધ્યયનમાં તે મચી રહ્યા હતા, દુનિયાના કારભાર સાથે એમણે જે પરિચય તે વખતે સાધ્યો હતો, એ બધાને પરિણામે એમનું ઘડતર એવું બન્યું હતું કે હિન્દી સરકારની કાઉન્સિલોમાં જે ઉત્તમ, અનુભવી અને પ્રજાના શ્રેષ્ટ વિશ્વાસને પાત્ર રાજદ્વારી પુરૂષ બની ગયા છે તેમાંના એક એ ગણાતા હતા ફર્ગ્યુસન કોલેજ સાથેનો સંબંધ એમણે જે દિવસે બંધ કર્યો તે વખતે શ્રી ગોખલેએ પોતાના ગોઠીઆ અધ્યાપકોને અને વિદ્યાર્થીઓને એવું ભાષણ સંભળાવ્યું હતું કે જે હજુ પણ આટલા બધા લાંબા સમય પછી હું જ્યારે વાંચું છું ત્યારે મારામાં ભાવનાની ઊર્મિઓ જાગ્યા વગર રહેતી

નથી. અર્થપ્રચૂર ઘણી વાતો તેમણે તે વખતે કરી હતી તેનાંથી ધ્યાન ખેંચે એવી એક વાત એ હતી કે ફર્ગ્યુસન કોલેજ ચોક્કસ વિચાર અને કેટલીક ચોક્કસ ભાવનાની દૃષ્ટિએ ઉભી થઇ હતી તેમના તે વખતના જે યુવાન શ્રોતાઓ હતા તેમનુ ખાસ ધ્યાન આ વિચાર અને આ ભાવના તરફ ખેચ્યુ હતુ. તે વિચાર આ હતો. તે દિવસોમાં-આજના દિવસોમા સવિશેષ-જેમાં ધર્મની વાત ન આવતી હોય એવાં કામ માટે હિન્દી જનો સંગઠિત થઇ શકે છે અને તે કામ પાર પાડવા માટે એટલી બધી ખંતથી ભરેલો ઉદ્યોગ અને સ્વાર્થત્યાગ બતાવી શકે છે કે જે સામાન્ય રીતે માણસો માત્ર ધાર્મિક કામમાં પવિત્ર ભાવ નાથી બતાવતા હોય છે અને જે ભાવનાની વાત કરી હતી તે જાત મહેનતના આદર્શ માટેની હતી. આ બે વાતનો વિચાર કરતાં મને હમેશા જણાયું છે કે અમે સોસાઇટીના માણસોએ આ વિચારને અને આ ભાવનાને જરા આગળ લંબાવેલ છે.

પહેલી વાત તો આ છે. અમારો ઉદ્દેશ સીધુ શિક્ષણ આપવાનો ન હોવાથી અર્ધ ધાર્મિક ગણેરા પામ્યો છે, છતાં ફર્ગ્યુસન કોલેજ આજે જે ઉદ્દેશ પાર પાડે છે તેના કરતાં અમારા કામ કરવાના હેતુ ધર્મના ક્ષેત્રને ઓછા સ્પર્શે છે વળી, જો હું કીમત કરીને કહુ તો અમારી પાસેથી જે જાતના ત્યાગની આશા રાખવામા આવે છે તે વધારે મોટો હોય છે અમારા કામમાં જે જોખમ રહેલુ હોય છે તે વધારે ગભીર સ્વરૂપનુ હોય છે કેળવણીની સંસ્થાના ઓરડામાં રહીને જે મહેનત કરતા હોય છે તેમની મહેનતથી ઉત્પન્ન થતાં, ઝટ નજરે ચડી આવે તેવાં અને સ્થૂળ સ્વરૂપનાં ફળ તેમને સતોષ આપે છે, તે પ્રકારનાં ફળ અમારી કામ કરવાની રીતથી આવતાં નથી. ફર્ગ્યુસન કોલેજમાં કામ કરનારાને દોરવણી આપતા જે આદર્શો છે તે આ ઓને અમે જરા આગળ લઇ ગયા છીએ એમ શુ અમે ન કહી શકીએ ?

બેનો અને ભાઈઓ, જાત મહેનતની વાત એ પછી આવે છે. જાત મહેનત એટલે તમે જાતે કરી શકો તે પ્રયત્નોના ફળ ઉપર આધાર રાખવો એમ કહેવું હોય તો મારે કહેવું જોઈએ કે એ બાબતમાં પણ અમે ફર્ગ્યુસન કોલેજથી એક પગલું આગળ વધ્યા છીએ. ફર્ગ્યુસન કોલેજ ઘણા વખતથી સરકારી "ગ્રાન્ટ" મદદ લેતી થઈ હતી, અને હવે તો એવો દિવસ આવ્યો છે કે હું સમજુ છુ ત્યાં સુધી એમના સંચાલકો ગ્રાન્ટ વગર અથવા તો તેમનાથી વધારાતી શકાય તેવી વધારેની ગ્રાન્ટ વગર એ સંસ્થા ચલાવી શકે એ લગભગ અશક્ય બન્યુ છે ત્યારે તમે જોઈ શકો છો કે ધર્મ અને મતના ભેદ કોરે મૂકી ધાર્મિક ધગશથી કામ કરવાનો વિચાર, અને જાત મહેનતની ભાવના, એ બેના સંયુક્ત બળથી અમને-હિન્દ સેવક સમાજને-જે પ્રેરણા અને પ્રાણ અમારા કામમાં મળે છે તે ફર્ગ્યુસન કોલેજના કાર્યકરોને મળતાં પ્રેરણા અને પ્રાણ કરતા કેટલેક અંશે વધુ હોય છે. તો પછી એમ હું કહી શકુ કે અમે કોલેજના વંશમાં ઉતરી આવેલા વંશજ છીએ, અને પિતા હમેશાં પોતાના પુત્રને પોતા કરતા વધારે ઓજસ્વી જોવામા આનદ માને છે એ વાત સાચી હોય તો ફર્ગ્યુસન કોલેજના અધ્યાપક મડળને અને કોલેજના વ્યવસ્થાપક મડળને હું વિનતિ કરૂ છું જેમ દી બા ગોખલેએ આ પ્રસગે અમારા ઉપર પ્રેમ દૃષ્ટિ બતાવી હતી તેમ તેઓ પણ અમારા ઉપર પ્રેમ દૃષ્ટિ રાખે અને આજને પ્રસગે વડીલ તરફની સભાળ અને મુરબ્બી તરીકેનુ ગૌરવ અમારા તરફ બતાવવામાં આવ્યુ તેમ હમેશ ભવિષ્યમા તેઓ અમારા ઉપર વડીલ તરફની કાળજી અને મુરબ્બી તરીકેનુ ગૌરવ દર્શાવતા રહે. આ રીતે આ જગ્યાએ હિન્દ સેવક સમાજની સ્થાપના કરવામા આવી હતી, કારણ કે આ જ સ્થળે શ્રી ગોખલેએ અને એમની પાસેથી ક્રમશઃ શપથ લેનારા આ ત્રણ ગૃહસ્થોએ સગઠિત થઈને હિન્દ સેવક સમાજ પોતામાથી રચી. એમાંના કોઈને સોસાઈટીમા તે દિવસે દાખલ

કરવામાં આવ્યા એમ કહેવું એ સાચું વિધાન નહિ ગણાય. તેઓ પોતેજ સોસાઇટી બન્યા, તે પછીના માણસો આવ્યા તે તેમાં દાખલ થયા ગણાય. આ સોસાઇટીના કારમાં થઇને તે પછી જે વ્યક્તિ સોસાઇટીમાં આવી તે આપની સમક્ષ ઊભેલી આ નમ્ર વ્યક્તિ હતી. પણ મારે આટલું પણ કહેવું જોઇએ કે આ પવિત્ર સ્થળેજ દીક્ષા મેળવવાનું સદ્ભાગ્ય મને સાંપડયું નહોતું. આ પવિત્ર સ્થળ તો આ ચાર જણનાજ નામથી પવિત્ર બન્યું છેઃ સોસાઇટીમાંના બીજા કોઇને એ સ્થળે શપથ-પ્રતિજ્ઞા લેવાનો વારો આવ્યો નહોતો. એ સ્થળની પવિત્રતાનો પાયો નંખાયા પછી અને એ સ્થળ અમારી સોસાઇટીની ઐતિહાસિક કથામાં કોઇ જગ્યાએ સ્થાન મેળવતું નથી. જેમ ઠી. બા. ગોખલે તરફથી કહેવામાં આવ્યું છે તેમ ફર્ગ્યુસન કૉલેજના સંચાલકોએ તે સ્થળ પોતાનું કરી લીધું છે. આ સ્મારકની તપ્તી ત્યાંજ છે, અને તેની સંભાળ રાખવાની જવાબદારી પણ તેઓજ ઉપાડવાના છે. સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટી તરફથી હું એમને અરજ ગુજારૂં છું કે દખ્ખણ એજ્યુકેશન સોસાઇટીની બીજી સ્થાવર મીલકતની પેઠે કેવળ સ્થાવર મીલકત તરીકે આ સ્મારક તરફ નજર ન રાખશો, પણ પ્રત્યેક જાતના ઘસારામાંથી, ખંડનમાંથી અને આભડછેટમાંથી તેનું માનપૂર્વક અને સંભાળ પૂર્વક રક્ષણ થતું રહે એવી જુમ્મેદારીથી મેળવેલી મીલકત તરફ રાખવી જોઇતી નજર રાખશો.

અમારી સોસાઇટીનું આયુષ્ય ત્રીસ વરસનું થવા આવ્યું છે. તો પણ હમણા સુધી આ સોસાઇટીનું શરીર ૪૮ સભ્યોનું બનેલું છે. જેમાં આ ચાર જણનો સમાવેશ થાય છે. આજે અમારા પત્રક ઉપર ૨૯ જણનાં નામો છે; બીજા ૧૯ જણા કાં તો અવસાનને કારણે અથવા તો રાજીનામા આપીને અમને છોડી ગયા છે. એક વાત નોંધવા જેવી છે; અને હું એ હકીકત જાહેર જનતાની જાણ માટે આજ ખાસ રજુ કરવા માગું છું કે એ ૪૮ પૈકી ૨૦ જણ મુંબઇ ઇલાકાના

છે. એ ૨૦ માંથી ત્રણ તે કામ કરતા કરતા અવસાન પામ્યા, અને ચાર જણ બીજી રીતે અમને છોડી ગયા. એ રીતે બાકીના મુંબઇ ઇલાકાના તેર જણ અમારા પત્રક ઉપર રહ્યા છે. બીજો ઇલાકો મદ્રાસ છે. ત્યાંથી અમે ચૌદ જણ જુદે જુદે સમયે આવ્યા અને જુદે જુદે વખતે સોગંદવિધિ સ્વીકારી. પણ આ પ્રાંતના છૂટા થયેલા સભ્યોની યાદી પ્રમાણમાં મોટી ગણાય. આ ચૌદમાંથી સાત જણ સંસ્થાને છોડી છુટા થયા છે; અને સાત જણ હજુ સુધી વફાદારીથી સોસાઇટીને વળગી રહ્યા છે. સંયુક્ત પ્રાંતમાંથી અમને સાત સભ્યો મળ્યા હતા, તેમાંથી બે જતા રહ્યા છે અને પાંચ હજુ ચાલુ છે. મધ્ય પ્રાંતમાંથી અમને ત્રણ મળ્યા હતા, તેમાંથી એક જણ અમને છોડી ગયા અને બે જણ અમારી સાથે છે. ઓરિસ્સામાંથી એક અને પંજાબમાંથી એક સભ્ય અમારા પત્રક પર છે. હિન્દુસ્તાનને લગતી ઘણીખરી બાબતોમાં જે અવલ પદવી ધરાવે છે તે બંગાળા ઇલાકામાંથી એક સમયે અમને બે સભ્યો મળ્યા હતા. પણ હાલ તે બન્ને અમારાથી છુટા પડ્યા છે. આ રીતે, તમે જોઇ શકો છો કે હજુ એવા બીજા કેટલાય ઇલાકા છે કે જેનું પ્રતિનિધિત્વ અમારી સોસાઇટીમાં પત્રકપર બીલકુલ નથી. એ મોટી ખામી છે. એ ખામી કેમ દૂર કરવી તે અમે શોધી શકયા નથી. કેટલાક ઇનાકામાંથી અમારી સંસ્થાને ઘણા સભ્યો મળ્યા છે અને કોઈ ઇલાકામાંથી એક પણ સભ્ય મળેલ નથી. તેના કારણોની ચર્ચામાં આજે તમને લઈ જવા એ આજના પ્રસ્તુત પ્રસંગથી ઘણે દૂર જતા રહેવા જેવું થઇ પડે. જ્યારે આ સોસાઇટીની સાચી શરૂઆત થઈ ત્યારે એના બંધારણ પરત્વે અને એના ઉદ્દેશ પરત્વે શ્રી ગોખલેએ ઘણા લોકોની સલાહ લીધી હતી. તેમને મળેલા ઉત્તરની એક લાક્ષણિકતા તરફ તમારૂ લક્ષ ખેચવાની મારી મરજી થાય છે. ઘણા યુવાનો તરફથી એ વાત જાણવા મળી હતી કે તેમને પણ કેટલીક ધન્ય પળે એવા વિચાર આવ્યા હતા કે એક એવી સંસ્થા ઊભી કરવી કે જેને ચરણે તેઓ પોતાની બધી શક્તિ અને સમગ્ર

અર્પણ કરીને રહે. તે પરથી સમજાશે કે જ્યારે શ્રી ગોખલેએ એ ખ્યાલ પોતાની સંસ્થા સાથે વણી દીધો ત્યારે એ ખ્યાલ દેશના વાતાવરણમાં કેટલેક અંશે જાગી ઉઠ્યો હતો, એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિ. આ પ્રસંગે તેને લગતો મારો એક અંગત પ્રસંગ હું રજુ કરવા ઇચ્છું છું. જ્યારે ઇ. સ. ૧૯૦૫ માં આ સોસાઈટીના સ્થાપના પછી તે સંસ્થાના નિયમો અને બીજી વિગતોથી ભરેલું ચોપાનીઉં મારી નજરે ચડ્યું અને જ્યારે તે હું સાંગોપાંગ વાંચી ગયો ત્યારે મને એમ ભાસવા માંડ્યું કે જાણે એક બે બાબતમાં મને પરિચિત હોય તેવો લેખ હું વાંચી રહ્યો ન હોઉં? તે લેખમાં કેટલુંક તદ્દન સ્વાભાવિક હતુ; તેમાંનું કેટલુંક એવું હતું કે એ સમયના સંજોગને બરાબર તે બંધ બેસતું આવતું હતું; દેશના દરેક યુવાનના અભિલાષાથી ભરેલા ઉત્સુક હૃદયને જેની જરૂર હતી તે જરૂરીઆત પૂરી પાડે તેવું પણ તેમા કેટલુંક હતુ. હવે, જ્યારે મને કલકત્તામાં દીક્ષા આપવામાં આવી ત્યારે શ્રી ગોખલે મને અને એક બે બીજા યુવાનોને દાદાભાઇ નવરોજી પાસે લઇ ગયા. એ વખતની ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસના એઓશ્રી પ્રમુખ બન્યા હતા અને હિન્દ માટે "સ્વરાજ" એજ ત્યાગનો આદર્શ તેમણે એ ઐતિહાસિક બેઠકમાં જાહેર કર્યો હતો. શ્રી દાદાભાઇની વાતચીતથી હું બહુ ચકિત થયો હતો. જ્યારે તેમને કહેવામા આવ્યું કે તેમની સામે બેઠેલા યુવાનોમાંના કેટલાક શ્રી ગોખલે તરફથી નવી સ્થાપેલી સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટીના સભ્યો છે ત્યારે તેમણે આશ્ચર્યથી પોતાના હાથ ઉંચા કર્યા અને કહ્યું. "તે ઘણું યોગ્ય છે. આ ખ્યાલ મેં મારા મનમાં ઘણા સમયથી સેવ્યો છે અને મારા મિત્ર ગોખલે તે ખ્યાલને મૂર્તસ્વરૂપ આપી શક્યા તે માટે હું તેમને અભિનંદન આપુ છું." તે વખતે એ કથન મને બહુજ નોંધવા જેવુ લાગ્યું હતું. યુગની જરૂરીઆતો અને યુગને અનુરૂપ સાધનો સાથે શ્રી ગોખલેના કાર્યો અને વિચાર ભરેલી યોજનાનો એટલો સરસ મેળ ખાતો હતો કે તેના પરથી શ્રી ગોખલેની વાસ્તવિકતાની દૃષ્ટિનો મને ખ્યાલ આવે

હતો, અને એ ધ્યાન મેં સર્વદા સેવ્યા કર્યો હતો. અમારી સંસ્થાનું
કાર્યસાધન અજોડ છે, મારે કહેવું જોઈતું હતું કે થોડા સમય પહેલાં
તે અજોડ હતું. કારણ કે આજે લાહોરમાં સર્વન્ટ્સ ઓફ પીપલ
સોસાઈટી સ્થપાઈ ગઈ છે. તેની રચના મોટે અંશે અમારી સંસ્થાના
આદર્શ પ્રમાણે થયેલી છે. તમે જાણો છો કે તે સંસ્થાને મળેલી
પ્રેરણા, અને તેના આર્થિક ભંડોળનો મુખ્ય ભાગ શ્રી લાલા લજપત
રાયની અગમચેતીને અને એમની સખાવતી ઉદારતાને આભારી છે.
લાલા લજપતરાય શ્રી ગોખલેના એવા મોટા મિત્ર હતા. શ્રી ગોખ
લેની મહાન સંસિદ્ધિ તરીકે જે હંમેશ ગણાય છે એવી સોસાયટી જેવી
કોઈક સંસ્થા ઊભી કરવાની તેમને તીવ્ર ઇચ્છા થઈ. મને ખબર છે કે
બંગાળામાં અને બીજા ઇલાકામાં એના જેવી સંસ્થાઓ સ્થાપવા ઘણા
ગંભીર પ્રયત્નો થયા છે. કમનસીબે તે પ્રયત્નો સફળ થયા નથી. હું તે
પ્રકારની પહેલી સંસ્થાનો સભ્ય છું, છતાં હું "કમનસીબે" એવો
શબ્દ વાપરું છું, કારણ કે મારી એવી માન્યતા છે કે કોઈ પણ કારણે
અમે પોતે હિન્દુસ્તાનના બધા વિસ્તારમાં અમારો ફેલાવો–પથારો કરવા
અશક્તિમાન છીએ, અને અમને સગવડ થાય એવી રીતે દરેક પ્રાંત
અને દેશનો દરેક ખૂણો અમે રોકી શકીએ તેમ નથી, તેથી બીજા
નંબરની વાત એજ ગણાય કે અમે સર્વન્ટ્સ ઓફ ઇન્ડીઆ સોસાયટીમાં
રહીને જે સ્થાનિક જરૂરીઆતો પૂરી પાડવા પ્રયત્ન કરી રહ્યા છીએ
તે જરૂરીઆત પૂરી પાડવા સ્થાનિક સંસ્થાઓ ઊભી થાય એજ
ઠીક ગણાય.

બેનો અને ભાઈઓ, હવે મારે તમને એક બે શબ્દો વધારે
અગત્યના વિષય પરત્વે કહેવાના છે. દીવાન બહાદુર ગોડબોલેએ હક
બતાવ્યો છે કે પાડોશની ટેકરી ફર્ગ્યુસન કોલેજની મીલકત છે. તે
મીલ્કત ભલે તેની હોય તો પણ તે સ્થળ તો સાર્વજનિક બન્યું છે,
તે ખુલ્લું છે. સમગ્ર પૂનાના લોકો ત્યાં અવરોધ વગર જઈ શકે છે,

અને હમણા હમણા તો તમને જણાશે કે સવારે અને સાંજે પુરુષો તેમજ સ્ત્રીઓ તે સ્થળનો ઉપયોગ વિશ્રાન્તિ સ્થાન તરીકે કરે છે. શ્રી ગોખલેએ પોતાની સે.સાઇટી સ્થાપવા માટે એ ટેકરી ઉપરની ઉંચી જગ્યા પસંદ કરી એમાં તમને વિચિત્ર સંકેત જણાતો નથી! તે દિવસોમાં એ અડકવાળી ટેકરી ઉપર કોઇ ફરકતું પણ નહિ, તે ટેકરી નરી ખુલ્લી બેખડ જેવી હતી. સાવ સાચી વાત. તેની આસપાસ કોઈ પણ માનવી ફરકતું નહોતું તેથીજ એના કરતાં વધારે યોગ્ય જગ્યા ગંભીર પ્રતિજ્ઞા લેવા માટે બીજી કોઇ મળી શકી ન હોત. એ પ્રતિજ્ઞા ઘણી ગહન અને ચિરંજીવ રહે તેવા પ્રકારની હતી, એ બાધાઓ–પ્રતિજ્ઞા તમારા સમસ્ત જીવનને અને તમારી સમસ્ત અભિમુખતાને ફેરવી નાંખવાના હેતુથી જાહેરમાં જાણીતી કરવામાં આવી હતી, એ પ્રતિજ્ઞાઓનું વફાદારીથી થયેલું પાલન તમને પોતાને તદ્દન બદલાવી નાંખે, તમારા ચારિત્ર્યમાં ધરમૂળથી ફેરફાર કરાવી નાંખે, તમારા માનવ બધુંઓ પ્રતિની વૃત્તિ, અરે! તમારા સરજનહાર તરફની વૃત્તિ પણ ફેરવી નાંખે. હા, બધા સ્થળોથી ઊંચે આવેલી એ ખુલ્લી જગ્યા–બધાં પંચ મહાભૂતોની વચ્ચે ઉપર આવેલા આકાશનું અને આસપાસની હવાનું સાક્ષીપણું જ્યાં મળતું તે ખુલ્લી જગ્યા– ગંભીર વિચારોની પવિત્ર છાયા નીચે સોસાઇટીના પહેલા સભ્યોની દીક્ષા માટે બહુજ યોગ્ય સ્થળ હતું. ચીફ સાહેબ,[૧] અમારી હાલની યુવાન પ્રજા કરતાં આપ કદાચ આપણી પ્રાચીન સંસ્કૃતિ વિષે અને જ્ઞાન ભંડાર વિષે વધારે જાણો છો: અને શ્રી ગોખલે સંશયવાદમાંથી આસ્તિક બન્યાના એમના જીવનના એક તબક્કાની વાત બહુ લાગણી ભરેલી ઊર્મિથી તમે એકવાર કરતા હતા. મારા મન ઉપર એ વાત બહુ જોરથી ઠસાવનાર આ પ્રસંગ છે. જ્યારે ભીષ્મ જેવાને ગંભીર પ્રતિજ્ઞા લેવી પડી હતી. તેવા પ્રસંગ માટે આપણા પૂર્વજો શું કહે

૧ ઇચલકરંજીના ચીફ (સરદાર) તે દિવસની સભાના પ્રમુખ હતા.

છે ? તમે કોને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા લો છો ? કોઇ પણ પ્રકારની ધમકીના ડરથી અથવા કોઈ પણ પ્રકારની લાલચ કે મીઠા વચનથી સામાન્ય પામર પુરૂષો અને સ્ત્રીઓ પોતાની ભાવના બીજે દિવસે જ બદલાવી નાખે છે, ત્યારે શું એવા પામર માણસોને સાક્ષી રાખી આ ગંભીર શપથ લેવાય છે ? નહિ આપણા પૂર્વજોને ઉંચામાં ઉંચી મહત્તાનો અને ગંભીરતાનો ખ્યાલ હતો એવું ભાન હોવાનો, એવો ખ્યાલ હોવાનો દાવો, જગતની બીજી કોઈ પ્રજા ભાગ્યેજ કરી શકે છે, એ પૂર્વજો આમ નહોતા કહેતા ?

आदित्यचन्द्रावनिलोऽनलश्च । द्यौर्भूमिरापो हृदयं यमश्च ॥
अहश्चरात्रिश्च उभे च सन्ध्ये । धर्मोऽपि जानाति नरस्य वृत्तम्॥

મેનો અને ભાઈઓ જે જગાએ શ્રી ગોખલેએ અને તેમના ત્રણ સાથીદારોએ સોસાઈટીને જન્મ આપ્યો તેના કરતાં બીજી કોઇ પણ જગાએ મને મહત્વ વધારે વાજબી થઇ પડી નહોત. તેઓએ સાચી નિષ્ઠાથી પાયો નાખ્યો હતે. આ દેશમાં કેટલીય બાબતોમાં જોરદાર ફેરફાર થયા કરે છે ત્યારે આ સોસાઈટી તેનાં અપૂર્ણ સાધનો દ્વારા ત્રીસ વરસથી ટકી રહેલી છે અને હજુ પણ લાંબો કાળ ટકી રહેશે તેવો સંભવ જણાય છે આ દિલચસ્પના મૂળમાં અથવા તો આ સંસ્થા જે રીતે ચલાવવામાં આવે છે તે પદ્ધતિમાં જરૂર કંઈ એવું હોવું જોઈએ કે જેને લીધે તે સંસ્થાની સતત કાર્યક્ષમતા અને આબાદીની ખાતરી સિદ્ધ થઇ રહી છે . માનું છું કે આવું કોઇ આધ્યાત્મિક ગૂઢ કારણ શોધવા કોઈએ તો તે આ સંસ્થાની કાર્ય ચલાવવાની પદ્ધતિમાંથી મળે તેના કરતાં સંસ્થાના મૂળમાં વધારે અંશે મળી શકે

હવે, તમે કદાચ મને પૂછશો કે આ પ્રતિજ્ઞાઓ લેવા શ્રી ગોખલે અને આદિ સંસ્થાપકો સહિત માત્ર ૪૮ વ્યક્તિઓજ કેમ આગળ

આવી ! તેનું કારણ કહેવું એ બહુ કઠણ કામ છે, પણ આપણે સૌ આટલું તો જાણીએ છીએ કે સંભાવ્ય શક્તિવાળા જે જે માણસો શ્રી ગોખલેના સાનિધ્યમાં આવતા હતા તે બધા ઉપર પોતાના વ્યક્તિત્વનું ઓજસ નાંખવા માટે શ્રી ગોખલેએ એક પણ તક ગુમાવી નહોતી. માનસિક શક્તિ માટે અને નૈતિક ગાંભિર્યમાં જેમ માણસ વધારે આશાદાયક જણાતો તેમ તેમ શ્રી ગોખલે તેને પોતાના હૃદયની નજીક લેવાનો વધારે પ્રયત્ન કરતા અને જો બને તો સોસાઇટી સાથે તેનો સંબંધ જોડવા વિશેષ પ્રયત્નશીલ રહેતા. આજે એવા અનેક માણસોનાં નામ હું તમારી પાસે મૂકી શકું, કે જે શ્રી ગોખલેના આ જાદુઇ અસર તળે આવ્યા હતા, તે બળને પૂરેપૂરા આધીન થઇને થોડો વખત તે રહેતા, પણ અફસોસની વાત છે કે થોડો સમય વીત્યા બાદ આ જાદુઇ અસરને તે ફગાવી દેતા અને ફરીથી સોસાઇટીના મકાનમાં કદી આવ્યા જણાયા નથી. પણ તેમાં એક જણ ઉત્કૃષ્ટ લાયકાતવાળા હતા, તે એમની જબરી અસર તળે આવ્યા હતા અને પોતાના ખરા અન્તઃકરણથી તેઓ એમની સાથે રહેવા ઇચ્છતા હતા જ. કોઇ વિચિત્ર કારણને લીધે એ ગૃહસ્થ અમારી સાથે આજે નથી. હું કોની વાત કરું છું તે તમે સૌ જાણો છો, તેમનું નામ દી. બા. ગોડબોલેએ જણાવ્યું હતું. શ્રી ગાંધીનાં અનન્ય અનુભવ અનન્ય જ્ઞાનભંડોળ, અને અનન્ય ભક્તિ અમારાં પોતાનાં બને એની સન્નિધિની નજીક અમે પહોંચી ગયા હતા. પણ પૂરતી વિચિત્રતાને લીધે એ આશા ફળી નહિ. આટલો સમય વીત્યા પછી એ બનાવ માટે દીલગીર થવાની વૃત્તિ મને થતી નથી. શ્રી ગોખલેના પોતાના જીવનકાળમાં એવા ઘણા પ્રથમવર્ગની શક્તિવાળા માણસો હતા કે જેમને શક્ય હોત તો શ્રી ગોખલેએ સોસાઇટીમાં લઇ લીધા હોત. મને આ પ્રકારના એક ગૃહસ્થ યાદ આવે છે. એ મોટી મ્યુનિસિપાલીટીના બહુ ઉચ્ચ વ્યવસ્થા શક્તિવાળા અને માનવંતા મુખ્ય અ.સરદાર ( ગ. ક. ઓટીસ ) હતા. બને બીજા ગૃહસ્થ પણ અત્યારે

યાદ આવે છે કે જે આજે પત્રકારિત્વના ક્ષેત્રમાં સૌથી ઉંચે પગથીએ ચડી ગયા છે, અને તે ઉપરાત હિન્દુસ્તાનના નામાંકિત રાજકારણના કાર્યકરો પૈકીના તે એક છે. બીજા એક ગૃહસ્થ સોસાઇટીમા આવ્યા, એકાદ પખવાડિયુ અહિં રહ્યા પણ સંસ્થામા જોડાયા નહિ તે પછી તેઓ એક રાજ્યમા ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન–વિદ્યાધિકારી બન્યા અને નવી સ્થપાયેલી યુનિવર્સિટીના તે વાઇસ ચેન્સેલર પણ બ યા હતા એ નાની વયની સસ્થાને તેમણે પોતાની શક્તિથી એવો ઉછેર આપ્યો કે તે સંસ્થામા જોમ અને પ્રાણ આવી ગયા એવો બીજો દાખલો પણ મને યાદ આવે છે. એ ગૃહસ્થ મોટા ઇલાકા પૈકીના એક ઇલાકામા સરન્યાયાધીશ–ચીફ જસ્ટીસની પદવીએ પહોંચ્યા હતા હમણાંજ તેઓ ગુજરી ગયા છે આ બધા માણસોએ પોતાનું વચન આપ્યુ હતુ. તેઓ સોસાઇટીમા જોડાશે એવી શ્રી ગોખલેને ઉંચામા ઉંચી આશા રહેતી હતી. પણ એમને લાગેલી લગની કોઈ કારણે તૂટી ગઈ અને તેઓ જતા રહ્યા હવે, હુ તમારી પાસે આ બધી વાત એ બતાવવા રજુ કરૂ છુ કે આજે સોસાઈટી ગમે તેવા નબળા અને ઓછા કાર્યસાધક જણાતા માણસોના હાથમાં છે, તો પણ તેનો આરંભ બહુ યોગ્ય રીતે થયો હતો, તેનો આરભ ઘણા શુભ ગ્રહોની અસર નીચે થયેલો હતો, આપણા દેશની ભારી સેવા કરવાની દરેક આશા સાથે તેનો આરભ થયો હતો. બેનો અને ભાઇઓ, મોટી સસ્થાઓના જીવનમાં ચડતી અને પડતી આવે જ છે, એવો કાળ પણ સસ્થાનો હોય છે કે જે દરમ્યાન તે બહુ આબાદ હોય છે અને યશના વાતાવરણથી તે છવાઇ ગયેલ હોય છે, એવો કાળ પણ હોય છે કે જ્યારે તેની ગતિ મન્દ બને છે, તે વખતે જે કઇ સસ્થા માટે શક્ય હોય છે તે સારા દિવસો આવશે એ આશાને આધારે સસ્થાએ જીવન ટકાવી રાખવાનું જ હોય છે અને આજે એ જ આશા સેવી રહ્યા છીએ કે આ સ્થળે શ્રી ગોખલેએ સોસાઇટીને જન્મ આપ્યો ત્યારે

એમણે જે મહાન ધ્યેય આ સોસાઇટી માટે સેવ્યું હતું. તે મહાન ધ્યેય સુધી તમારી મદદથી અને તમારા સહકારથી આ સોસાઇટીને લઈ જવા અમે શક્તિવાન થઇએ એવો સારો સમય અમને સાંપડશે. અમે સાદા નમ્ર માણસો એમનું કામ ચલાવ્યે જઈએ છીએ-હું અને મારા પછી અહિં બેઠેલા મારા અનુગામી શ્રી દેવધર અને બીજા બધા સહયોગીઓ એમનું કામ ચલાવ્યે જઇએ છીએ.

બેનો ભાઇઓ, હું તમારી સતત સહાનુભૂતિ માટે, સતત પ્રેમ માટે અને સતત આશ્રય માટે અરજ ગુજારૂં છું. ( જોરથી ખુશાલીના પોકાર ).

# વિષય અગીઆરમો

## માફી પત્રનો પ્રસંગ અને તે પછીના બનાવ[1]

જીવન હમેશ એકધારૂ હોતુ નથી માણસના મહાન વિજયને ક્ષણે, કેટલીકવાર ઇશ્વરને એવુ ગમે છે કે (જો કે બેશક માણસના ખરા કલ્યાણ માટે) તે આપણા ઉપર ભોંઠપના અને દીલગીરીના પ્રસંગ મોકલાવે છે. વેલ્બી કમિશન પાસે જુબાની આપવાની કામગીરીમાથી શ્રી ગોખલેને જે સંતોષ ઉપજ્યો હતો, તે સંતોષની લાગણીનો આનંદ શ્રી ગોખલેને લાંબો વખત ભોગવવા દેવામા આવ્યો નહોતો તેજ અરસામાં મુંબઈ અને પુના ઉપર પહેલીજ વાર મરકીના રોગનો હલ્લો આવી પડ્યો હતો પૂનામાં ખાસ કરીને આ રોગની ભયંકરતાનુ અને ત્રાસનું વર્ણન ન કરી શકાય એટલી હદે તે પહોચ્યાં હતાં, અને તેને લીધે ઊભી થયેલી મુશીબતને કેમ પહોચી વળવુ તે થોડો વખત તો સરકાર સમજી શકી નહોતી. જ્યારે આ જીવલેણ શત્રુ શહેરની શાન્તિને અને શહેરના સુખને હાંકી કાઢવાને ધુરકી રહ્યો હતો ત્યારે સરકારે અને લોકોએ ભેગા મળીને કામ કરવુ જોઇએ તેમ ન કરતાં તે બન્ને તરફથી સામસામા મોરચા બંધાયા હતા. સરકારના હેતુ શા હતા તે લોકો સમજી શક્યા નહિ, અને જે લોકો સાથે સર

[1] આ લેખ અને તે પછીના પાંચ લેખ શ્રી શાસ્ત્રીએ શ્રી ગોખલે સબંધી મૈસૂર યુનિવર્સિટીના વિશેષ વ્યાખ્યાન તરીકે આપેલા ભાષણમાંથી ઉતારવામાં આવ્યા છે

કાગને કામ કરવાનુ હતુ તેમની લાગણી અને ઊંડી રુઢિઓ સરકાર સમજી શકી નહોતી તેથી સ્વાભાવિક રીતે એ અણીને વખતે એ વચ્ચેનો મતભેદ બહુજ તીવ્ર પ્રકારનો બની ગયો હતો અને આ ઝઘડાના ગુસ્સાને પરિણામે અને જુસ્સાને કારણે મી રેન્ડ અને લેફ્ટેનન્ટ કર્નલ આયર્સ્ટ એ બે યૂરોપીઅન ગૃહસ્થની પૂનામા કતલ કરવામાં આવી હતી ગણેશખીંડ સરકારી મહેલમાથી રાતના જમણ પછી તે પાછા ફરતા હતા ત્યારે આ કતલ કરવામાં આવી હતી આ બનાવથી યુરોપીઅન સમાજમાં એવો ઉશ્કેરાટ, શબ્દથી વર્ણવી ન શકાય તેટલી હદે પહોચ્યો હતો ગોખલે આ વખતે જ્યારે ઇંગ્લાડમાં હતા ત્યારે પૂનામા અને પૂનાની આસપાસ મરકીએ વાળેલા દાટના વર્ણનવાળા કાગળો તેમને મળતા હતા સરકારે મરકીના ત્રાસને હળવો કરવા, જે જે પગલા લીધા હતા તેના ખબર વિસ્તૃતરૂપે આબેહુબ ચિત્ર રજુ કરે તેવી ભાષામા લખાયેલા કાગળો તેમને ત્યા મળતા એ રોગના ફેલાવાની સામે થવાનો એક માર્ગ પૂનામાં અને મુબઈમા રહેણાકના મકાન ખાલી કરવાનો હતો અને મુબઇમા, એમ જણાયુ હતુ કે જે અમલદારો ઘર ખાલી કરાવવા મુલાકાતો લેતા તેમની સાથે બીન સરકારી સભ્યોનો હમેશ સાથ રાખવામાં આવતો હતો, તેથી ત્યાં શાન્તિથી અને ખળભળાટ વગર કામ થયા કરતુ હતુ. પૂનામાં એ ખૂન કરવામા આવી હતી કે માત્ર સરકારી અમલદારોને જ તપાસણી કરવાની અને ઘર ખાલી કરાવવાની પરવાનગી આપવામાં આવી હતી અને જ્યારે લોકો ઉપર પ્લેગની આફત બહુ તીવ્ર રૂપે વરસી રહી હતી ત્યારે એને ગની તપાસણીની કામગીરી ઉપર સરકારે લશ્કરી સીપાઇઓની નિમણુક કરી હતી તેમની મુખ્ય કામગીરી એ હતી કે ખાનગી માલિકીના ઘર અને રહેઠાણો તપાસવા, જેમને રોગ લાગુ પડ્યો છે એવી શકા હોય તેવા દરદીની શારિરિક તપાસ કરવી, અને તેમને ઘરમાંથી જરૂર પડે તો બળજબરીથી પણ બહાર કાઢવા તમે સહેલાઈથી સમજી શકશો કે આ સજોગને લીધે સરકાર અને પ્રજા વચ્ચે ભારી પડે ગેરસમજુ

અને ઘર્ષણ ઊભાં થયાં હોવાં જોઇએ. તે વખતે એક એવી વાત ચાલુ થઈ અને એક મુખથી બીજે મુખ પહોંચવા લાગી કે એ સ્ત્રીઓ ઉપર આ અંગ્રેજ સીપાઇઓએ બળાત્કાર કર્યો અને તેમાંની એક જણીએ પાછળથી આપઘાત કર્યો હતો. આ વાત શ્રી ગોખલેને ઇંગ્લાંડમાં રીતસર પહોંચાડવામાં આવી. જ્યારે તેમણે સાંભળ્યું કે તેમનું પોતાનુ વહાલું શહેર કટોકટીના દિવસોમાંથી પસાર થઇ રહ્યું છે અને આ ખાસ બનાવ બન્યાની ખાતરી આપનાર હકીકત તેમણે પોતાના મિત્રના પત્ર પરથી જાણી ત્યારે તેમના દુઃખનો પાર રહ્યો નહિ. ઇંગ્લાંડમાં એમના જે મહાન મિત્રો હતા તેમની એમણે સલાહ લીધી, અને તેમણે બધાએ સલાહ આપી કે શ્રી ગોખલેએ ઇંગ્લાંડની જાહેર પ્રજાને વિશ્વાસમાં લેવી જોઇએ. સર વિલિયમ વેડરબર્ન, તે વખતે પાર્લામેન્ટના સભાસદ હતા, તેમણે તેમની ઓળખાણ કરાવી અને શ્રી ગોખલેએ પાર્લામેન્ટના વગદાર સભાસદોની નાની સમિતિ આગળ એક ભાષણ આપ્યું. તે પછી "માન્ચેસ્ટર ગાર્ડીઅન" નામના વર્તમાન-પત્રના પ્રતિનિધિને તેમણે મુલાકાતનો પ્રસંગ આપ્યો; અને પાછળથી એ પત્રમાં એ સંબંધી કંઇક લેખ લખી મોકલ્યો. તેમાં તેમણે જણાવ્યું કે આ બનાવ તેમની પોતાની જાણનો નહોતો પણ તેમને મોકલાવેલા પત્રની હકીકત મુજબનો હતો. હવે, આને લીધે ઇંગ્લાંડમાં અને હિન્દુસ્તાનમાં જબરો ખળભળાટ મચી રહ્યો તરતજ તપાસ ચાલુ કરી દેવામાં આવી અને મુંબઇ સરકારે તારથી વળતા ખબર આપ્યા કે આખો બનાવ દુષ્ટ ઇરાદાથી રચાયેલો "કપોલ કલ્પિત જુઠાણું" રજુ કરતો હતો. તે વખતના મુંબઇના ગવર્નર લોર્ડ સેન્ડહર્સ્ટના કથનને આધારે આ જોરદાર વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. સ્વાભાવિક રીતે પાર્લામેન્ટમાં હિન્દી પ્રધાને તેનું નિવેદન રજુ કર્યું હતું. તરતજ જે બનાવ તદ્દન જુઠાણા તરીકે વગોવાઇ ગયો તે બનાવની કથા ઇંગ્લાંડમાં જાહેર રીતે કહેનાર ઉપર આખી કોમ ઉતરી પડી. ટુંકામાં કહીએ તો થોડો સમય તો શ્રી ગોખલેની નરકના વાસ જેવી

કપરી સ્થિતિ થઇ પડી તેમને જે જે ઠપકા મળ્યા તે બહુજ આકરા હતા. શ્રી ગોખલે, વેડરબર્ન અને બીજા મિત્રોને આ કથા (ખોટી) ફેલાવવા માટે ગદી ગાળો દેવામાં આવી. પાર્લામેન્ટના ઓરડામાજ વિરોધની દરખાસ્તો રજુ થઇ હતી. શ્રી ગોખલેના નામને તિરસ્કાર ભરેલાં વિશેષણો લગાડવામાં આવ્યાં. પણ આજે મને વિચાર કરતા બહુ ખેદ અને દુ ખ થાય છે કે જેમ આવા પ્રસંગે હમેશ બને છે તેમ વિશેષમાં વિશેષ હલકી ટીકા અને ગાળો યુરોપીઅન વર્ગ તરફથી આવી નહોતી પણ આપણા હિંદી વર્ગ તરફથી આવી હતી. તે વખતે પાર્લામેન્ટમાં દાદાભાઈ નવરોજી ઉપરાંત એક બીજા પારસી ગૃહસ્થ, હિન્દી સભ્ય તરીકે બિરાજતા હતા. સર મંચેરજી ભાવનગરી પાઠ ળથી પોતાની આ ભૂલનું પુરેપૂરૂ પ્રાયશ્ચિત-કરવા દક્ષિણ આફ્રિકામાં આપણા હિન્દી જનોના પ્રશ્નને અંગે અવિરત પ્રયત્ન કરવા આપણી પડખે ઊભા રહ્યા હતા.. તે વાતના સ્મરણથી મને ખુશાલી ઉપજે છે. તેમણે તે વખતે શ્રી ગોખલે સંબંધી જે કહ્યુ હતું તે મારે તમને વાચી સંભળાવવુ જોઇએ. જો કે તે વાંચવામા બહુ મજા નથી, તે એમ બતાવે છે કે જ્યારે આપણી પડતી હોય છે ત્યારે આપણા શરીર ઉપર નાચ કરવાની મજાક ઉડાવનારા ઘણે ભાગે આપણા પોતાનાજ આપ્તજનો હોય છે.

આમની સભાના કાર્યક્રમના અહેવાલમાથી ઉતારો—

Sir Mancherji Bhownaggree said the apology of the Hon'ble Baronet did not wipe away the great error which he committed in putting a blind reliance upon the Statements of a man who had now confessed that he perjured himself in a despicable manner.

ઈ. સ. ૧૮૯૭ ના ઑગસ્ટની ૫ મી તારીખે આમની સભ મા સર મ ચેરજી ભાવનગર્રીએ કરેલા ભાષણમાથી ઉતારો.

There had appeared before them he precious Mr Gokhale, who had, under the guidance of the Hon'ble member for Baniff, defiled the threshold of the glorious building.

શ્રી ગોખલે અહિં હિન્દુસ્તાનની મોટી વસ્તીના પ્રતિનિધિ તરીકે આવ્યા છે, તે માનવાની તેમણે (સર ભાવનગરીએ) ના કહી. અને તેમણે પૂછ્યુ કે પ્રોફેસર ગોખલેને જેમણે પત્રો લખ્યા હતા તેમના નામ કેમ બહાર મૂકવામા આવતા નથી? તે પત્રો લખનારાના નામ પોતાના ગજવામા છુપાવી રાખવાનો શ્રી ગોખલેને હક્ક પહોચતો નથી. જ્યા સુધી આ પત્રો પ્રકટ થાય નહિ ત્યા સુધી તેમને સૌને માનવાનો હક્ક છે કે એ પત્રો માત્ર બનાવટી હતા.

શ્રી ગોખલે જ્યારે ઇંગ્લાંડમાંથી પાછા ફરવાના હતા ત્યારે એમના ઉપર શા શા વિતકો વીતી ગયા હતા તેનો આ તો થોડો ભાગ હતો. જ્યારે શ્રી ગોખલે ઇંગ્લાંડથી દેશમા પાછા ફર્યા ત્યારે તેમણે આ પ્રશ્ન અંગે તપાસ કરવાનુ ચલુ કર્યું. અને તેમને જે લોકોએ કાગળો લખ્યા હતા, તેમની પાસેથી તેમણે પુરાવા રજુ કરવાની માગણી કરી. કોઇ પણ પુરાવો આગળ આવ્યો નહિ. કોઈ પણ સજ્જનને છાજે તેમ આ બનાવની બધી જવાબદારી તેમણે પોતે વહોરી લીધી. તેમને ઘણીવાર આગ્રહ થતો હતો, તો પણ તે પોતાને પત્રો લખનારાનાં નામ પ્રકટ કરવા ખુશી નહોતા. તે એમ કહેતા કે જેમના ઉપર એમણે વિશ્વાસ રાખ્યો હતો તેવા એ પત્ર લખનાર હતા. તેમણે એ હેતુથી મને ખબર આપ્યા હતા કે હું એ બાબત તદ્દન ખાનગી અને ગુપ્ત રાખીશ એવો એમને વિશ્વાસ હતો. તે સમાચાર ઇંગ્લાંડમા પ્રકટ કરવાનો અધિકાર તેમણે મને આપ્યો નહોતો. મે જાહેર જનતાના હિત ખાતર તે સમાચાર પ્રકટ કર્યા હતા. તેથી બધી રીતે હું પૂરેપૂરો જવાબદાર છુ. જેમણે મારાપર વિશ્વાસ રાખ્યો હતો તેમના નામ હું

જાહેર કરી શકતો નથી આ રીતે પહેલુ માનભર્યું કર્તવ્ય એમણે બજાવ્યુ તે પછી શ્રી રાનડે અને બીજા જે માણસોમા એમને વધારેમા વધારે વિશ્વાસ હતો તેમણે એમને સલાહ આપી કે આ પ્રશ્નથી જેમને તેમણે હલક પાડ્યા હોય તેમની સ્પષ્ટ માફી મ ગવી એ એક સજ્જન માટે માનભર્યો મ ર્ગ હતો આ ગળે ન ઉતરે તેવી કડવી ગોળી હતી પણ શ્રી ગોખલે આ અણીના પ્રસગને અનુરૂપ થઈ શકે તેવા હતા, અને જેમની જાહેર સેવાના કમને ઝાખપ લગાડે એવુ એમણે કઈક કર્યુ હતુ, તેમના પ્રતિ તેમણે જાહેર માફીપત્ર રજુ કર્યું એમનુ માફીપત્ર તે પછી પૂરેપૂરૂ છાપવામા આવ્યુ હતુ હુ તે આખુ તમારી પાસે વાચી શકતો નથી ને વળી જ લાંબુ છે તે પત્રના છેવના ભાગમા લખાયેલ મજકુર માટે એમને ખાસ ઠપકો આપવામાં આવતો હતો તે ભાગ મારે વાંચી બતાવવો જોઈએ એ છેલ્લા પરિચ્છેદમા જે લોકોની એમણે માફી માગી હતી તેમના નામો જણાવવામા આવ્યા હતા તે વખતે એમ કહેવાતુ હતુ કે એ માફી પત્ર બહુજ લાબુ હતુ અને ' સોલ્જર " સીપાઈ જેવા જે વર્ગની માફી માગવી પાત્ર થતી નહોતી તેવા વર્ગને ઉદ્દેશીને પણ એ માફી પત્ર લખાયુ હતુ આ બાબત એવી છે કે તે વિષે હિન્દુસ્તાનના લોકોના અભિપ્રાય પ્રમાણે દોરાવુ એ નમાલુ છે કારણ કે ઈંગ્લાંડની પ્રજાના માણસોને સાર્વજનિક જીવનની માનભરી ફરજોની અને લોક જીવનના રહેવાની જેટલી માહિતી હોય છે તેટલી માહિતી હિન્દી જનોને હોતી નથી તેથી તે લોકોજ આ બાબત ન્યાયપૂર્વક વિચાર કરી શકે, અને આ પ્રશ્નની સાચી સમજ માટે તે સમયના લાના લોકોના પુરાવા તરફજ આપણે વળવુ જોઈએ આપણા લોકોએ અગણિત શબ્દોથી શ્રી ગોખલેની અવગણના કરી, તેમની નાલેશી કરી તેમની નિંદા કરી, અને જ્યારે જ્યારે તે જાહેર સભામા હાજર થતા ત્યારે તેમની પાછળ સીસકારા મચાવ્યા ઘણાયે મહિના સુધી આપણા લોકોએ ગોખલેનુ જીવન ખારૂ ઝેર, અને ભયંકર બોજારૂપ

અનાવી મૂક્યું પત્ર હવે મારે તમારી આગળ તેમના માફીપત્રનો છેલ્લો પરિચ્છેદ વાંચી સંભળાવવો જોઈએ, અને તે પછી જે પ્રતિષ્ઠિત ઇંગ્લીશ લેડીઓપર શ્રી ગોખલેનો વિશ્વાસ હતો તેમણે શ્રી ગોખલેના આ વખતના વર્તન બાબત જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે પણ પુરાવા તરીકે મારે તમને વાંચી સંભળાવવા જોઈએ

"Before concluding, I respectfully beg to be permitted to make one more observation. In doing what I did I felt I was discharging a most painful duty. I said so to the Members of the Indian Parliamentary Committee. The late Mr. Rand was lying in a critical condition when I addressed them, and I said at the outset of my remarks that it was an odious position for any one to occupy, to have to criticise the Poona plague operations while the officer who had suffered for them was lying in a condition which called for the deepest sympathy and respect from every quarter. And even now, when I fully realise the humiliating position in which my action has placed me, my bitterest regret is caused by the thought that I became the instrument of adding to the anxieties of H. E. the Governor at a time when he must have had the greatest difficulty in preserving the equanimity of his mind. I also feel most keenly that while a few Englishmen at least

in this Country have been not only just but even generous in judging me, I have been much less than just to their countrymen the soldiers engaged in plague operations, and have made grave unwarranted charges against them when they were engaged in work which required that their critics should be not only just to them but even generous. I once more tender an unqualified apology to all, to H. E. the Governor, to the members of the Plague Committee, and to the soldiers engaged in plague operations "

માફી પત્રનો આ છેલ્લો પરિચ્છેદ હાલ ઘણાની જાણમાં નથી. અને તે વિસારે પડી ન જાય એમ હું ઇચ્છતો હોઉં તો તેનું કારણ એ છે કે ભવિષ્યમાં જ્યારે એક સજ્જન બીજા સજ્જનને, એક સન્નારી બીજી સન્નારીને કોઇ વખતે માફી પત્ર રજુ કરવા ઇચ્છે ત્યારે, યાદ રાખજો કે તમારૂં માફી પત્ર સર્વાંગે સમ્પૂર્ણ હોવું જોઇએ. એમ ન હોય તો તે ઘટતો સંતોષ ઉપજાવી શકતું નથી. માફી પત્ર ખરા જીગરનું હોવું જોઇએ, અને તેના પાછળ જરા પણ ડંખ કે બળતરા રહેવી ન જોઇએ. એ એવું હોવું જોઇએ કે જેમાં બધી વાત સાફ ધોઇ નાંખવાની તાકાત હોવી જોઇએ.

હવે, તમે જોઇ સ્યો કે આનો બદલો ગવર્નર સાહેબે કેવો આપ્યો. જે મનોવૃત્તિથી શ્રી ગોખલેએ પોતાનું માફી પત્ર રજુ કર્યું તે મનોવૃત્તિનો પડઘો ગવર્નર સાહેબે ન પાડ્યો એ જોઇને ખરેખર દુઃખ થાય છે. આ બનાવ પછી પહેલીવાર જ્યારે ઇલાકાની ધારાસભા મળી ત્યારે લોર્ડ સેન્ડહર્સ્ટ તરફથી સ્વયં ઇચ્છાથી આ શબ્દો રજુ થયા હતા.

"જે ગૃહસ્થનું નામ જાહેર પ્રજા આગળ થોડા દિવસ માટે બહુ જાણીતું હતુ, તેમના તરફથી માફી પત્ર અને શબ્દો પાછા ખેચી-લેવાનુ લખાણ રજુ થયેલ છે તે સાચી વાત છે જેના પાયામાં કઇ લવલેશ ન હોય તેવી અને અહિંથી હજારો માઇલ દૂર આવેલા દેશમાં, અંગ્રેજ લેખકોની જાણ માટે રજુ કરવા એક ગૃહસ્થ સારી રીતે પાત્ર ગણે, તેવી હકીકત જાહેરમાં મૂકવી એ બહુ સહેલુ છે એ લખાણ કઈ કઇ હકીકત રજુ કરતુ હોય, એ તો બહુ સહેલ છે. ત્યાંથી પાછા આવીને આમ કહેવુ એ પણ સહેલુ છે. 'મને ખોટી બાતમી મળી હતી હું માફી માગુ છુ" પણ તે ખોટા બીન પાયાદાર આરોપ અને હુમલાની વાત દેશભરમાં ફેલાવી દેવાનુ નુકસાન તો થઈ જ ચુક્યુ છે અને હુ સ્વીકારૂ છુ કે માફી પત્ર તો રજુ થઇ ગયુ છે તેમ છતાં હું શીખામણ, સલાહ આપુ કે ભવિષ્યમા જ્યારે ટીકા કરવાની જરૂર પડે, (અને કોઈવાર જરૂર પડે પણ ખરી) અને મે ટીકા થવાની કદિ ફરીઆદ કરી પણ નથી અને જો તેવે વખતે આ જાતના જાહેર નિવેદનો રજુ કરવા આવશ્યક જણાય તો તે નિવેદનો અહિં રજુ થવા જોઇએ કે જ્યા તે નિવેદનોની હકીકત વિષે તપાસ કરવામા આવે અને જો હકીકત ખોટી જણાય તો તેને ખોટી ઠરાવવા વિરોધ કરવામા આવે આવા નિવેદનોના ઉત્તર અહિં આપી શકાય તેની પહેલા તે દુનિયાભરમાં પ્રકટ થઇ જાય એમ તો થવુ ન જોઇએ"

તમે જોઇ શકો છો કે આ વચનોમા ઝેરનો ડખ તો એમાં રહ્યો છે કે લોર્ડ સેન્ડહર્સ્ટ પોતાના હોઠમાથી ગોખલેનુ નામ પણ ઉચ્ચારવા ઈચ્છતા નહોતા

હવે, હુ તમારી પાસે સર વિલિયમ વેડરબર્નના એક પત્રમાંથી એક ઉતારો વાચીશ

"કૃપા કરીને જાહેર જીવનમાથી પાછા હઠી જવાની વાતજ ન કરશો તમારા પર થયેલા હુમલાનુ ઝનુન પોતે એ સાબીત કરે છે કે

તમારા દેશ બાપવો વતી ઇગ્નાડમાં તમે કરેલું કામ ઘણું અગત્યનું અને કીમતી હતું."

ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસના સ્થાપનાર, એ રાજદ્વારી મહાન સંસ્થાના પિતા તરીકે ઓળખાતા, મી. હ્યુમનો પત્ર આ પ્રમાણે હતો.

"આ બનાવની હુ મોટી અન્ખી કીમત ગણુતો નથી તમે તમારા પક્ષને જરા પણ નુકસાન કર્યું છે, પહોંચાડયું છે, એમ હું માનતો નથી. જાહેર જીવનમાંથી તમારે પાછા હઠી જવાનું કોઇ પણ પાર્થિવ કારણ હું જોતો નથી.

એક બહાદુર અને ભલા માણસને માટે ખુશ રહી દાખલો બેસાડવાનો આજ સાચો સમય છે. નિરાશા જતી કરો. જાહેર જીવનમાંથી ખસી જવાની વાત જતી કરો. તમ કદિ નહોતા એવા ઉત્સાહી બનો. માત્ર પહેલા હતા તેનાથી વધારે સાવચેત બનો કે જેથી સાબીત કરી શકય એવી હકીકત જેને વ્યાજબી હગવે તેના કરતા વિશેષ ભાગ્યગડમાં તમારે હાથ તમે નજ ઘાલો. એક બીજો મુદ્દો. અમારી આથે તમે કોઇ પણ બાબતમાં પાછા પડ્યા છો એમ ધારશો નહિ અમારી માફી માગશો નહિ. તમારા પક્ષ માટેના તમે શહિદ છો એમ અમે તમારા તરફ જોઇએ છીએ અને તમને મદદ કરવામાં અને તમારી પડખે ઊભા રહેવામાં અમે હતા તેના કરતાં વધારે તત્પર છીએ. બહાદુર હૃદયને ટકાવી રાખો અને સાચે માર્ગે વિનયપૂર્વક પણ ખંતથી ધપ્યા જાઓ, અને એંગ્લો ઇન્ડીઅનના અને હિન્દી જનોના બડબડાટની દરકાર ન કરો.

તમારો હમેશનો સ્નેહી
એ. ઓ. હ્યુમ."

તે પછી શ્રી ગોખલે ફરીથી હિમ્મતમાં આવી ગયા અને જાહેર જીવનમાથી નિવૃત્ત થવાના વિચારોને તિલાંજલિ આપી, અને પછી

જ્યારે વખત આવ્યો ત્યારે તે પછીની કોન્ગ્રેસની બેઠકમાં તેમણે હાજરી આપી એ બેઠક મધ્ય પ્રાંતમાં અમરાવતીમાં ભરવામાં આવી હતી કમનશીબે એવું બન્યું કે જે પ્રતિનિધિઓ ત્યાં એકઠા થયા હતા તેમણે એમના તરફ સારો વર્તાવ બતાવ્યો નહિ આ તાજો બનાવ તેમના મગજમાં વધારે સ્પષ્ટતાથી ચોંટી રહ્યો હતો અને એમજ બને છે કે જ્યારે કોઇ અમારો થઇ પડે । માણસ કોઈ જાહેર સ્થળે હાજર થાય છે ત્યારે લોકો તેના તરફ જાડી રીતે વર્તે છે આ જાતનો દેખાવ કરવામાં આગળ પડતો ભાગ બંગાળી પ્રતિનિધિઓ લેતા હતા એમ જણાયું હતું અને વ્યાસ પીઠ ઉપરના વક્તા થવાની તક શ્રી ગોખલેને ન મળે એમ તે ઇચ્છતા હતા તેથી એ પ્રસંગને લીધે એમને પારાવાર ખોટું લાગ્યું હતું આનાથી એમની લાગણી એટલી બધી દુખાઇ હતી કે તેનું વર્ણન હું પૂરેપૂરૂં કરી શકતો નથી છેવટે આ વખતે મૂળ માફી પત્રના જેટલુંજ બાળું લાંબુ નિવેદન બહાર પાડવાની તેમને ફરજ પડી હતી આ પગલું ભરવા માટે એમને ખાસ કરીને ઠપકો આપવામાં આવ્યો હતો કારણ કે આ રીતે ફરીથી વર્તમાન પત્રો ઉપર એમનું નામ તેમણે ચડવા દીધું હતું તેમણે આ નિવેદન લખવા માટે તેમના મિત્રોમાંના ઘણા નાખુશ થયા હતા પણ મી કેન (Caine) ભાળજી પૂર્વક બતાવે છે કે એ લાંબા પત્રમાં તમણે લખેલો પ્રત્યેક શબ્દ સમ્પૂર્ણ હતો, યુક્ત હતો અને પ્રેમાળ ભાવથી તથા વિનયથી તે અર્પિત થયેલો હતો માત્ર ગુન્હો એજ હતો કે તેમણે તે પત્ર લખ્યો શા માટે? મને લાગે છે કે તે કાગળમાંથી હું છેલ્લો પરિચ્છેદ તમારી પાસે વાંચીશ એ કાગળના છેલ્લા ભાગમાં એવી ભાવનાઓ અને ઉર્મિઓ છે કે જે આજે ઘણે વરસે પણ તાજી કરવા જેવી છે અને વિચારમાં લેવા જેવી છે

૬ સ. ૧૮૯૮ના જાન્યુઆરીની ૮મી તારીખે મરીપત્રના બનાવને લગતા છાપામાં આવેલા શ્રી ગોખલેના પત્રમાંથી ઉતારો

"મારા વર્તન ઉપરથી છેલ્લો ન્યાયનો ઠરાવ શો થશે તે વિષે મને જરા પણ શંક નથી. એવો દિવસ જરૂર આવશે કે જ્યારે મારા દેશના માણસો સ્વીકારશે કે આ કમનશીબ બનાવ વિશેનો વિચાર જેટલે અંશે તેની સાથે મારો સમ્બંધ છે તેટલે અંશે ખેદ સાથે કરવો ઘટે છે, નહિં કે ક્રોધના આવેશમાં, અને ઘણાજ કડક અને કટોકટીના સંજોગમાં. કર્તવ્ય અને પ્રતિષ્ઠાને સાથે બંધ બેસતો આવે તેવો જે એકજ માર્ગ હતો તે મેં ગ્રહણ કર્યો હતો દરમ્યાન મેં રાહ જોવામાં સતોષ માન્યો છે માણસની કસોટીઓ અને મુશીબતો જો ખરા અર્થમાં માથે ચડાવી લેવામાં આવે તો તે માણસને બોધદાયક નીવડે છે અને ઉન્નત બનાવે છે મારે જે કરવાનું જરૂરનું છે તે એજ છે. વાતાવરણ આશાનું હોય કે નિરાશાનું, પણ મારે મારૂં કર્તવ્ય કર્યે જવું જોઇએ જે સાર્વજનિક ફરજો ઉપાડતી વખતે કોઇની આજ્ઞા લીધી ન હોય, તે ફરજો કોઇના ફરમાનથી છોડી શકાય નહિ. માણસ ઉચ્ચ ભૂમિકામાં કામ કરે છે કે ઉતરતી ભૂમિકામાં કામ કરે છે, તે સાપેક્ષ રીતે ઘણી ઓછી અગત્યની બીના ગણાય. માણસે જે કાંઇ કર્યું હોય, તેના તરફ જાહેર પસંદગી બતાવવામાં આવે તો માણસ હમેશા રાજી થાય છે, એવી જાહેર પસંદગી કામ ઉપર ઉતરે એ ન્યાય પુરઃસરના સંતોષની વાત ગણાય–તે તેના કરતાં પણ કંઇક વિશેષ ગણાય. તે બળ અને ઉત્તેજન આપનાર એક સાધન છે, અને વળી આ દેશમાં તો સાર્વજનિક જીવન ગાળનાર માટે એ એકજ પારિતોષિક હોઇ શકે છે. પણ માણસના અસ્તિત્વનો એ ઉચ્ચતમ હેતુ નથી. લગભગ ઉચ્ચતમ હેતુની હારમાં મૂકાય એવો પણ નથી. હર્બર્ટ સ્પેન્સરે કહ્યું છે કે જો તે આવી ચડે છે તો બહુજ સારૂં છે; જો તે નથી પ્રાપ્ત થતું તો પણ સારૂં છે, જો કે એટલું બધું સારૂં ન કહેવાય"—

જેને કુદરતી સહાનુભુતિની બક્ષિસ મોટા પ્રમાણમાં મળી હતી અને જેનામાં સમજશક્તિ પણ મોટા પ્રમાણમાં હતી તેવા એક

બગાળી ગૃહસ્થે તેમને એક સુદર પત્ર લખ્યો હતો શ્રી ગોખલેએ આ આફતના સમયમાં જે લાયકાત બતાવી હતી તેની કદર એ પત્રમાં તેણે દર્શાવી હતી તેના જવાબમાં શ્રી ગોખલેએ જે શબ્દો લખ્યા હતા તે તમારે જાણવા જેવા છે.

ઇ સ ૧૮૯૮મા જાન્યુઆરીની ૧૫મી તારીખે મારીપગના બનાવને અગે શ્રી અતુલકૃષ્ણ ઘોષ ઉપર શ્રી ગોખલેએ લખેલા પત્રની નકલ.

"મને ગઇ સાંજે મળેલા પત્રમાં તમે અતિ મમતાવાળી લાગણી, હૃદયને સ્પર્શે એવી રીતે દર્શાવી છે, તે માટે હું તમારો ઘણોજ આભારી છુ. હુ ગર્વ થયો છુ કે તમારી બધી શકાઓ દૂર થઇ છે. અને જે માર્ગ મ સ્વીકાર્યો હતો તે મારા કર્તવ્ય અને પ્રતિજ્ઞાને બધબેસે તેવા એકજ માર્ગ મારી પાસે ખુલ્લો હતો, (તે ભલે દુ ખદાયક હતો) તે બાબત તમને ખાતરી થઇ છે મહેરબાની કરી મારા માટે તમારે કઇ પણ ખટક રાખવી નહિ. હુ અત્યારે જે અનુભવી રહ્યો છુ તેવા નિંદાના અપશબ્દો, લાગણીવાળા મનને તો સહન કરી લેવા માટે વધારેમાં વધારે કઠેર થઇ પડે છે, અને તે અપશબ્દો સ્નેહી સમ્બધીને અને મિત્રોને માનસિક વ્યથા ઉપજાવે છે એ જાણવાથી સામા ય રીતે જેટલે અશે એ અસહ્ય હોય છે તેના કરતાં તે વધારે અસહ્ય થઇ પડે છે મારી જાત વિષે કહુ તો હુ એ ઘા સમાધાની ભરેલી શાંતિથી સહન કરી લઉં છુ, અને મને ભાન છે કે કર્તવ્ય બજાવતાં મારે જે કરવુ જોઇતુ હતું તેજ મે કર્યું છે. અને મને વિશ્વાસ છે કે કોઇ દિવસે મને ન્યાય મળવાનો છે ન્યાયમૂર્તિ શ્રી રાનડેના સદ્‌બોધ અને દાખલાનો મારે આભાર માનવો જોઇએ કે મારા અન્તર્દીપની આજ્ઞાથી—નહિ કે પસદગી મેળવવાની વૃત્તિથી—હુ મારા કાર્યો કરતાં ઘણા સમયથી શીખ્યો છુ. વળી એ પણ ધ્યાનમાં રાખજો કે આપણામાં રહેલુ ઉત્તમ વિત્ત આપણે મજામાં હોઇએ ત્યારે નહિ; પણ જ્યારે આપણે દુ:ખનો ભાર વહેતાં હોઇએ ત્યારે પ્રકટ

થાય છે એવી રીતે આપણુને સહન કરવાનો જે યોગ આવે છે તેમાં એક પ્રકારની ભવ્યતા અને નૈતિક ઉન્નતિ રહેલી હોય છે જેની સર ખામણી કશાની સાથે થઇ શકે નહિ તે પોતેજ પોતાનું પારિતોષિક બને છે શ્રી સુરેન્દ્રનાથ બેનરજીએ તે વખતે મારા માટી પત્ર માટે જે લખ્યુ હતુ તે મને બરાબર યાદ છે મારે પડખે જે થોડા લોકો તે વખતે ઊભા રહ્યા હતા તેમાંના એઓ એક હતા તેમની મમતા હુ કદિ વિસરીશ નહિ '

હવે મારે તમને જણાવવુ જોઇએ કે જ્યારે તે ઇંગ્લાંડ ગયા હતા ત્યારે તેમણે મી મોર્લે સાથે પોતાની જાતનો પરિચય કરાવી લેવાની કાળજી રાખી હતી તે એમના વચ્ચેનો પહેલો પ્રસગ હતો એ એવા ગૃહસ્થ હતા કે જેમની સાથે પાછળથી એમને ઘણો વ્યવહાર બધાયો હતો મારે એમનુ નામ લેવાના ઘણા પ્રસગો આવશે કોઈવાર હુ મી મોર્લે કહીશ તો કોઈ વાર લોર્ડ મોર્લે કહીશ મી મોર્લેનો આ માફી પત્ર ઉપર શો અભિપ્રાય હતો તે જણાવતાં મને હર્ષ થાય છે મી કેન તરફથી શ્રી ગોખલે ઉપર આવેલા પત્રમાથી આ ઉતારો છે

ઇ સ. ૧૮૯૮ના ઓકટોબરની ત્રમી તારીખના મી. કેનના શ્રી ગોખલે પરના કાગળનો ઉતારો

"For instance I spent Wednesday with John Morley and he laughed at the whole thing, spoke in the warmest terms about yourself and evidently has most pleasant memories of his interview with you when you were here."

જે રીતે શ્રી ગોખલેએ આ બધાં અપમાનો સહન કરી લીધાં તે રીતને લીધે જ મોટે ભાગે ગવર્નર લોર્ડ સેંડહર્સ્ટે બે વરસ પછી પોતાનુ વલણ ફેરવ્યુ હતુ પોતાના ૬૬ સબધો વગેરે

રહી શ્રી ગોખલે નિવૃત્ત થવાને બદલે અને જાહેર જનતા વાસ્તે કોઈ પણ પ્રકારે ખોટ લગાવ્યા વિના ઘણીજ માથાકુટ અને ઘણા જોખમ ભરેલા કાર્યો ઉપાડી લેવા બહાર પડ્યા બીજે વરસે પણ મરકી વધુ જોરથી ફાટી નીકળી વિશ્વાસને પાત્ર ગણાય એવી ટુકડીને પોતાની સાથે લઇ ઘરે ઘરે પ્લેગ માટેની સેવા કરવા બહાર પડેલા કેટલાક માણસો હતા તે પૈકીના શ્રી ગોખલે પણ એક હતા. આ લોકોએ ઘણી ચમત્કારિક ઉપયોગી સેવા અર્પણ કરી હતી. તે પછી મરકીની રસી ખરી રીતે સાચી અસર કરે છે કે કેમ તેની તપાસ કરવા "માથેની મડળીના એક સભાસદ" તરીકે તેમણે કામ કર્યું. જે જાહેર જનતાએ તેમના પ્રત્યે ઘણીજ તોછડાઇથી થોડા માસ પહેલા વર્તન ચલાવ્યુ હતુ તેજ જાહેર જનતા આ બધી કામગીરી માટે એમનો મોટો અહેસાન માનવા લાગી જે સરકારી નોકરો અને અમલદારો તેમના નમ્રતા ભરેલા અને સમ્પૂર્ણ રીતે સ્પષ્ટ માફીપત્રથી નરમ બન્યા હતા તે બધા જોઇ શકયા કે જે માણસે પોતાના બાંધવો ભયમા આવી પડ્યા હતા, તેમની પવિત્ર સેવા ઉઠાવી હતી તે માણસમાં કેવા નક્કર સદ્ગુણો વસ્યા હતા બીજાની પેઠે લોર્ડ સેન્ડહર્સ્ટ પણ નરમ હૃદયના બન્યા હતા. અને શ્રી ગોખલેના કામની નીચેના શબ્દોથી સાક્ષી પૂરાવવાની તેમને જરૂર જણાઇ હતી

ઇ સ. ૧૮૯૮મા લોર્ડ સેન્ડહર્સ્ટ કરેલુ ભાષણ

બેશક પોતાને ખોટી બાતમી મળી હોવાથી શ્રી ગોખલે તરફથી જે નિવેદન પ્રકટ કરવામાં આવ્યુ હતુ તેની જરા સખ્ત ટીકા કરવાની એ વરસ ઉપર મારી ફરજ થઇ પડી હતી, તે સૌને યાદ હશે તે વખતે મે જણાવ્યુ હતુ કે આવા નુકસાનકારક નિવેદનો પ્રસિદ્ધ કરતાં પહેલા તેમણે પોતાને મળેલી બાતમી વિષે જરા વધારે કાળજી રાખવી જોઇતી હતી તે વખતે એ નિવેદનો ખોટાં પાડવાની મે કાળજી રાખી હતી, તો પણ આજે તેટલીજ કાળજીથી હુ કબુલ કરૂ છુ કે

પ્લેગની સેવા કરતા અહર પડેલા સ્વયંસેવકોમાં પ્રાધ્યાપક ગોખલે જેટલા સખત મમ કરનારા, ઉદાર અને સહાનુભૂતિવાળા કાર્યકર બીજા કોઈ મળશે નહિ

આ ભાષણમાં લોર્ડ સેન્ડહર્સ્ટે શ્રી ગોખલેનુ નામ લેવાનુ દુરસ્ત ધાર્યું છે (હસાહસ)

જરા પણ મોધ આપવાના ઈરાદા વગર હુ તમને આ તકકે એ કહેવા માગુ છુ કે શ્રી ગોખલે ઉપરાત બીજા એક જણને પણ જીવનમા આવી કપરી કસોટીએ ચડવુ પડયુ હતુ માણસની ખણુ ખણુતી સ્નેહ વખતે માણસને સખત રીતે પાછા પડવાના પ્રસગનો સામનો કરવો પડે છે ઘણા પુરુષોને અને સ્ત્રીઓને હાસ્ય અને અશ્રુનો એક સાથે અનુભવ કરવાનો વખત આવે છે પોતાના જીવનના પ છલા ભાગમાં લોર્ડ સિંહ આસુથી ભરેલી આખે અને ગદ્‌ગદ્ કઠે મને એકવાર જે કહી રહ્યા હતા તે યાદ આવે છે તેમના શબ્દો – 'મારે માટે ખાસ કરીને આ નોધવા જેવુ છે હિન્દી પ્રજાને જે મહાન ઈનામો અને મોટી પદવીઓ પહેલા મળી તે બધી પહેલીવાર મોટે ભાગે મને મળી હતી તેથી મને થવો જોઈતો સતોષ અને મારા મનમા જનમવુ જોઈતુ ગૌરવ બહુ મહાન હોઈ શકે તેને બદલે હુ તમને મિત્ર તરીકે કહુ છુ કે એ આત્મસતોષ કે એ ગૌરવ મ્હાણવા માટે મને એક પણ પળ મળે એવી મારી સ્થિતિ રહેવા દેવામાં આવી નહોતી કારણ કે જ્યારે જ્યારે માન અને ઇલકાબની નવાજેશ થતી ત્યારે ત્યારે જાહેર જનતાના હુમલા અને કડક નિંદા મારાપર આવી પડતાં આ હુમલા અને નિંદા કેવળ નિર્દોષ માણસના કે અવગણનાવાળા માણસોના નહોતા, પણ તે ચોક્કસરીતે દુશ્મનાવટ વાળા અને સાંકડામનવાળા હુમલા હતા દરેક વખતે મીઠા સાથે કડવા ઘુટડા એવી રીતે મિશ્રિત થયા હતા કે હું જરા પણ ચેનમાં રહી શક્યો નહિ ' તમને યાદ હશે કે એડવોકેટ જનરલની પદવી મેળવનાર પહેલા

હિન્દી ગૃહસ્થ શ્રી સત્યેન્દ્રસિંહ હતા' તે પછી તે વાઇસરોયની કારોબારી સભાના સભ્ય બન્યા હતા. તે પછી સામ્રાજ્ય ઈમ્પીરીઅલ કોન્ફરન્સમા હિન્દુસ્તાનના પ્રતિનિધિ તરીકે તેમને પસદ કરવામા આવ્યા હતા (પહેલા યુદ્ધને અન્તે) વર્સેલીસની સ ધના કાગળો ઉપર બિકાનેર નરેશની સાથે સહી કરવાનુ બહુ માન તેમણે ભોગવ્યુ હતુ. તે પછી તે શહેનશાહના પ્રિવી કાઉન્સિલર નીમાયા હતા, થોડા વખત પછી તમે જાણો છો તેમ તે નાયબ હિન્દી પ્રધાન બન્યા હતા, ત્યાર બાદ ઉમરાવની સભામા ઉમરાવ તરીકે બેસવાનું માન તેમને મળ્યુ હતું. અને મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રાજકીય સુધારાના ઘડતરમા એમણે મોટો ફાળો આપ્યો હતો આ માનભરી પદવીઓ એમના ઉપર ક્રમશ આવતી ગઈ અને તેથી તેમનુ જીવન માત્ર નામીનુ થવુ જોઇતુ હતુ' એટલુજ નહિં પણ તેની પોતાની જાતને અને તેમનાં આપ્તજનોને મોટા વિજયથી ભરેલું થઇ પડવુ જોઇતુ' હતુ. પણ આ બધી બાબતો વિષે ઘણીજ નરમાશથી અને ઉતરી ગયેલા મોઢેથી મારી પાસે બોલતા મે એમને સાંભળ્યા હતા, કારણકે એ કહેતા હતા કે તે માન અકરામના આનંદનું પૂરેપૂરૂં મૂલ્યાંકન તે ભોગવી શકે તે વાત તેમના દુશ્મનોએ અશક્ય બનાવી દીધી હતી.

એજ પ્રમાણે ટીકા કરનારા તરફથી અને દુશ્મનો તરફથી શ્રી ગોખલે ઉપર પણ એમના જીવનમાં હલ્લા થયા કરતા હતા હજુ તો તે ફર્ગ્યુસન કોલેજમા પ્રોફેસર તરીકે કામ કરતા હતા, ત્યારથી એમની તકલીફનો આરમ્ભ થઇ ચુક્યો હતો. પ્રોફેસર ટિળક સાથેના બહુ વહેલાં સહવાસ દરમ્યાન તેમની વચ્ચે મતભેદ જાગી ઉઠયા હતા. જ્યારે પ્રો. ટિળક ફર્ગ્યુસન કોલેજમાંથી છૂટા થયા ત્યારે ધાર્મિક અને સામાજિક સુધારા સંબધી કેટલાક પ્રશ્નો પરત્વે સારી પેઠે ઝઘડો ઊભો થયો હતો. આ મતભેદનો અખાત આગળ જતાં પહોળો થયો, અને તે અખાતમાં બધી રાજકારણની બાબતો પણ સમાઇ જવા પામી ઘણાં

વરસો સુધી રાજકારણની બાબતમાં તે બન્ને આમસામી છાવણીમાં બેસતા હતા. પહેલાં તો આ મતભેદ દક્ષિણ દેશ પૂરતા હતા. પણ આગળ જતાં એમનો વિરોધ સમસ્ત હિન્દુસ્તાનના પ્રશ્ન પરત્વે જામી ગયો હતો. અને પ્રજાના જાહેર કામની રંગભૂમિ ઉપર તેઓ બન્ને જીન્દગી પર્યન્તના આગ્રહી સમોવડીઆ વિરોધી તરીકે જ એકમેકને મળતા હતા. શ્રી ગોખલેના જીવનના છેલ્લા ભાગ સુધી તેઓ એકમેક સાથે બાથંબાથ આવતા હતા. તે વાત પણ જાણીતી છે કે જેમ જેમ શ્રી ગોખલેનો કાળ કમી થતો ગયો, તેમ તેમ તેમના ઉંડા અને ગંભીર પ્રકારના મૂકાયેલા આરોપના ખુલાસા આપવાનો તેમને પ્રસગ આવતો ગયો. અને સામાન્ય રીતે એમ પણ માનવામાં આવે છે કે આ વઢવાડને લીધે શ્રી ગોખલેનું મૃત્યુ જરા ઉતાવળું આવ્યું.

જેઓ એમ માને છે કે શ્રી ગોખલે ભાગ્યદેવીની કૃપાને પાત્ર બનેલી વ્યક્તિ હતી. તેઓ ખોટા છે ને બતાવવા માટે હું હવે થોડી વાત રજુ કરીશ તે વિધાતાના લાડકવાયા નહોતા જ. જીવનમાં તેમને મધુરતા અને કડવાશ બન્નેનો સ્વાદ સરખી રીતે ચાખવાનો વારો આવ્યો હતો. આવાં ૪૯ વરસના પરિમિત આયુષ્ય દરમ્યાન આટલી મોટી મહત્ત્વવાળી અને ઓજસવાળી સેવાનો ઢગલો તે અર્પણ કરી શક્યા તેનું કારણ એ હતું કે તેમની દેશભક્તિ નિર્મળ હતી, તેમની ધાર્મિક ભાવના ઊંડી હતી, તેમના આશયો ઉચ્ચ હતા, અને તેમના જીવનની બધી લડતમાં તેઓ સત્યને અને ઉચ્ચ તત્ત્વને નજર બહાર જવા દેતા નહિ.

## રોજનિશીમાંથી ઉતારો

આટલા લાંબા કાળ પછી જે મહાપુરુષનો અભ્યાસ કરી રહ્યા છીએ તેમનો સ્વભાવ કેટલો ઉંડો, સચ્ચાઈ ભરેલા જીગરવાળો અને તત્પરતાવાળો હતો તે બતાવી આપે એવો અતિ અગત્યનો લેખ હું તમારી

પાસે વાચવાનો છુ (ફ્રગ્યુંસન કૉલેજમા તે જ્યારે પ્રોફેસર હતા તે વખતની હુ વાત કરતો હોવાથી) હુ અહિ એમને પ્રોફેસર ગોખલે કહીશ પ્રોફેસર ગોખલે જીવનની શરૂઆતમા શ્રદ્ધા વગરના હતા અને ઘણા ખરા યુવકની પેઠે તે પોતાની માન્યતા પોતાની પાસેજ રાખી મૂકતા નહિ એમ જણાય છે કે એકવાર જ્યારે ચાર્લ્સ બ્રેડલોના મર ણનો શોક દર્શાવવા એક જાહેર સભા ભરવામાં આવી હતી ત્યારે તે મુખ્ય વક્તા હતા અને પોતાના ભાષણમા પોતાને નાસ્તિક તરીકે તેમણે ઓળખાવ્યા હતા પણ મોટીવયે શ્રી રાનડેના પ્રભાવને કારણે અથવા તો વધારે પરિપક્વ વિચારણાના પરિણામે તેમણે પોતાની માન્યતા તદ્દન બદલાવી નાખી હોય એમ જણાય છે, અને એમ પણ જણાય છે કે શ્રી રાનડે આશા રાખતા હતા કે જે માણસે જાહેર સભામા પોતાની નાસ્તિ કતા જાહેર કરી હતી, તેજ માણસ તેવી રીતે જાહેર સભામાં જૂની સાચી શ્રદ્ધાને માર્ગે પોતે વળ્યાની વાત જાહેર કરવાની પહેલી તક લેશે જ. પણ એવુ જાહેર નિવેદન કદિ બહાર આવ્યુ નહિ ધાર્મિક માન્યતા અને એવી બીજી ગહન બાબત વિષે શ્રી ગોખલેના વિચાર કેવા હતા તે વિષે કોઇ પણ ચોકસતાથી કઈ જાણતા નથી જીવન અને મૃત્યુના ગૂઢ ભેદ વિષે તે કેવા વિચાર ધરાવે છે તેના વિષે કોઇ પાસે વાત કરવી તેમને ગમતી નથી એમ તેમણે એકવાર મને કહ્યુ હતુ. માણ સનો ધર્મ એ પૂરેપૂરી એમની અંગત અને ખાનગી બીનકત ગણાય છે હું જ્યાંસુધી અનુમાન કરી શકુ છુ ત્યાંસુધી મને લાગે છે કે તેમને જીવનના પાછલા ભાગમા લાગવા માડયુ હતુ કે કોઇ અદ્રશ્ય શક્તિની દોરવણી પ્રમાણે તે તેમનુ જીવન ઘડી રહ્યા હતા આ અદ્રશ્ય શક્તિની હાજરી તે પોતાની આસપાસ અનુભવી રહ્યા હતા. આ ના કરતાં આગળ એ વધ્યા નહોતા. તે પછી મે સાભળ્યુ હતુ કે તે ભગવદ્‌ગીતાનુ ઘણુ સારૂ અધ્યયન કરનારા હતા, અને મહાભારતના શાન્તિ પર્વ નામના પ્રકરણના તે ઘણા પ્રશસક હતા વિચિત્ર સજોગમા એમણે મને એકવાર સસ્કૃત શ્લોક કહી સભળાવ્યો હતો.

પણ તેમના સંસ્કૃત ભાષાના જ્ઞાન સમ્બંધી તેમણે મારી પાસે કદિ પણ સૂચન સરખું મૂક્યું ન હતું થોડા દિવસ પહેલાં મેં જ્યારે જાણ્યું કે, આખું "વિક્રમોર્વશી" નાટક-(કાલીદાસનું લખેલું સંસ્કૃત નાટક) તેઓને કંઠે હતું, ત્યારે મને ખૂબ આશ્ચર્ય થયું. જાહેર હિતની સેવાના કોઇને કોઈ હેતુ માટે હું નાણા ઉઘરાવતો, તે માટે તેમણે મને ઠપકો આપ્યો હતો, અને સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટી વાસ્તે જે તે માણસ પાસે ન જવાની અને જે તે માણસ પાસે ઉઘરાણું ન માગવાની એમણે મને તાકીદ આપી હતી. તેમણે કહ્યું હતું કે "સોસાઇટી વાસ્તે માત્ર તેવા માણસ પાસે જ જવાનું રાખો કે જેમના ભલા ઇરાદા માટે અને જેમના સિદ્ધાંત માટે તમને પૂરી ખાતરી હોય." અને તે વખતે આ શ્લોક તેમણે બોલી બતાવ્યો.

यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ।

(તમને જે કોઈ જોવામાં આવે તે બધા પાસે દીનતાનાં વચન ઉચ્ચારતા નહિ.)

હું તમારી પાસે વાચવા માગું છું તે એમની રોજનિશીમાંનો ઉતારો. આ રોજનિશીમાં તે ઘણીવાર પોતાના વિચારોને ટાંકી રાખતા હતા વચમાં મારે તમને કહી દેવું જોઇએ કે નિયમિત રોજનિશી લખવાનું તેમણે ચાલુ રાખ્યું નહોતું. અમને, તેમના અનુયાયીઓને પણ તેમણે એમ કદિ ન કરવાનું ફરમાવ્યું હતું. એમ શામાટે કહ્યું હશે તે તમે જાણો છો? જ્યારે સોસાઇટીનો પાયો નાખવામાં આવ્યો તે અરસામાં આખો હિન્દુસ્તાન રાજદ્વારી ખળભળાટ અનુભવતો હતો. અને જુવાન માણસોની અને ખાસ કરીને જેઓએ સાર્વજનિક સેવા કરતા મંડળમાં પોતાનાં નામ જોડ્યાં હોય અને જેઓ સાર્વજનિક સેવા માટે દેશમાં ફર્યા કરતા હોય, તેવા યુવાનોની વર્તણુકની બારિક તપાસ કરવાની સસ્થાઓ ઉભી કરવી એ તે વખ-

તની સરકારની પ્રવૃત્તિનો એક ભાગ બની રહ્યો હતો ઘણા રાજદ્વારી મુકરદમામા કમનશીબ આરોપીની રોજનિશી તેમના વિરૂદ્ધના પુરાવા તરીકે લઇ જવામા આવતી હતી (હસાહ્ય) તેથી તેમણે અમને કહ્યુ હતુ "જો કે તમે સમ્પૂર્ણ રીતે નિર્દોષ હો, તો પણ તમે કઇંક લખી રાખ્યુ હોય તે રખેને બીજા કોઇ જાહેર કાર્યકરને મુશ્કેલીમાં મૂકી દે માટે રોજનિશી લખવાનુ આપણને પોસાય તેમ નથી" શ્રી ગોખલેના આતરિક જીવનની અમુક બાબત ગોખલેની (ડાયરી) રોજનિશીમાં લખાયેલી છે તેના દૃષ્ટાંત ઉપરથી હુ આ સૂચના અગત્યની હતી એમ બતાવવા માગુ છુ તે હમેશ પોતાની અન્તર્દૃષ્ટિથી પોતાની જાતનુ અવલોકન કરતા, અને મહાન સિદ્ધાત અને મહાન આદર્શને પ્રસગે તે પોતાના વર્તનની પરીક્ષા કરતા હતા એમ કહેવાય છે કે જો તેમણે કાઇ ખોટુ કર્યુ હોય તો તેની શિક્ષા તેમને બહારના કોઇ તરફથી મળે તેના કરતા તેમની પોતાની જાત તરફથી વધારે મળતી. જ્યારે તેમને હાથે કોઇ સારૂ કામ થતુ ત્યારે તે કામ કરવાની પ્રેરણા આપનારને તે જેટલો યશ આપતા તેટલો યશ બીજુ કોઈ આપી શકતુ નહિ અને પોતાનો વિજય અને ફતેહ મળતી ત્યારે તે એમ સમજતા કે સેવાની વધારે મોટી તક મેળવવામા એ વિજય કામ લાગશે પોતાના તરફથી રજુ થયેલા માનપત્રની તેમને મળેલી ઝાખપ પછી તરત જ તેમણે પોતાની જાતની પરીક્ષા આ રીતે કરી અને કેટલાક દૃઢ સંકલ્પ કર્યા. એ દૃઢ સકલ્પો તેમણે કોઈ દસ્તાવેજના કાગળ ઉપર ટપકાવી લીધા, તેજ કાગળો હુ તમને વાચી સભળાવવા માગુ છુ. વાંચતાં પહેલાં એટલુ જ કહું છુ કે તે તમે ધ્યાનપૂર્વક સાભળો, અને સાભળતી વખતે એ માણસના આદર્શો તરફ માન અને ભક્તિ સેવો આ આદર્શો એમણે એવે વખતે સેવ્યા હતા કે જ્યારે એમને ઘણી આતરિક કારમી વેદના થઈ રહી હતી અને જાણે કે તે સમયે સર્વોત્તમ સમક્ષ પોતાનુ જીવન ગાળી રહ્યા હતા, એમ એમને લાગતુ હતું અને એ સર્વોત્તમની દોરવણી તળે પોતાના જીવ

નને લોકકલ્યાણનું સાધન બનાવવાની, અને પોતાના જીવનને પરમે શ્વરની મહેચ્છા પુરી પાડવાનું હથિયાર બનાવવાની ઇચ્છા સિવાય તે સમયે તે બીજું કંઇ ઇચ્છતા જ નહોતા. એમના બહુ માનીતા કાગળોમાંથી આ મને જડી આવેલ છે. તેના ઉપર ઇ. સ. ૧૮૯૮ ના ફેબ્રુઆરી માસની ૫ મી તારીખ પડેલી છે.

## રોજનિશીમાંથી ઉતારો

"શ્રી ગુરૂ દત્તાત્રેયની કૃપાથી હું નમ્રતાથી પણ દ્દઢતાપૂર્વક નીચેની બાબત મેળવવા કે સાધી લેવા પ્રયત્ન કરીશ.

૧ હું નિયમિત રીતે યોગનો મ્હાવરો રાખીશ.

૨ હું નીચે જણાવેલ બાબતનું સારૂં જ્ઞાન મેળવીશ.

(ક) ઇતિહાસ—પ્રાચીન અને અર્વાચીન.
(ખ) ફિલ્સુફી—તત્ત્વવિદ્યા—પ્રાચીન અને અર્વાચીન.
(ગ) ખગોળ શાસ્ત્ર.
(ઘ) ભૂસ્તરવિદ્યા.
(ચ) માનવદેહ ધર્મવિદ્યા ( ઇન્દ્રિય વિજ્ઞાન )
(છ) મનસશાસ્ત્ર—મનોવિજ્ઞાન.
હવે બે બીજી કોઇ વિદ્યા. વિજ્ઞાનની વાત પડતી મુકું છું.
(જ) ફ્રેન્ચ ભાષા.

૩ હું નીચેની સંસ્થાનો સભાસદ થવા પ્રયત્ન કરીશ.

(ક) મુંબઇની ધારાસભા.
(ખ) વડી ધારાસભા.
(ગ) બ્રિટિશ પાર્લામેન્ટ.

આ બધી સભાના સભાગૃહમાં મારી જેટલી શક્તિ હશે તે વાપરીને મારા દેશનું ભલું કરવામાં હું પ્રયત્ન કરીશ.

૪ ઉચ્ચતમ ફિલસુફીવાળા ધર્મનો ઉપદેશ લેવા હુ પ્રયત્ન કરીશ અને એ ધર્મનો ઉપદેશ હું આખી દુનિયાને આપીશ"

આ કાગળીઓ કદાચ આપણને વધારે પડતી ડફાસવાળો જણાય પણ, આ દસ્તાવેજ તેમના ચિત્તમાંથી કયા સજોગોના બળથી ખેંચાઇ આવ્યો છે તેનો જ્યારે આપણે વિચાર કરશુ ત્યારે એક બે હકીકત બહુ સ્પષ્ટ બની જાય છે એ વખતે એમની ઉંમર ૩૭ વરસની હતી એ બત્રીસ વરસની ઉંમરે પણ તેમની નાની વયની જે મહત્વાકાક્ષા હતી તે તેમણે પકડી રાખી હતી કડણમા કડણ દુખના ભારથી પણ તે સહેલાઇથી દબાઇ જાય તેવા નહોતા તેમની ઇચ્છા એ હતી કે હિન્દનુ કલ્યાણ સાધનાર સપૂર્ણ હથિયાર એ બની જાય, અને બુદ્ધિના ક્ષેત્રમા કે બીજાં ક્ષેત્રમાં પોતાની જાતને પૂરતી રીતે સજ્જ બનાવવા તે માગતા હતા, અને છેવટે, તમે જોઇ શકશો કે આ બધુ વિશાળ જ્ઞાન અને એ બધી મહાન તક કેવળ જાહેર જનતાની સેવા માટે તે શોધી રહ્યા હતા. જીન્દગીની છેલ્લી પળ સુધી એમના જીવનની એ મોટી ખાસીઅત ચાલુ રહી હતી તે દેશભક્ત માણસ હતા આપણા મુફલીસ પ્રકારના લક્ષણોમાં તેમણે ખરી રીતે દેશભક્તિના ગુણને એટલુ ઉચ્ચસ્થાન આપ્યુ હતુ કે શ્રી રાનડેના અવસાન પછી એ જ્યારે જ્યારે એમની કઇ વાત કરતા ત્યારે સમજાવતા કે માતૃભૂમિની સેવા કરવાની વૃત્તિ ઉપર જ શ્રી રાનડેના ઉપદેશની મહત્તા અને ઉંડાઇ રચાયેલી હતી તેમને એમ જણાયુ હતુ કે શ્રી રાનડેનાં બધાં ઉત્તમ લક્ષણોમાં જ સૌથી સાચુ અને બધાના પાયારૂપ જો કોઇ લક્ષણ હોય તો તે તેમના દેશ માટેનો અને તેની ઉન્નતિનો પ્રેમ હતો. માતૃભૂમિની સેવા કરવી એ એમની મોટામાં મોટી મહત્વાકાંક્ષા હતી તે હાઇકોર્ટમાં જજની ખુરશીપર બેઠા હોય અને ન્યાયના ચુકાદા આપતા હોય, સસાર સુધારાની પરિષદની કાર્યવાહીને તે દોરવણી આપી રહ્યા હોય, આપણા ઔદ્યોગિક વિકાસને જોમ આપતા હોય કે માર્ગદર્શન આપતા

હોય મરાઠા સત્તાની ચડતી અને વિકાસ ઉપર પુસ્તક લખી રહ્યા હોય, અથવા નીતિના, કે ધાર્મિક ફિલસુફીના ઊંડા વિષય ઉપર તે વ્યાખ્યાન આપતા હોય–ગમે તે પ્રવૃત્તિમા તે રોકાયા હોય, તેમના અગત્યના જીવનમા ગમે તે કાર્ય તે કરી રહ્યા હોય, તે બધી વખતે તેમની સાધના તો લોકકલ્યાણ વાસ્તેની જ હતી શ્રી રાનડેના ચારિત્રની ભૂમિકા નજર આગળ રાખીને શ્રી ગોખલેનો દેશભક્તિ ઉપરનો આગ્રહ એટલો બધો સ્પષ્ટ હતો કે શ્રી ગોખલેના બીજા ગુરુ શ્રી જોષી તરફની જરા વિરોધવાળી ટીકાને પાત્ર તે આગ્રહ બન્યો હતો શ્રી જોષી પણ શ્રી રાનડેના એટલાજ ભક્ત હતા, અને તેના વફાદાર શિષ્ય પણ હતા શ્રી જોષી માનતા હતા કે શ્રી રાનડેની મોટાઇ તેમના ચારિત્રના ધાર્મિક પાસામાં સમાયેલી હતી. તે એમ કહેતા કે શ્રી રાનડે મહાન પુરુષ હતા, અને તેમણે મહાન કાર્યો કર્યાં હતા તે મૂળમા જ એટના બધા ધર્મવૃત્તિવાળા હતા કે જે કઇ તે કરે તે ઇશ્વરની સેવા કરવા બરાબર હતુ, અને આટલી બધી પ્રવૃત્તિ તેમણે ઉપાડી હતી તેનુ એક કારણ એ હતુ કે પોતાના દેશબાધવોની સેવા કરીને તે ઇશ્વરની સેવા કરવા ધારતા હતા શ્રી ગોખલેના અને શ્રી જોષીના મત વચ્ચે ખરૂ સત્ય ક્યાં રહ્યું હતુ તેનો નિર્ણય કરવાને તમારી પાસે કે મારી પાસે પુરતાં સાધન નથી આપણે સ્વીકારી લઇએ કે રાનડેના જીવનમાં ઇશ્વર પ્રત્યેનો પ્રેમ અને દેશપ્રત્યેની ભક્તિ બન્ને તત્ત્વોએ મોટો ભાગ ભજવ્યો હતો શ્રી ગોખલેના પોતાના જીવન માટે એમ કહેવુ વ્યાજબી ગણાશે કે ઉભરાવાળી દેશભક્તિ, આત્મ ભોગવાળી દેશભક્તિ, ત્યાગ, અને દેશને કારણે સહન કરવાની વૃત્તિ એ એમના આખાં જીવનનાં વિશિષ્ટમાં વિશિષ્ટ નોંધવા જેવાં લક્ષણો હતાં.

એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે આજના શ્રોતાઓ પૈકીના યુવાન વર્ગને તે વધારે મૂલ્યવાન થઇ પડશે, એમ હુ માનુ છુ જે જે લોકોએ શ્રી ગોખલેને કઇ શીખવ્યુ હતુ તેમના તરફની

માનવૃત્તિનું અને અદેશાનવૃત્તિનું મોટું તત્ત્વ શ્રી ગોખલેના ચારિત્રમાં રહેલું હતું. વિસ્તારથી કહીએ તો દેશને ખાતર જેમણે મહાન કાર્યો કર્યાં હોય અને જેમણે મહાન મુશીબતો વેઠી હોય તેમના માટે પ્રશંસા સિવાય બીજુ એમનામાં કંઇજ નહોતું; વયોવૃદ્ધ માટે માનવૃત્તિ, મોટેરા કાર્યકરો માટે માનવૃત્તિ, અને કોઇપણ બાબતમાં જેમને, તેમણે શિક્ષક માન્યા હોય અથવા જેમને તે પોતાના માટે દાખલારૂપ બનેલા માનતા તેમના તરફ માનવૃત્તિ, એ શ્રી ગોખલેના ચારિત્રનું મોટું તત્ત્વ હતું. જ્યારે તે પોતે દેશના મોટા પુરુષ બન્યા હતા ત્યારે પણ શ્રી રાનડે વિષે કે શ્રી જોષી વિષે અથવા સર પી. એમ. મહેતા જેવા માણસ વિષે જ્યારે બોલતા ત્યારે તે પોતાને બહુજ નમ્રરૂપમાં મૂકી દેતા. જે માણસ તેમના ઉપર સતત હુમલાઓ કર્યાજ કરતા અને જેમની ટીકા સામે તેમણે ઘણીવાર પોતાનો બચાવ પણ કર્યો હતો તેવા શ્રી ટિળક માટે અમારામાંના કોઇ જરા ઉતરતુ વેણ કાઢીએ તો તે અમને એમ કરવા દેતા નહિ. તે હમેશ કહેતા કે "શ્રી ટિળકમાં દોષ પણ હશે. મારે એમની સાથે ઘણા હિસાબની ભરપાઈ અને હિસાબની ચોખવટ કરવાની છે. પણ તમે કોણ? તમે કોઇ રીતે એની લગોલગ આવી શકો તેમ નથી. તે મહાન પુરુષ છે, તેમને મળેલી કુદરતી બક્ષિસ એ પ્રથમ દરજ્જાની છે, દેશની સેવા માટે એમણે એ કુદરતી શક્તિમાં ઘણો સુધારો કર્યો છે. જો કે હું તેમની કામ કરવાની રીત પસંદ કરતો નથી તો પણ તેમના હેતુ માટે અને ઇરાદા માટે કદિ પણ હું શંકા બતાવતો નથી. મારૂં ચોકસ માનજો કે એના જેવો બીજો કોઇ માણસ નથી કે જેમણે એમના જેટલું દેશ માટે ખર્ચ કર્યું હોય એવો કોઈ પણ માણસ નથી કે જેણે શ્રી ટિળક જેટલો સરકારી વિરોધ સામે પોતાના જીવનમાં જોરદાર સામનો કર્યો હોય. એવો કોઇ માણસ નથી કે જેણે એમના જેવી વીરતા ચીવટતા અને ધીરજ બતાવી હોય. આ સરકાર સામેની લડતને અંગે કેટલીક વાર તેમણે તેમની બધી દોલત ગુમાવી હતી અને કોઇને નમતુ ન આપે એવી ચોખ્ખી ઇચ્છા શક્તિના

હોય, મરાઠા સત્તાની ચડતી અને વિકાસ ઉપર પુસ્તક લખી રહ્યા હોય, અથવા નીતિના, કે ધાર્મિક ફિલસુફીના ઊંડા વિષય ઉપર તે વ્યાખ્યાન આપતા હોય—ગમે તે પ્રવૃત્તિમાં તે રોકાયા હોય, તેમના અગત્યના જીવનમાં ગમે તે કાર્ય તે કરી રહ્યા હોય, તે બધી વખતે તેમની સાધના તો લોકકલ્યાણ વાસ્તેની જ હતી. શ્રી રાનડેના ચારિત્રની ભૂમિકા નજર આગળ રાખીને શ્રી ગોખલેનો દેશભક્તિ ઉપરનો આગ્રહ એટલો બધો સ્પષ્ટ હતો કે શ્રી ગોખલેના બીજા ગુરુ શ્રી જોષી તરફની જરા વિરોધવાળી ટીકાને પાત્ર તે આગ્રહ બન્યો હતો. શ્રી જોષી પણ શ્રી રાનડેના એટલાજ ભક્ત હતા, અને તેના વફાદાર શિષ્ય પણ હતા. શ્રી જોષી માનતા હતા કે શ્રી રાનડેની મોટાઈ તેમના ચારિત્રના ધાર્મિક પાસામાં સમાયેલી હતી. તે એમ કહેતા કે શ્રી રાનડે મહાન પુરુષ હતા, અને તેમણે મહાન કાર્યો કર્યા હતા. તે મૂળમાં જ એટલા બધા ધર્મવૃત્તિવાળા હતા કે જે કંઈ તે કરે તે ઈશ્વરની સેવા કરવા બરાબર હતું, અને આટલી બધી પ્રવૃત્તિ તેમણે ઉપાડી હતી તેનું એક કારણ એ હતું કે પોતાના દેશબાંધવોની સેવા કરીને તે ઈશ્વરની સેવા કરવા ધારતા હતા. શ્રી ગોખલેના અને શ્રી જોષીના મત વચ્ચે ખરૂં સત્ય ક્યાં રહ્યું હતું તેનો નિર્ણય કરવાને તમારી પાસે કે મારી પાસે પુરતાં સાધન નથી. આપણે સ્વીકારી લઈએ કે રાનડેના જીવનમાં ઈશ્વર પ્રત્યેનો પ્રેમ અને દેશપ્રત્યેની ભક્તિ. બન્ને તત્ત્વોએ મોટો ભાગ ભજવ્યો હતો. શ્રી ગોખલેના પોતાના જીવન માટે એમ કહેવું વ્યાજબી ગણાશે કે ઉષ્માવાળી દેશભક્તિ, આત્મભોગવાળી દેશભક્તિ, ત્યાગ, અને દેશને કારણે સહન કરવાની વૃત્તિ: એ એમના આખાં જીવનનાં વિશેષમાં વિશેષ નોંધવા જેવાં લક્ષણો હતાં.

એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. આજના શ્રોતાઓ પૈકીના યુવાન વર્ગને તે વધારે મૂલ્યવાન થઈ પડશે, એમ હું માનું છું. જે જે લોકોએ શ્રી ગોખલેને કંઈ શીખવ્યું હતું તેમના તરફની

માનવૃત્તિનું અને આદેશાનવૃત્તિનું મોટું તત્ત્વ શ્રી ગોખલેના ચારિત્રમાં રહેલું હતું. વિસ્તારથી કહીએ તો દેશને ખાતર જેમણે મહાન કાર્યો કર્યા હોય અને જેમણે મહાન મુશીબતો વેઠી હોય તેમના માટે પ્રશંસા સિવાય બીજુ એમનામાં કંઇજ નહોતું; વયોવૃદ્ધ માટે માનવૃત્તિ, મોટેરા કાર્યકરો માટે માનવૃત્તિ, અને કોઇપણ બાબતમાં જેમને, તેમણે શિક્ષક માન્યા હોય અથવા જેમને તે પોતાના માટે દાખલારૂપ બનેલા માનતા તેમના તરફ માનવૃત્તિ, એ શ્રી ગોખલેના ચારિત્રનુ મોટું તત્ત્વ હતુ. જ્યારે તે પોતે દેશના મોટા પુરુષ બન્યા હતા ત્યારે પણ શ્રી રાનડે વિષે કે શ્રી જોષી વિષે અથવા સર પી. એમ. મહેતા જેવા માણસ વિષે જ્યારે બોલતા ત્યારે તે પોતાને બહુજ નમ્રરૂપમા મૂકી દેતા. જે માણસ તેમના ઉપર સતત હુમલાઓ કર્યાજ કરતા અને જેમની ટીકા સામે તેમણે ઘણીવાર પોતાનો બચાવ પણ કર્યો હતો તેવા શ્રી ટિળક માટે અમારામાના કોઇ જરા ઉતરતુ વેણ કાઢીએ તો તે અમને એમ કરવા દેતા નહિ. તે હમેશ કહેતા કે "શ્રી ટિળકમા દોષ પણ હશે. મારે એમની સાથે ઘણા હિસાબની ભરપાઈ અને હિસાબની ચોખવટ કરવાની છે. પણ તમે કોણ ? તમે કોઈ રીતે એની લગોલગ આવી શકો તેમ નથી. તે મહાન પુરુષ છે, તેમને મળેલી કુદરતી બક્ષિસ એ પ્રથમ દરજ્જાની છે, દેશની સેવા માટે એમણે એ કુદરતી શક્તિમા ઘણો સુધારો કર્યો છે જો કે હું તેમની કામ કરવાની રીત પસદ કરતો નથી તો પણ તેમના હેતુ માટે અને ઇરાદા માટે કદિ પણ હુ શકા બતાવતો નથી. મારૂ ચોક્કસ માનજો કે એના જેવો બીજો કોઇ માણસ નથી કે જેમણે એમના જેટલુ દેશ માટે ખર્ચ કર્યું હોય એવો કોઈ પણ માણસ નથી કે જેણે શ્રી ટિળક જેટલો સરકારી વિરોધ સામે પોતાના જીવનમાં જોરદાર સામનો કર્યો હોય એવો કોઇ માણસ નથી કે જેણે એમના જેવી વીરલ ચીવટતા અને ધીરજ બતાવી હોય. આ સરકાર સામેની લડતને અંગે કેટલીક વાર તેમણે તેમની બધી દોલત ગુમાવી હતી અને મોઇતે નમતુ ન આપે એવી ચોખ્ખી ... શક્તિના

બળથી તેમણે એ મીનકત ફરી વ્યવસ્થિત કરી દીધી હતી." એમને મોંઢે અમે સોસાઇટીના માણસોએ આવા શબ્દો અનેકવાર સાંભળ્યા હતા. મારા યુવાન દોસ્તો, હું ઇચ્છું છું કે તમે આ બોધપાઠ તમારા મનમાં ઉતારો. તમારા નસીબનો સીતારો ગમે તેટલો ઉંચે ચઢ્યો હોય, તમે ગમે તેટલા મોટા માણસ બનો, મનુષ્ય જીવનના સુસ્વરૂપો અને કીર્તિરંગો તમને અઢળક રીતે પ્રાપ્ત થયાં હોય, ત્યારે તમારા ઉપર બીજાનો એહસાન હોય તે કદિ વિસરતા નહિ; સન્માન-વૃત્તિ એ ખાસ કરીને હિન્દુ સદ્દગુણ છે, તેને તમારા હૃદયમાંથી કદિ પણ દેશવટો આપશો નહિ. આ યુગમાં વખતો વખત આ સદ્દગુણ ઓછો થતો ચાલ્યો છે એમ દરેકને જણાવા લાગ્યું છે. (હસાહસ) જો તમારે કોઇ પણ રીતે શ્રી ગોખલે જેવા થવું હોય તો કદાચ તમે એમની મોટાઇને પહોંચવા બરાબરી કરી ન શકો પણ હું ધારું છું કે તમારા પર તમે જરા શીસ્ત બેસાડી શકતા હો અને જરા આત્મ-સંયમનો છાંટો તમારામાં હોય, તો શ્રી ગોખલેની બરાબરી આ બાબતમાં તમે સહેલાઇથી કરી શકો. જેમણે તમને શિક્ષણ આપ્યું હોય, જેમણે તમારી પાસે સાચો દાખલો બેસાડવા મહાન જીવન ગાળ્યું હોય, તેમના તરફ નમ્ર રહેવાની અને માન દર્શાવવાની વૃત્તિ તમે આખા જીવનભર રાખી શકો તે મહેનું છે.

શ્રી ગોખલે જ્યારે ફર્ગ્યુસન કોલેજમાંથી નિવૃત્ત થયા તે સમયની થોડી હકીકત હું તમને કહીશ. તેમણે પોતે લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે, કેવળ રૂા ૭૫) ના પગારે એક પણ પાઇ વધારે લીધા વગર ખાસ વીસ વરસની સેવા આ કોલેજને આપી હતી. જ્યારે તે નિવૃત્ત થયા ત્યારે એ કોલેજના ફંડમાંથી દર માસે રૂા ૩૦) નું નિવૃત્તિ વેતન લઇને તે નિવૃત્ત થયા. જ્યારે તેમણે કોલેજની છેલ્લી વિદાય લીધી, ત્યારે દબદબા ભરેલી મોટી સભા ભરવામાં આવી હતી, તે સભામાં લોકોએ તેમને વિદાયગિરીના નમસ્કાર અર્પણ કર્યા હતા. અને તેમણે

લોકોને છેલ્લી સલામ અર્પી હતી. એ સભા ઘણા પ્રેમાળ વાતાવરણ-વાળી હતી. તે પ્રસંગે એમણે આપેલું વ્યાખ્યાન એવી ભવ્યતાથી ભરપૂર હતું કે હું તમને બધાને એ વાંચી જવા સલાહ આપું છું. એ વ્યાખ્યાન એટલું બધું મોટું છે કે અહિં તમારી સમક્ષ હું તે પૂરેપૂરૂં વાંચી શકતો નથી. પણ તેમાંનો એક ફકરો મેં નોંધી રાખ્યો છે. તે ફકરામાં ત્રીસ પાંત્રીસ લીટીઓ છે. એ સુંદર ફકરો મારા તરફથી વંચાતો સાંભળવાની તમને વીરલ તક આપવા માટે એ ફકરો હું પોતેજ વાંચવા ધારૂં છું. હું ધારૂં છું કે ઉત્તર હિન્દુસ્તાનમાં તમારા જેવા વિદ્યાર્થીઓને વાંચવી પડતી અભ્યાસક્રમની ચોપડીમાંની એક ચોપડીમાં આ આખો ફકરો છાપવામાં આવ્યો છે કઇ યુનિવર્સિટીના પાઠ્યપુસ્તકમાં તે છે એ હું અત્યારે વિસરી ગયો છું. જે વિદ્યાર્થીઓના પાઠ્યપુસ્તકમાં એ ફકરો છે તેમની મને ઇર્ષા થાય છે કે તેમને એ સદ્ભાગ્ય લાધ્યું છે. શ્રી ગોખલેના ભાષણોનું પુસ્તક મેળવીને એ ખાસ ભાષણ તમારે વાંચવા જેવું છે. શ્રી ગોખલેને આખા જીવનમાં પ્રેરણા આપનાર જે તત્ત્વ હતું તેમાંનું થોડું તમે એ પુસ્તકમાંથી ગ્રહણ કરી શકશો. તે કેવી ઉચ્ચ ભાવના સેવી રહ્યા હતા, પોતાની સાથે કામ કરનારા જોડે તેઓ કેટલી નમ્રતાથી કામ કરતા હતા, અને આ ઉચ્ચ ભાવનાની સેવા ઉઠાવવા અને આ ઉચ્ચ સિદ્ધાંતને અનુસરવા પોતાનું જે હીર હતું તે તેઓ કેવી ગંભીરતાથી અર્પણ કરતા હતા, તે તમે એમાંથી જાણી શકશો.

"વરસો પહેલાં એક વાર્તા વાંચ્યાનું મને યાદ આવે છે. એક માણસ હતો, તે દરિયા કાંઠે રહેતો. તેની એક ઝુંપડી હતી. તેના ખેતરમાંથી તેને પુષ્કળ પાક મળતો હતો. તે માણસનું કુટુમ્બ પણ આબાદ હતું અને બધાં જણ તેમના પર પ્રેમ રાખતાં હતાં. દુનિયા આખી એમ માનતી હતી કે એના સુખનો પાર નથી. પણ તેને પોતાને તો દરિયા વાસ્તે અદ્ભુત આકર્ષણ હતું. જ્યારે દરિયો શાન્ત બની રહેતો,

ત્યારે એમને ઊંઘતા બાળકની છાતી ઉંચી નીચી થતી હોય એવો એ દરિયો લાગતો હતો એનાથી એના ઉપર ખૂબજ ચમત્કારિક અસર થતી હતી જ્યારે એ સમુદ્ર ગુસ્સામાં આવેના ત્રાડ પાડતા સિંહના જેવો ઘુઘવાટુવા કરતો હતો, ત્યારે પણ એ સમુદ્ર એમને ગમતો હતો છેવટે એવો વખત આવ્યો કે દરિયાની એ વિનાશક ચમત્કૃતિમા તેને અજમાઇ જવુ પડ્યુ તેથી તેમણે તેની મીલકત ફના કરી નાંખી અને બધી મૂડી તેણે વહાણ–બોટમા ખર્ચી અને તે વહાણ લઇને તેણે ભર દરિયે ઝંપલાવ્યુ. બે વખત તો મોજાઓની થપડાક તેને લાગી અને તેને પાછો કાંઠા ઉપર ધકેલી દેવામાં આવ્યો આ ચેતવણી તેને મળી પણ તેના ઉપર તેણે લક્ષ આપ્યુ નહિ એણે ત્રીજો પ્રયત્ન કર્યો, તે વખતે નિર્દય સમુદ્રે તેને ચારે તરફથી ઘેરીને ડુબાવી દીધો થોડેક અંશે આવા પ્રકારની મારી આજની સ્થિતિ હોય એમ મને જણાય છે અહિં આ કોલેજમા મારૂ સ્થાન બહુ સ્થિર છે મારા ગોઠીઆ અહિં એવા છે કે જેમની સાથે કામ કરવુ એ એક પ્રકારની મોજ થઇ પડે છે અને જાણે એક વિરલ હક મળેલો હોય એમ લાગે છે મારા દોષ ઉપર નજર ન નાખવામા અને જે કંઈ નાની શી સેવા મે કરી હોય તે મોટી સમજી લેવામા એમણે બતાવેલી ઉદારતાએ મારા હૃદય ઉપર ઘણીવાર ઊંડી અસર ઉપજાવી છે તેમ છતા જાહેર જીવન રૂપી અનિશ્ચિત અને તોફાની મહાસાગરમા ઝંપલાવવા સારૂ હું આ બધુ જતુ કરી રહ્યો છુ પણ મારા કાનમાં હુ એક એવો અવાજ સાંભળી રહ્યો છુ તે અવાજ આ માર્ગે ઝંપલાવવાનુ મને ફરમાણ કરે છે હુ તમને જ્યારે આ વાત કહુ છુ, ત્યારે ચોકસ માનજો કે આ વિશેષતર સ્વતંત્રતાવાળી–પણ જરાયે ઓછી જવાબદારીવાળી તો ન ગણાય એવી સ્થિતિએ જવા હું પ્રયત્ન કરી રહ્યો છુ. તે કેવળ આપણા દેશના હિત પ્રત્યે રહેલા કર્તવ્યના ભાનથી હુ કરી રહ્યો છુ આ દેશમા જાહેર જીવન ગાળનારને ભાગ્યેજ કોઇ પારિતોષિક રૂપે લાભ મળે છે, પણ ઉલટાનુ તેણે ઘણી આફતોનો અને

નિરૂત્સાહ કરનાર પ્રસંગોનો સામનો કરવો પડે છે. કરવાનાં કામનો નકશો તો બહુ વિશાળ છે. એ નકશાના બીજે છેડે શું આવેલ છે, એ કામનો છેડો ક્યારે આવવાનો છે તે તો કોઇ કહી શકે તેમ નથી. પણ એક વાત ચોખ્ખી અને સ્પષ્ટ છે કે મને જેમ લગની જાગી છે તેમ જેમને આ બાબતની લગની લાગી હોય તેમણે આશા અને વિશ્વાસની વૃત્તિથી એ કાર્યને વળગી રહેવું જોઇએ અને નિસ્વાર્થ કામ કર્યાની ધડમથનમાંથી જે સંતોષ મળે છે તે મેળવવા પ્રયત્નશીલ રહેવું જોઈએ. મારી ભવિષ્યની આશા શી છે, અગર મારા ભાવિષ્યનાં કાર્યની રૂપરેખા શી છે તે સમજાવવા ભાષણ કરવાનું આ સ્થળ નથી પણ હું જે એક વાત જાણું છું તે આ છે. મને આગળ ધપવાની અનુકૂળતા મળે છે કે કેમ અને બીજી દિશાના કાર્યકર તરીકે જાહેર જનતાને હું થોડો ઘણો પણ ઉપયોગી થઈ પડું છું કે કેમ, અથવા તોફાનમાં સપડાયેલા વહાણના ખલાસીની પેઠે તોફાનથી અશક્ત બનીને ભાગેલાં વહાણને લઇને મારે પાછા ફરવું પડશે કે કેમ-તે ગમે તે હોય-પણ તમે મને આપેલા માનપત્રમાં મૂકેલા શબ્દો પ્રમાણે મારા વિચારો તો સતત આ સંસ્થાને વળગીજ રહેશે, અને બીજી તરફથી જ્યારે મને અહિં આવવાની મરજી થશે ત્યારે આ ભીંતોની વચ્ચેની સંસ્થામાં મને ભાવભીનો અને આદરવાળો સત્કાર હમેશ મળીજ રહેશે"

---

# વિષય બારમો

## મીન્ટો-મોર્લેના વહીવટી સુધારા

એ વાત જાણીતી છે કે મિન્ટો-મોર્લે સુધારાના ઘડતરમાં શ્રી ગોખલેએ મોટો ભાગ ભજવ્યો હતો. જે હિન્દી પ્રધાન અને વાઈસરોયના સમક્ષમાં એ સુધારાએ છેલ્લું સ્વરૂપ પકડયું તેમનાં નામ એ સુધારા સાથે જોડવામાં આવ્યાં છે. ઈ. સ. ૧૯૦૬ના વરસના પૂર્વાર્ધમાં પ્રમાણિક જહોન (મોર્લે) તરફથી હિન્દી પ્રધાનના હોદ્દાનું દફતર સંભાળી લેવામાં આવ્યું હતું. તે વખતે હિન્દુસ્તાનમાં જે આશાઓ સેવાતી હતી તે બહુ ઉચ્ચ હતી. જે લોકો એ હિન્દી પ્રધાનની લાગવગની છાયામાં આવ્યા હતા, દેશમાં નવા યુગની-સુખશાંતિના યુગની આશા સેવી રહ્યા હતા તે માણસોમાં શ્રી ગોખલે બહુ આંગળીચીંધ થઇ પડ્યા હતા. શ્રી મોર્લે વ્હાઈટ હોલની કચેરીમાં સ્થપાવા પછી શ્રી ગોખલેએ પ્રત્યેક વરસે ઇંગ્લાંડ જવાનું રાખ્યું હતું. ત્યાં શ્રી ગોખલેનો મેળાપ એમની સાથે અનેકવાર થયો હતો આ સુધારાની કામગીરીમાં મીન્ટો અને મોર્લે એ બેમાંથી કોણે વધારે ભાગ ભજવ્યો છે અને કોને વધારે યશ ઘટે છે તે નક્કી કરવું એ આજે પણ ઘણું કઠણ છે. મોર્લે તો પ્રાણવાન અને પાકો સાક્ષર હોવાથી Recollection 'સંભારણા' નામનું પુસ્તક વાઇસરોયને આ બાબતનો વિચાર જાગે તેની પહેલાં તેણે લખી નાંખ્યું, અને ભવિષ્યની પ્રજા સુધારા માટે શો અભિપ્રાય આપશે તેની અગમચેતી તેમાં

દર્શાવી દીધી. તે પુસ્તકમાં આ મહાન વિષય ઉપર તેમણે પોતે લખેલા કાગળોજ પ્રસિદ્ધ કર્યા હોવાથી જાહેરમાં એવો અભિપ્રાય બંધાયો હતો. કે આ નવા બંધારણનો પાયો નાંખવામાં એમનો હિસ્સો વધારે મોટો હતો કેટલોક સમય વીત્યા બાદ શ્રી. મીન્ટોની ખ્યાતિમાં રસ લેનારાને જણુયું કે આ કાર્યના યશનું ત્રાજવું ફેરવવાનું શકય હોય તો તે દિશામાં કઇક થવું જોઇએ. આ લોકોએ જહોન બુકાન ( John Buchan ) નામના પ્રતિષ્ટિત લેખકને મીન્ટોનુ જીવન ચરિત્ર લખવાનું કામ સોંપ્યું. તેમનું પુસ્તક હમણાં કેટલાંક વરસથી ક્ષેત્રમાં આવી ચુકયું છે. પહેલી વાત તો એ છે આ લેખક પોતે મજબૂત પક્ષવાદી નહોતા, અને જોન મોર્લેના પુસ્તક જેટલી સાહિત્યની દૃષ્ટિએ એમના પુસ્તકની કીમત અંકાઈ નહોતી. જો કે એ વાત સાચી છે કે તેમણે અમુક હકીકતને સાચા રૂપમા મૂકી હતી, અને બતાવ્યું હતુ કે આ નવુ બંધારણ રચવામાં લોર્ડ મીન્ટોએ પણ પોતા તરફથી ખરેખર ઘણો અર્થસૂચક હિસ્સો આપ્યો હતો તેમ છતાં આ ભાઇ-બંધ મંડળમાં જે મોટા હતા તેમનેજ ભાગે આ કામગીરીનું માન જવા પામ્યુ હતું. હમણા હમણા તાજેતરમાં લોર્ડ મીન્ટોના પ્રશંસકો તરફથી એ દિશામાં નવો પ્રયત્ન થયો હતો, લોર્ડ મીન્ટોનાં પત્ની કાઉન્ટેસ ઓફ મીન્ટોએ હમણાં જ એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તેમાં મીન્ટોની રોજનિશીમાંના ઉતારા અને તે બાઇની પોતાની રોજનિશીના ઉતારા ટાંકવામાં આવ્યા છે. એ ચોપડી વાચકોને રસ ઉપજાવે એવી છે એમ તો હું કહી શકતો નથી, પણ મારા આજના વ્યાખ્યાનના વિષયને તેમાંથી ટેકો મળે તેમ છે કારણ કે તે બાઇએ એવા કેટલાક ફકરા પ્રકાશમાં મૂકયા છે કે મીન્ટો શ્રી ગોખલે તરફ કયી દૃષ્ટિથી જોતા હતા તે એમાંથી ફલિત થાય છે.

હું કહેતાં ખમચાઉં છું કે હમણા પ્રકટ થયેલા આ ઉતારા એવા છે કે તેનાથી આપણા વિષયના નાયક શ્રી ગોખલે માટે, તેમના જીવન

માટે અને તેમની કીર્તિ માટે બહુ સારી છાપ પડતી નથી. પણ એમાંથી મળી આવતી હકીકતથી હું કોઇપણ રીતે જરા પણ અકળાતો નથી. કારણ કે હું તરત જ સાબીત કરી શકું છું કે સીમલા અને દીલ્હીમાં ટોલે વળતા, ખૂણામાં પડી રહેતા સલાહકારોમાંના કોઇએ એ બાઇના મન ઉપર અહિંના લોકો માટેના કેટલાક અવળાગ્રહને દૃઢ કર્યા હોય એમ જણાય છે આ બડેખાંઓ આપણા દેશના જાહેર કાર્ય કરનારા માટે કેવી રીતે સમ્પૂર્ણ અવળો અભિપ્રાય બાંધી બેસે છે તે એક અસાધારણ વાત છે. જો કે તેવા મોટા અમલદારો આપણા નેતાઓને રૂબરૂ મળે છે ખરા, અને ધારે તો તેઓ પોતાનો અભિપ્રાય બાંધી શકે. પણ તેમ કરવા તે પોતાની જાતને ભાગ્યેજ છૂટ આપે છે. તેવા લોકોએ પોતે બાંધેલા અભિપ્રાયનો વિરોધ સહન કરી લે છે આવા વિરોધના પુરાવા તેમને છૂપી પોલિસ-ગુહ્ય તપાસનાર ખાતાના માણસો—તરફથી જેમને તેઓ સરકાર તરફથી માન્ય થયેલા પ્રતિનિધિ અને સત્યના શોધક માને છે, તેમના તરફથી મળ્યા કરે છે. આ અમલદાર લોકો પોતાની જાત ઉપર વિશ્વાસ મૂકી શકે તેના કરતાં આ ટોળીના માણસો ઉપર વધારે વિશ્વાસ મૂકે છે; મીન્ટો બાઇની આ ચોપડી ઉઘાડતાં જ એક એવો વિચિત્ર ફકરો નજરે ચડે છે કે જેને આપણે ઉપરના સિદ્ધાંતના દૃષ્ટાંત તરીકે લઇ શકીએ હમણાજ હું તમારી પાસે એની વાત કરીશ.

એમ કહેવાય છે કે ઇ. સ ૧૯૦૬ માં મીન્ટો સાહેબ હોદ્દા ઉપર આવ્યા પછી પ્રિન્સ ઓફ વેલ્સ, અને પ્રિન્સેસ ઓફ વેલ્સ ( ઇંગ્લાંડના પાટવી કુંવર અને તેમનાં પત્ની ) હિન્દુસ્તાનની મુલાકાતે આવવાનાં હતાં. એ મેમાન તે આજના શહેનશાહ અને શહેનશાહબાનુ. એમ જણાય છે કે એ માનવંતાં મેમાનોની પધરામણી સામે સાર્વજનિક અસહકાર બતાવવાનો પ્રયત્ન થઇ રહ્યો હતો; અને તે હીલચાલની ચળવળ કરનાર મુખ્ય માણુસ શ્રી ગોખલે હતા ( આ હકીકત

અમનદારોના બાતમીદારોએ શોધી કાઢી હતી, મને એ વાતની જાણ પણ ખબર નથી, અને મને ખતરી છે કે તમે પણ એ વિષે કંઇ જાણતા નહીં જ હો ) દુનિયાનો કોઇ પણ માણસ આ ગપગોળાને સાચો માનેજ નહિ, તેમ છતાં ગંભીરતાપૂર્વક એ હકીકત ચોપડે ચડી ચૂકી છે એ પધરામણીને 'બોયકોટ" કરવાનુ શકય છે એવી કોઇ પણ વાત સાથે કોઇ પણ રીતે તાણીતુણીને પણ શ્રી ગોખલેનો સબંધ તો જોડી શકાય જ નહિ કારણકે એ જાણીતી વાત હતી કે ઇ સ ૧૯૦૫ માં બનારસમાં તેમના પોતાના પ્રમુખપણા નીચે ભરાયેલી કોંગ્રેસની બેઠકમા નવા વિચાર ધરાવનાર મંડળના કોઇ માણસ તરફથી ઝાંખો ઝાંખો પ્રયત્ન એ પધરામણીને 'બોયકોટ' કરવાનો તો નહિ પણ એ બાદશાહી મેમાનની પધરામણીને આવકારવા માટે થયેલા ઠરાવમા ઝળકતા શબ્દોમાં થોડો ફેરફાર કરવાનો થતો હતો તે તેમણે તુચ્છકારી કાઢયો હતો તેમા કંઇ પણ રતિભાર ફેર ફાર થયો નહોતો એ સત્કારનો ઠરાવ મૂળરૂપે જ મૂકાવરાવની બધી તજવીજ શ્રી ગોખલેએ જ કરી હતી, અને એ રીતે જાહેર જનતાના વિનયનુ ધોરણ ટકાવી રાખવામા આવ્યુ હતુ હવે આ બનાવ બન્યા પછી તરતજ થોડા દિવસ વીત્યાબાદ શ્રી ગોખલે ઓચિન્તા બાદશાહી મેમાનના સત્કારને બોયકોટ કરવાની ચળવળ ચલાવનાર બને એવો જો કોઇ દાવો કરે તો એ સત્યનો વિચિત્ર વિપર્યાસ કરે છે એમ ગણાય એ રોજનિશીમાં ગંભીરતાપૂર્વક લખાયુ છે કે મીન્ટોએ ગોખલેને બોલાવ્યા હતા અને તેમની સાથે દઢતાપૂર્વક અને ભારપૂર્વક એ વિષય પર વાતચીત કરી હતી પરિણામ એ આવ્યુ કે જ્યારે શ્રી ગોખલે વાઇસરોય પાસેથી છુટા થયા કે તરતજ ત્યા ઊભેલા તેના ખાનગી મંત્રીને તેમણે કહ્યુ "જુઓ, હુ ધારૂ છુ કે આ નવા વાઇસરોય તદ્દન સહાનુભૂતિવાળા માણસ છે, હુ બોયકોટને અટકાવવાનુ કામ મારે માથે લઉ છુ જો શ્રી ગોખલેને આવી હીલચાલ માટે પોતે જવાબદાર હોવાનો આભાસ

મરખો થયો હોત તો હું ઓપકોટની હીલચાલ અટકાવીશ એવા શબ્દો એમણે કદિ ઉચ્ચાર્યા નહોત. એમની કામ કરવાની રીતજ એ જાતની નહોતી. એવી શક્તિ તેમનામા છે એવો દાવો તેમણે કદિ કર્યો નહોતો. ઠીક, આ વાત તમારી પાસે હું એક દાખલા તરીકે મૂકું છું કે તેના પરથી જણાય કે ઉંચા દરજ્જાના અમલદારોના ખાનગી અન્તઃકરણમાં આપણા નામીચા કાર્યકરોમાંના કેટલાક માટે કેવી લાગણી પ્રવર્તી રહેલી હોય છે. જાહેરમાં તે ( મોટા અમલદારો ) જે બોલે છે, આપણા નેતાના કામ ઉપર પ્રશંસાના વાક્યો તે વરસાવે છે, અને તેમને જે મહાન મિત્રતા, વફાદારી ભરેલી મદદ અને સહકાર આપણા આગેવાન આપે છે તેની જે પ્રશંસા એ લોકો કરે છે. તે બધું લોકોના ઉપયોગ માટેનું જ હોય છે. સરકારી સત્તા ધરાવનારા જે તે વખતના અમલદારો તરફથી આપણા દેશના નેતાઓનાં જે વખાણ થાય છે તે વખાણની કીંમત તેના ઉપર મૂકેલા આંક પ્રમાણે ન ગણવાની ચેતવણી દેશના આગેવાનોને જાહેર રીતે આપવામાં શ્રી કે. નટરાજને ઈન્ડીઅન સોશિઅલ રીફોર્મરના તંત્રીએ બહુ સારું કામ કર્યું છે, કારણ કે જે વખતે તે લોકો વખાણ કરતા હોય તેજ વખતે જાહેરમાં જણાવેલા પોતાના અભિપ્રાયથી તદન ઉલટોજ અભિપ્રાય આ લોકો સેવી રહ્યા હોય છે. પણ જોન મોર્લેએ શ્રી ગોખલેના ચારિત્ર માટે જે પુરાવો આપ્યો છે તેના માટે તથા એ બધા સમય દરમ્યાન તેમના તરફથી જે મદદ મળતી રહી હતી તેના માટે એમણે જે કહ્યું છે તેને હું આ શબ્દો લાગુ પાડી શકીશ નહિ. તે વાત ખરી છે કે શ્રી ગોખલેના કામની ખમચાવા વગરની સંપૂર્ણ પસંદગી તેણે આપી નથી કે જેઓ જાહેરમાં મોટી પદવી ધરાવતા હોય તે બે એકમેક વાસ્તે સંપૂર્ણ પસંદગી દર્શાવે એવી આશા રાખી શકાયજ નહિ પણ એટલું તો ચોક્કસ છે કે મોર્લેને વખતો વખત કંઇ ને કંઇ દરકત અને મનદુઃખ ગોખલે તરફથી થતાં હશે

તો પણ શ્રી ગોખલે માટે મૈત્રીની વૃત્તિ અને તેથી પણ વધારે કહીએ તો તેમના વાસ્તે અંગત લાગણી મોર્લેએ જારી રાખી હતી; અને એમના Recollection નામના પુસ્તક ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે એમની એ ભાવના કદિ પણ ડગુમગુ થઇ નહોતી. મેં હમણા જે દષ્ટિકોણ તમારી પાસે રજુ કર્યો છે તેની વિરૂદ્ધમાં લોકોએ સારીપેઠે લખાણો કર્યાં છેજ. દાખલા તરિકે હમણા એ વાત બહુ જાણીતી થવા પામી છે કે મોર્લે અતિ લાગણી પ્રધાન સ્વભાવના હતા. ખરૂં કહીએ તો એ વાત અગત્યની છેઃ નિરંકુશ વિરોધ દર્શક ટીકા પ્રત્યે એ સહિષ્ણુતા દર્શાવી શકતા નહિ, અને ઘણા વરસો સુધી એમના હિન્દી કારભારને અંગે તેમણે બતાવેલી વર્તણુકમાં તેમણે પોતાના જીવનભરના સિદ્ધાંતોને વિસારી દેવાનો આરોપ તેમના પક્ષના જે માણસોએ મોર્લે ઉપર મૂક્યો હતો તે સભ્યોને તિરસ્કારથી અને નાપસંદગીથી ઘણા વરસો સુધી તે જોતા હતા, એ દાખલા તરીકે ગણી શકાય. તો પણ આપણે યાદ રાખવું ઘટે છે કે તેમણે કામનો આરમ્ભ તો ઠીક જ કર્યો હતો તેમણે હોદ્દો સ્વીકાર્યો તે પછી પહેલા મહિનામાં તેમણે સર બેમફીલ્ડ ફુલરનું રાજીનામું સ્વીકાર્યું હતું, તેથી તોફાન પોકારી રહેલા બંગાળાના પ્રદેશને ખૂબ શાંતિ થઇ. તે પછી તે એના કરતાં પણ આગળ વધ્યા હતા. મહારાણી વિકટોરીઆના ઢંઢેરાનો જે અર્થ લોર્ડ કર્ઝને કર્યો હતો તે અર્થને તેમના જાણીતા ભાષણમા તેમણે ખોટો ઠરાવ્યો હતો. તે મહાન વાઇસરોયે એ ઢંઢેરાને ભયંકર દુરુપયોગનો વિષય બનાવ્યો હતો. તે ભયંકર દુરુપયોગમાંથી આપણે જે દસ્તાવેજને આપણા હક્ક પત્ર માનીએ છીએ તેને તેમણે બચાવી લીધો હતો વળી તેમણેજ પહેલીવાર સ્વીકાર કર્યો હતો કે કોન્ગ્રેસ એ સંપૂર્ણરીતે કાયદેસર ગણાતી રાજકારણની સંસ્થા છે. (અનુમતિના પોકાર) અને તેમણે માન્ય રાખ્યું હતું કે વફાદાર શહેરીઓનાં નિવેદનો પ્રત્યે જે માનપૂર્વક લક્ષ આપવું

ઘટે તેજ મ.નપૂર્વક લક્ષ તે કોન્ગ્રેસના ઠરાવો તરફ આપશે, એ બે ત્રણ મુદ્દા પરત્વે એમણે આપણાં હૃદય જીતી લીધાં હતાં. પરંતુ એમના કમનસીબે હિન્દુસ્તાનનું રાજદ્વારી આકાશ કેટલાક વખત સુધી વાદળાથી ઘેરાયેલું જ રહ્યું હતું. હું એમ તો નહિ કહું કે તેમણે (જાહેર નેતાઓને) દેશવટો આપ્યો કે તેમણે દેશવટાની નીતિને અનુમોદન આપ્યું. તેમણે દમન કરતા જૂલમી કાયદાઓની મંજુરી આપી; અને પાર્લામેન્ટની સભામાં આ કડક કાયદાનો બચાવ ઘણી શક્તિથી અને ચીકટતાથી કરવા માટે તે જવાબદાર હતા. રાજકારણના શબ્દ-કોષમાં "settled fact" એ શબ્દ પ્રયોગ કેવી રીતે દાખલ થઇ ગયો હતો તે તમે બધા જાણો છો, એ શબ્દ પહેલીવાર એમણે બંગાળાના ભાગલા પરત્વે વાપર્યો હતો; અને એ પૂરેપૂરી વિચિત્ર વાત છે કે આ શબ્દવાળું વાકય બોલતા પહેલાં તેમણે કહ્યું હતું કે એ કાયદાને તે તદ્દન નાપસંદ કરતા હતા. અને લોકોના સખત વિરોધની સામે થઇને અને લોકોના દુઃખાર્તના બધા સંજોગ વચ્ચે એ કાયદો પસાર કરવામાં આવ્યો હતો. આમ બોલવું એટલે સતત ગાળોનો ઝઝાવાત પોતાની જાત પર વહોરી લેવા બરાબર હતું. એવી ગાળો એમને પુષ્કળ મળી વળી રાજદ્વારી સુધારા જાહેર કરતાંની સાથે તેમણે એવું જાહેર કર્યું હતું કે જ્યાં સુધી તે હિન્દી પ્રધાનની જગ્યા પર રહેશે ત્યાં સુધી હિન્દુસ્તાનમાં પાર્લામેન્ટ જેવા પ્રજાકીય સસ્થાની સ્થાપના કરવાની જવાબદારી તો કદિ લેશે નહિ. એમ જણાય છે કે આ નીતિમાં એમનો મોટો ઉદ્દેશ પાર્લામેન્ટના કોન્ઝર્વેટિવ વિભાગના વિરોધને ખીસ્સામાં મૂકી દેવાનો હોવો જોઇએ. તેમને સંતોષ આપવા સારૂ, હિન્દુસ્તાનનું ભાવી જેમના મજબૂત પંજામાં જકડાઇ રહ્યું હતું તે અમલદારશાહી મંડળને સંતોષ આપવા ખાતર મી મોર્લેએ પોતાનો ખરો માર્ગ છોડી દીધો હતો; અને તેણે જેના પર પોતાનું ચિત્ત ચોટાડ્યું હતું તે રાજકીય બંધારણના ચોકસ સુધારા મજુર કરવા અને ચાલુ કરવા માટે ખુલ્લું ક્ષેત્ર તે અમલદારશાહીના લોકો આપે

કરી હતી, કે "તેમના હૃદયમાંથી કંઠે આવીને ઊભી રહી હોય એવી સુધારાની દરખાસ્તો તેમણે એક કાગળ પર બરાબર ટપકાવી આપવી." તે પછી મોર્લેએ આગળ ચલાવ્યું "એવીજ વિનંતિ મેં એક મુસ્લીમ ગૃહસ્થને પણ કરી છે, કારણકે કેટલાક લોકો ભારપૂર્વક બોલ્યા કરતા હતા કે મેં માત્ર હિંદુઓનેજ સલાહ સૂચના માટે બોલાવ્યા હતા, અને મેં મુસ્લીમોને તદ્દન વિસારી મૂક્યા હતા." લોર્ડ મોર્લે વિષે જાણવા જેવી વાત એ છે કે તેમની કેળવણીના સંસ્કારમાં કે શિક્ષણમાં એમને એવું તત્ત્વ મળ્યું હતું કે તે પોતાની જાતને હિન્દુ કરતાં મુસલમાન તરફ વધારે ઢળતી રાખતા હતા. તેથી જ્યારે તેમને એમ કહેવામાં આવ્યું કે જે કોમ સાથે દૂરદૂર બુદ્ધિતત્ત્વની દૃષ્ટિએ કે રાજકીય દૃષ્ટિએ તેમનું વધારે સગપણ હોવાનો તે દાવો કરતા હતા, તેની તેણે અવગણના કરી હતી, ત્યારે તેમને બેહદું માઠું લાગ્યું હતું. તેમણે કહ્યું, "મેં મહોમેડન ભાઇઓની પણ સલાહ લીધી હતી. અને તેમની સાથે મારે જે વાત થઈ હતી તેનું આ પરિણામ છે" અને વિશેષમાં તેમણે કહ્યું કે "જે જે હિન્દી ગૃહસ્થને હું મળ્યો હતો તે દરેકને મેં આ બાબત પૂછ્યું હતું, અને મને જરા ખોટું લાગે છે કે એના અભિપ્રાય માટે હું ઘણા હિન્દીજનોની સલાહ નથી લઈ શક્યો, કારણકે મને જણાય છે કે તેમની સલાહ એજ એવી વસ્તુ છે કે જેના પાયા ઉપર કોઈ પણ રાજ્યબંધારણ ઊભું કરવું જોઇએ."

પછી ઉમરાવની સભાના આગેવાન હતા તે મારકવીસ ઓફ લેન્ડસડાઉન ઊભા થયા અને તેમના માનવા મુજબ મોર્લેને તેમણે બોધપાઠ આપ્યો બહુ રમતિયાળ રીતે તે બોલ્યા કે "હિન્દી પ્રધાન બહુ શક્તિવાન અને વિદ્વાન ગૃહસ્થ છે. પણ તેમણે પોતે ધારેલા બોસ્વેલને યાદ રાખવા જોઇએ. એવું જણાય છે કે ડોકટર જોહનસન સ્કોટલેન્ડના પ્રધાન ડો. જોહન કેમ્પબેલને દર રવિવારે મળવા જતા. આ ટેવ તેમણે થોડો વખત નભાવ્યા કરી પછી એમ જણાયું હતું

કે તેમણે તે ટેવ છોડી દીધી હતી. તેમનો સાથી બોસ્વેલ તો થ.કયા વગર પ્રશ્નો પૂછ પૂછ કરવા વાળો હતો. તેમણે તેમને એક દિવસ પૂછ્યું. સાહેબ, તમે ડૉ. કેમ્પબેલને ત્યાં હવે કેમ જતા નથી ? સાહિત્યના ખેરખાં જોહનસને તરતજ ઉત્તર આપ્યો, જુઓ, ધ્યાનમાં રાખજો. હવે પછી હું જે કંઇ મહત્વનું કે ડહાપણ ભર્યું બોલું, તો મ.રી આસપાસના સ્કોટલેન્ડના લોકો ઝટ બોલી ઉઠશે કે એ બધું મને ડૉ. કેમ્પબેલ તરફથી મળ્યું છે."

શ્રી ગોખલેનો પોતાનો બચાવ તદ્દન જુદાજ પ્રકારનો હતો. તેમણે સાફ બતાવી આપ્યું હતું કે તેમણે મોર્લે આગળ જે સુધારા ભલામણ રૂપે રજુ કર્યાં હતા તેમાંનો એકપણ સુધારો હિન્દી સરકાર તરફથી અને બીજા વિશ્વાસને પાત્ર ઠરેલા સત્તાધીશ તરફથી સૂચવાયેલા સુધારાથી જુદો પડતો નહોતો. તેમણે કહ્યું હતું કે લોર્ડ મોર્લેએ મારી નોંધવાળા કાગળ ઉપરથી કેટલીક સૂચના ગ્રહણ કરી હતી તેમાં કંઈ નવાઈ નહોતી; કારણકે મારી નોંધ—સરકારની પોતાની ભલામણોને અનુસરતી હતી. વળી મારી દરખાસ્તો એમના સ્વરૂપમા એવી મધ્યમસરની અને સુવિચારપૂર્વક ઘડાયેલી હતી કે હિન્દી સરકારે તે પસંદ કરી તેમાં શું મારો ગુન્હો ગણાવો જોઇએ ? ધારો કે મે કોઇ મોટી ઉથલપાથલ કરાવે એવી દરખાસ્તો મૂકી હોત, અને કોઈ સરકારે તેના તરફ પસંદગી બતાવી નહોત, અને તેનો અસ્વીકાર કરવાનું મોર્લેને જરૂરનું જણાયું હોત તો તે વખતે આ લોકોએ કહ્યું હોત કે જુઓ જેને ડાહ્યો માનવામાં આવે છે તે આ હિન્દુ ગૃહસ્થ, તે કેવી અણઘડ અને અશક્ય ભલામણો કરી રહ્યો છે ? અલબત્ત, તમારી પરિસ્થિતિ તો સલામત છે, તમે એક રીતે નહિ તો બીજી રીતે મારી ટીકા કરી શકો છો. અમે હિન્દુસ્તાનના રાજકારણનું કામ કરનારાઓએ તો તમારા ફટકા તળે આવવું જ જોઇએ એમ કહ્યા પછી પણ તેમણે દર્શાવ્યું કે એમની બધી ભલામણો લોર્ડ મોર્લેએ સ્વીકારી નહોતી;

તેમણે હિન્દુસ્તાનની બધી ધારાસભામાં બીન અમલદારી ચૂંટાયેલા સભ્યોની બહુમતીની માગણી કરી હતી, છતાં લોર્ડ મોર્લેએ તો ઈલાકાની જ ધારાસભામાં બીન અમલદાર ચૂંટાયેલા સભ્યોની બહુમતી આપી હતી, અને વડીધારાસભા માટે તેનો તેમણે અસ્વીકાર કર્યો હતો.

વાઈસરોયની કારોબારી સભામાં શ્રી સિંહની નીમણુક સામે જે ઘણોજ ભયંકર વિરોધ ઊભો થયો હતો તેની સામે મોર્લેએ કેવી રીતે ટક્કર લીધી તેનો પણ ઈતિહાસ છે. તેમણે (મોર્લેએ) પોતાની કાઉન્સિલમાં બે હિન્દી ગૃહસ્થોની નીમણુક કરી હતી. પણ વાઇસરોયના કારોબારી પ્રધાન મંડળમાં ખરેખર સારા અને શક્તિશાળી હિન્દી ગૃહસ્થને ગોઠવી દેવામા તેમને ઘણી મુશીબત પડી હતી. એ કામમાં ન ધારેલી દિશાએથી વિરોધ આવી પડ્યો હતો. આ વિરોધની બહુજ મુશીબત ભરેલી વિશિષ્ટતા તો ખુદ શહેનશાહ તરફથી જાગી હતી એ વાત એમણે ઘણી નાજુકાઇથી દર્શાવી હતી. તેમની દઢતાથી અને કુનેહથી તે આ વિરોધ સામે પણ જીત મેળવી શકયા, અને જ્યારે વાઈસરોયની કાઉન્સિલમાં મી. સિંહની નિમણુક કરવામાં આવી, ત્યારે એ નિમણુક રાજદ્વારી કુનેહના વિજય સમાન ગણવામાં આવી હતી મોર્લે-મિન્ટો સુધારા જેવા ઘડાયા કે તરતજ જુદી જુદી આન્તિક સરકારની કારોબારી સભામાં પણ હિન્દી સભ્યોની નિમણુક થવા માંડી. જાહેર હિતની અગત્યની જણાતી બાબત ઉપર ઠરાવો (પ્રસ્તાવ) લાવવાની સત્તા આપણા પ્રતિનિધિઓને પહેલીવાર આ રીતે મળી, તેઓ ઉત્પન્ન અને ખર્ચના અંદાજ પત્ર ઉપર ચર્ચા ચલાવી શકતા, અને જો ધારતા તો અંદાજ પત્રને અંગેની દરખાસ્ત ઉપર આખી સભાના મત પણ લેવડાવી શકતા. તે ઉપરાંત સભામાં અગાઉથી પૂછાયેલા પ્રશ્નોના પૂરવણી પ્રશ્નો પૂછવાનો અધિકાર પણ તેમને મળ્યો હતો. તે વખતે ચાલતા રાજ્યબંધારણના કાયદાની દૃષ્ટિએ આ જુદાં જુદાં પગલાં પ્રગતિને માર્ગે અતિ આગળ ધપાવનાર હતાં. ઇ. સ

૧૯૦૮માં પહેલી નવા રૂપની કોન્ગ્રેસની બેઠક મદ્રાસમાં ભરવામાં આવી ત્યારે શ્રી ગોખલેએ આ સુધારાની યોજનાની વિધવિધ બાબતો ઉપર સ્પષ્ટ અને નિપુણતા ભરેલું વિવરણ કર્યું હતું, અને ખરી રીતે હિન્દુસ્તાનના લોકો તરફથી ઉત્સાહપૂર્વક તે યોજનાનો સત્કાર અને સ્વીકાર કરાવવામાં શ્રી ગોખલે નિમિત્ત બન્યા હતા. આ કાયદાની રૂએ જ્યારે હિન્દી સરકારે પાછળથી નિયમાવલિ ઘડી કાઢી ત્યારે તેમાંથી આ કાયદાથી જે ફાયદા થવાના હતા તેમાંના ઘણા ફાયદા ખેંચી લેવામાં આવ્યા હતા, તેમાં શ્રી ગોખલેનો વાંક ન ગણાય. અને તે પછી એ વિષયની ચર્ચા લોર્ડ મિન્ટોની ધારાસભામાં થઈ હતી ત્યારે શ્રી ગોખલેએ સુધારાના અસલી કાયદાને આદરપૂર્વક વખાણ્યો હતો, પણ તેના અમલ વાસ્તે ઘડાયેલી નિયમાવલિનો બચાવ કરતાં તેમને ઘણી મુશીબત જણાઈ હતી.

મી. મોર્લે અને શ્રી ગોખલે જે ભાવથી મળ્યા હતા તેની સમજ આપે તેવા કેટલાક ઉતારા વાંચવા હું ઇચ્છું છું. આમાંનો પહેલો ઉતારો ૧૯૦૬ની સાલને લગતો છે. આ પ્રમાણે એમણે લંડનમાંથી લખી મોકલ્યું હતું —

ઇ. સ. ૧૯૦૬ના જુન માસની ૮ મી તારિખે શ્રી કૃષ્ણસ્વામી આય્યર ઉપર શ્રી ગો. કૃ. ગોખલેએ લખેલા પત્રમાંથી ઉતારો.

"મારે તમને ખાનગી રીતે ખરું કહેવું જોઇએ કે મી. મોર્લે સાથે ઉત્તમ ખાનગી સંબંધ બાંધવા હું શક્તિવાન થયો છું. એક નાના બનાવપરથી તમને ખ્યાલમાં આવશે કે તે કેટલા સહૃદય છે. અમારી પહેલી મુલાકાતનો બધો સમય બંગાળાની ચર્ચામાંજ વીતી ગયો હતો, ચર્ચા સમેટતાં મી. મોર્લેએ મને કહ્યું કે એ વિષય ઉપર બીજીવાર વાતચીત ચલાવવા તે ઇચ્છતા હતા. મેં જવાબ આપ્યો કે અલબત્ત એવી વાત કરવામાં મને આનંદ આવશે, પણ વધારે અગત્યના અને કાયમી હિતને લગતા પ્રશ્નો તમારા લક્ષ ઉપર ઠસાવવા સારૂજ હું આ

એજ હેતુથી તે લોકો જે જે દમાણુના કાયદા ઇચ્છી રહ્યા હતા તે બધા મી. મોર્લેએ મંજુર કર્યા હતા. પણ આ નીતિથી તેમને અપ કીર્તિ વહોરવી પડી. તેમના પોતાના જ ગોઠીઆ પૈકી કેટલાક તેમને માટે કર્કશ શબ્દો ઉચ્ચારવા લાગ્યા; અને તેમના માટે તેમને કંઈ લાગતુ ન હોય તેવું તેમના વિષે લખવા પણ લાગ્યા. એમની સામે મુખ્ય આરોપ એ હતો કે તે હતા Conservative કોન્ઝર્વેટિવ પણ તેમણે વેશ ધાર્યો હતો Liberal ઉદાર મતવાદીનો તેઓ પોતાના જીવન સાથે વણાયેલા સિદ્ધાંતથી ઉલટા વર્ત્યા હતા અને તેમની કાર કીર્દીના અન્ત સુધી પોતે લિબરલ છે, ઉદાર મતવાદી છે એવું જણાવવા તે કંઇ કરી શકયા નહોતા. જો કંઇ કર્યું હોય તો તે આ હતું. હિન્દી પ્રધાન તરીકે તેમણે મંજુર રાખેલા દમાણુના કાયદા, કાયદાની કચેરીમાં–ન્યાયાધીશીમા–માણુસ ઉપર કામ ચલાવ્યા વગર દેશ નિકાલ કરવાની શિક્ષા, અને જેમના ઉપરના આરોપ માટે કામ ચલાવવાની શકયતા ન હોય તેવા માણસોને કેદખાનામાં ઘોંચી રાખવાની નીતિ: આ બધાં માટે તેમણે તેમની જાતને જવાબદાર બનાવી હતી. મારે કહેવુ જોઇએ કે લોર્ડ મોર્લેએ આ વખતે અતિ ઉગ્ર સ્વભાવ દર્શાવ્યો હતો અને જ્યારે તેમને જણાયું કે એમના ભલા ઇરાદાની કદર થઈ નહોતી, અને જ્યારે તેમણે જોયુ કે તેમની પાસેથી જરા પણ ભલા કામની આશા ન રાખે એટલી હદ સુધી તેમના પોતાના પક્ષના ઉદારવાદી મિત્રોની તેમના માટે ખોટી સમજ થયેલી છે ત્યારે તેમને જરા વધારે દુઃખની લાગણી ઊભી થઈ હતી. એમ કહેવાય છે કે લોર્ડ મોર્લેનો ઇરાદો એક વખત એવો થયો હતો કે બંગાળાના ભાગલામાં કાંઈ ફેરફાર કરવો, અને તેમ કરવાની યોજના પણ તૈયાર હતી. પણ તેને અમલમાં મૂકવાની જાહેરાત થઈ શકે તે પહેલાં હમેશ જેમ બને છે તેમ કોઇક વ્યક્તિએ પાર્લામેન્ટમાં કવખતનો પ્રશ્ન પૂછ્યો હતો, અને તેને લગતું લખાણુ છાપામાં પ્રકટ કર્યું હતું. ત્યારે લોર્ડ મોર્લેને વિચાર સૂજ્યો કે તેમણે જે કામ કરવાનું માથે લીધું છે તેમાંથી તેમણે

પાછા ફરવું જોઇએ. અને કોઈ વ્યક્તિ તરફથી સમજ વગરનું એ પગલું પાર્લામેન્ટમાં લેવાયાથી ઉન્નતિ સાધક એ સારૂં કામ પાંચ છ વરસ સુધી હાથપર લેવાયું નહોતું. આને માટે ઘણાએ દીલગીરી દર્શાવી હતી એવું મેં સાંભળ્યું હતું. મોર્લેની કારકીર્દી અમુક અંશેજ હિન્દ સાથે સંબંધ ધરાવે છે, અને મારા માનવા પ્રમાણે હિન્દુસ્તાનના અગ્રગણ્ય રાજદ્વારી પુરુષોએ, જ્યાંસુધી તે હોદ્દા ઉપર હતા ત્યાં સુધી એમને સંપૂર્ણ ન્યાય આપ્યો નહોતો. તો પણ Recollections નામની એમની ચોપડીના પ્રકાશનને લીધે, અને જે લોકો માણસને અંદરથી તપાસીને અભિપ્રાય આપે છે તેમના તરફના પુરાવ. ઉપરથી લોર્ડ મોર્લેને આપણા મોટામાં મોટા હિતસાધકો જે થઈ ગયા તે પૈકીના એક તરીકે ઓળખાવી શકાય.

શ્રી મોર્લેની બધી મુશીબતો શ્રી ગોખલેની જાણ બહાર નહોતી; તેમની સાથે શ્રી ગોખલેએ ઘણી વાતો કરી હતી; અને તે સંજોગની વાસ્તવિકતાની કદર તે ન કરી શકે એવું નહોતું. તેની સાથે શ્રી ગોખલેને લાગી આવ્યું હતું કે ખરેખર એ વસ્તુસ્થિતિની વક્રતા હતી કે, જે વખતે હિન્દુસ્તાનને હિન્દી પ્રધાન તરીકે આવડો મોટો માણસ મળ્યો હતો, તેવા સમયમાં હિન્દુસ્તાનને સીધો લાભ આપે એવી એક પણ ચીજ શરૂઆતનાં બે ત્રણ વરસ સુધી બતાવવા તેઓ સમર્થ બન્યા નહોતા. તેથી જ તેમણે ઘણીવાર મોર્લે માટે આવા સ્વરનું જ લખાણ લખ્યું હતું:

ઈ. સ. ૧૯૦૭ ના જુન માસની ૧૪ મી તારીખે "ઇન્ડીઆ" નામના છાપામાં પ્રસિદ્ધ થયેલા શ્રી ગોખલેના પત્રનો ઉતારો.

"અલબત્ત સરકાર ભલે એમ કહે કે હાલમાં પ્રવર્તી રહેલી શાન્તિ સરકાર તરફથી લેવાયેલાં સખતાઈનાં પગલાંને આભારી છે. પણ આ દેશની પ્રજા માને છે અને માનતી રહેશે કે બીજો બળવો ઊભો થવાની વકી દેશમાં કદિ પણ હતી જ નહિ; અને સરકારી સત્તાધીશોના દીલ

ઉપર ખોટી બીક જે જમાવટ કરી છે તે દીલની ખોટી ધડકની વેદી ઉપર શ્રી લજપતરાયને હોમી દેવામાં આવ્યા છે. એ સંભવિત છે કે શ્રી લજપતરાયના મુકરદમા ઉપર મી. મોર્લે કદાચ વધારે પ્રકાશ નાંખી શકે. આમ કરવું એ એમની જાત પ્રત્યેનું એમનું કર્તવ્ય હોવું જોઇએ; અને જે પ્રજાના સુખદુઃખ ઉપર હાલના સમયમાં તે મુખ્ય સત્તા ભોગવી રહ્યા છે તે પ્રજા પ્રત્યેના કર્તવ્ય તરીકે તેમણે આમ કરવું જોઇએ, તેના કરતાં પોતાની જાત પ્રત્યેના કર્તવ્ય તરીકે વિશેષ રીતે એમણે આમ કરવું ઘટે છે. હું ધારૂં છું કે હમણાં તો લજપતરાયનું સ્વાતંત્ર્ય મેળવી આપવાની દિશામાં હિન્દુસ્તાનમાં પ્રજાકીય ચળવળ ચાળવી જોઇએ, અથવા એવી ચળવળ થવી જોઇએ કે સરકારે લીધેલાં પગલાં જે આરોપ ઉપર આધાર રાખતાં હોય તે આરોપનો ખુલાસો કરવાની તક તેમને ઝટ મળે. આ દેશના રાજ્યબંધારણ અને રાજ્યવહીવટમાં સુધારા થવા માટે જે હિન્દીપક્ષ આતુર છે તેમને બેશક દેશની અંધાધુંધી અવ્યવસ્થા અટકાવવામાં રસ છે એવું મી. મોર્લેએ પોતાના ભાષણમાં થોડા દિવસ ઉપર જણાવ્યું હતું. બેશક, અમે અમારા દેશમાં કોઇ જાતની અવ્યવસ્થા ઇચ્છતા નથી. પણ જે સુધારા આપવાનો વિચાર ચાલી રહ્યો છે તે સુધારા જો લજપતરાય જેવા ઉંચા મનવાળા અને ખરા જીગરવાળા દેશના હિત માટે કામ કરનારાને દેશનિકાલ કર્યા વગર આપી શકાતા ન હોય તો એ સુધારાનો કંઇ અર્થ રહેશે નહિ."

હવે, જુઓ ! આ રાજ્યબંધારણના સુધારાનાં પહેલાં નિવેદનો જરા પણ આશા આપનારાં નહોતાં. લોર્ડ મોર્લેએ રાજકીય સુધારા માટે આપેલાં વચન માટેના લોકોના અભિપ્રાયનો રંગ ધીરે ધીરે કેવી રીતે બદલાતો ગયો તેનો તમે અભ્યાસ કરી શકો છો; એ અભિપ્રાયે પહેલાં ઠંડી પસંદગીનું રૂપ બતાવ્યું. પછી નાપસંદગીનું રૂપ પકડયું અને છેવટે તિરસ્કાર યુક્ત વખોડનું રૂપ તે અભિપ્રાયે પકડયું. સર. ડી. ઇ.

વાઈસરૉયે શ્રી ગોખલે ઉપર લખેલા કાગળોનું જો તમે પરિશીલન કરો તો ઇન્ડીઆ ઓફીસમાં મી. મોર્લે જે કરી રહ્યા હતા, તે બાબતનો લોકમત પ્રત્યેક દિવસે કેવી રીતે બદલાતો જતો હતો તે બતાવનાર અદ્ભુત હકીકત તેમાંથી મળી શકે. હવે, એ બંધારણને સ્થાને બીજું બંધારણ આવી ગયું છે અને તેની જગ્યાએ વળી બીજું આવવાનો વારો આવી ગયો છે તેવે વખતે મોર્લેના સુધારાના સ્વરૂપની ચર્ચા કરવામાં તમારો સમય લેવો એ મને દુરસ્ત લાગતું નથી.

આ સુધારાના ઘડતરમાં શ્રી ગોખલેએ આપેલો ફાળો મોટો અને શોભાસ્પદ ગણાતો હતો. મને લાગતું નથી, કે છાપાઓમાં અત્યારસુધી જે પ્રકટ થયું છે અગર હવે પછી પ્રકટ થશે તેને લીધે આ કાળનો જે યશ શ્રી ગોખલેને ઘટે છે તેમાંથી જરા પણ ઓછો થઇ શકે તેમ નથી. પણ વિરોધી ટીકાકારોના મનમાં (શ્રી ગોખલેના માટે) એટલી મોટી બીક પેશી ગઇ હતી કે જ્યારે ઉમરાવોની સભામાં મી. મોર્લેએ આ સુધારાની રૂપરેખા રજુ કરી ત્યારે એક પછી એક અમીર ઉમરાવ ઊભા થયા અને આ સુધારા અસલી સ્વરૂપમાંજ તદ્દન ક્રાન્તિકારક છે એમ કહી તે સુધારાના મૂળમાં દખ્ખણ દેશથી ઇંગ્લાંડ આવેલા પાકા હિન્દુ ગૃહસ્થની બદદાનત ભરેલો દોરી સંચાર રહેલો છે એમ બતાવવા લાગ્યા. વહેલામાં વહેલી તક જોન મોર્લેને મળી કે તરતજ જોર શોરથી પોતાની જાતનો જાહેર બચાવ કર્યો હતો. તેમણે ચોખ્ખા શબ્દોમાં પ્રશ્ન મૂકયો કે "ખાનદાન ઉમરાવ સાહેબો શું કહેવા માગે છે ? હિન્દુસ્તાનના રાજબંધારણના સુધારાના દરખાસ્તો ઘડવા માટે હું અહિં આ સ્થાને છું. આ દરખાસ્તોથી જેમના સુખદુઃખ પર કાયમની અસર થવાની છે તે લોકોના મુખ્ય પ્રતિનિધિ સાથે મારે મસલત કરવી એમ ઉમરાવ સાહેબો શું ઇચ્છે છે ?" તેમણે કહ્યુ કે જેમણે તેમને એ બાબતની સલાહ આપી છે તેમાંના શ્રી ગોખલે એક હતા. તે વખતે તેમણે એ હકીકત જાહેરમાં મૂકી કે તેમણે પોતે જઇને શ્રી ગોખલેને વિનતિ

અતિ અગત્યનું છે કે આવા સંબંધો મીઠાશવાળા હોવા જોઇએ, અને એકમેક વચ્ચેની સમજ ઉપર કોઈ પણ રીતે સંશયનો ડાઘ આવવો ન જોઇએ. જો કદિ બંને પક્ષના અગ્રગણ્ય માણસ વચ્ચે આવું કંઈ બનવા પામે તો જાહેર જીવન ઉપર અને પ્રજાકીય પ્રગતિ ઉપર તેની જે અસર થવા પામે તે ભયંકર આફત થઈ પડે.

ઇ. સ. ૧૯૦૭માં લોર્ડ મીન્ટો લોર્ડ મોર્લેને જે લખે છે તે આ પ્રમાણે છે. લાલા લજપતરાયના દેશવટા સંબંધી શ્રી ગોખલેના કાગળો જાહેર વર્તમાન પત્રોમાં પ્રકટ થયા પછી લોર્ડ મીન્ટોએ આ કાગળ લખેલ છે એમ મારી પોતાની માન્યતા છે. સરકારના એકાદ પગલાંની ટીકા તમે જેટલીવાર કરો છો, તેટલીવાર તમારૂં નામ દેશના ઉગ્ર ચળવળ કરનારા ગરમ પક્ષની સાથે ભેળવી દેવામાં આવે છે. તમારૂં ચારિત્ર્ય અને પ્રતિષ્ઠા બીજી રીતે ગમે તેટલી ઉચ્ચ કક્ષાનાં હોય તોપણ તેમ બને છે. ગોખલે માટે લોર્ડ મીન્ટો જે લખે છે તે આ રહ્યું:

ઇ. સ. ૧૯૦૭ ના ઓગસ્ટની ૭ મી તારિખે–મિન્ટો તરફથી મોર્લે પ્રતિ "ગોખલે સંબંધી, જો તે આગની સાથે ખેલ ખેલવા માગતા હોય તો તેમણે તેના પરિણામ સ્વીકારવાં જોઇએ. લશ્કર સાથે તેમને ચેડાં કરવા દેવનું અમને પોસાય તેમ નથી.

બળવો! કોઇએ તે વિષે સાંભળ્યું હતું! તે કહેવા માગે છે તે એ જણાય છે કે, હિન્દી સીપાઇઓને ખૂટાડવાની જેમના ઉપર શંકા રાખવામાં આવી હતી તે લાલા લજપતરાય અને અજિતસિંહ જેવા લોક માટે ગોખલે ન્યાય માગે છે.

"અને જે કંઇ બન્યું છે તે સંબંધી તે જો મને કંઇક કહે તો હું તેમને સીધેસીધુ મોઢામોઢ કહી દઇશ તો પણ, હું ધારૂં છું કે એ વિષય પડતો મૂકયાનું તેની પાસે સબળ કારણ છે...ગોખલે સંબંધી હું પૂરેપૂરો નિરાશ થયો છું."

તેટલાજ નિરાશ અમે આ કાગળના લખનાર માટે થયા છીએ !

"મે તેમનામ જે જે જોયુ હતુ તે મને ગમ્યુ હતુ, અને હુ માનતો હતો કે તે હૃદયથી પ્રમાણિક હતા, પણ તાજેતરમા એમણે જે ભાગ ભજવ્યો હતો તેથી મને અણગમો ઉપજ્યો છે પ્રમાણિક ઉદારવાદી તરીકે ગદા રાજદ્રોહને ટેકો ન આપવાની મોટી તક એમણે ગુમાવી છે અને તમારા ભાષણોના તેમણે કરેલા ઉલ્લેખ વિષે તમે મને જે કહો છો તે બતાવે છે કે કાતો તે હિન્દુસ્તાનના સાચા મિત્રોને સમજી લેવા અશક્ત છે અથવા તો તમે કહો છો તેમ, લજ પત અને તેમના પૈકીના બીજા જેવા એ મોટા ક્રાંતિખોર છે એ બહુ નિરાશાજનક બીના છે"

આ કાગળમાથી થોડાવણો સાર કાઢવા હુ માગુ છુ લોર્ડ મીન્ટોના મનમા રચી રહેના ઉકળાટનુ કારણ એમણે ધારી રાખેની વિચિત્ર આશા હોવી જોઈએ એ આશા, ધારણા એ હતી કે જેમને તેઓ રાજદ્રોહની શકાથી જુએ છે–તેવા લજપતરાય જેવા માણસ, જેવા જાહેરજીવનના તખ્તા ઉપર આવે કે તરત જ–શ્રી ગોખલે જેવા જે લોકોના ઉપર તે (લોર્ડ મીન્ટો) વિશ્વાસ રાખતા હોય તેમની ચોક્કસ ફરજ હોવી જોઇએ કે તેમણે બહાર પડી તે ગુન્હેગારને તિરસ્કારવા મડી જવુ જાહેર જીવનમા આ તદ્દન અશક્ય છે સી આઈ ડી ખાતાએ પોતાના મિત્ર સામે નિવેદન રજુ કર્યું કે તરતજ તે મિત્રને કોઈ પણ પ્રતિષ્ઠિત ગૃહસ્થ તજી દઈ શકે નહિ શ્રી ગોખલે જેવા પ્રતિષ્ઠા સમ્પન્ન કોઇ પણ માનવત હિન્દી ગૃહસ્થ પોતાના દેશભક્ત બિરાદરોને વખોડવાનુ સ્વીકારશે જ નહિ જાહેર જીવનમાં તેમની જે પ્રવૃત્તિ હોય તેને ઉપાડી પાડી શકે જ નહિ, અને અમલદારશાહીની દયા ઉપર તેમને મૂકી દેવા ખાતર અમલદારોના હાથમા તેમને સોંપી શકે જ નહિં તેમ થવુ એ અશક્ય છે છતાં જેમને તેઓ પોતાના મિત્રો (allies) અને સાથે રહી કામ કરનારા (colleagues) ગણે

છે તેમની પાસેથી આવાજ પ્રકારની વર્તણૂકની આશા કેટલાક રુઢિચુસ્ત વાઈસરૉય સેવે છે.

લોર્ડ મીન્ટો ઉપર લોર્ડ મોર્લેએ લખેલો કાગળ હું તમને વાંચી સંભળાવું છું. સર વિલિઅમ વેડરબર્ન ઉપર શ્રી. ગોખલેએ લખેલા કાગળમાંથી કેટલોક ભાગ આ મોર્લેના પત્રમાં ઉતારવામાં આવ્યો છે. એ કાગળની નકલ અમારી સંસ્થાના દફ્તરમાંથી હું શોધી શક્યો નથી. એમ દેખાય છે કે ગોખલેએ વેડરબર્ન ઉપર લખેલો એ પત્ર છે; અને વેડરબર્ને પોતાની હંમેશની રીત મુજબ એ પત્ર મોર્લેને મોકલાવ્યો હતો; અને મોર્લેએ એ પત્રમાંથી કેટલાંક વાકયો પકડી લીધાં છે. તે પત્ર વધારેમાં વધારે અગત્ય ધરાવે છે. કારણ કે "માન્ચેસ્ટર ગાર્ડીઅન" નામના પત્રમાંના એક લેખકનો હમણાં એ મુખ્ય વિષય થઈ પડયો છે. તેટલા માટે જ હું એની વાત કરી રહ્યો છું.

"૧૭ મી ઓકટોબરે......માણસે......માણસ ઉપર લખેલો પત્ર આ અઠવાડિએ મારી નજરે ચડ્યો છેઃ હિન્દુસ્તાનને લગતી વધારેમાં વધારે અગત્યની બાબતો પૈકીની એ એક વસ્તુ છે. તે કહે છે કે હમણાં ખુલ્લી રીતે અનિવાર્ય જણાય છે તેવી કોન્ગ્રેસમાં પડેલી ફાટફૂટ કેવી રીતે દૂર કરવાની છે એ મોટો વિચારનો પ્રશ્ન આવી પડ્યો છે. ' આ પળે એ પ્રશ્નનુ સ્વરૂપ વધારેમાં વધારે નિરાશાના અન્ધારાથી છવાયેલું છે. ' નાગપુરમાંથી કોન્ગ્રેસની બેઠક ફેરવી નાંખ્યા સિવાયનો બીજો માર્ગ શોધી કાઢવાની તે આશા સેવતા નથી. પણ આનો અર્થ તો તડ પાડવી એમ થાય; કારણ કે **નવી મંડળી,** એમ થતાં પોતાની અલગ કોન્ગ્રેસ નાગપુરમાંજ ભરવા માટે આગ્રહ પકડશે." "...જો આવી ફાટફૂટ પડશે જ તો એમ સમજવું કે જબરી આફત. કારણ કે એમ થવાથી અમલદારશાહી રાજસત્તા બન્ને પક્ષને સહેલાઇથી દબાવી દેશે. "...ગોખલે અને એમના મિત્રોનો પક્ષ દેશમાં

ઇ. સ. ૧૯૦૭ ના ઓગસ્ટની ૩૦મી તારીખે લંડનથી શ્રી દ્રવિડ ઉપર લખાયેલા કાગળનો ઉતારો.

"પરમ દિવસે મી. મોર્લે સાથે મારી છેલ્લી મુલાકાત થઇ હતી અને તે ઘણામાં ઘણે અંશે સંતોષકારક હતી. મી. મોર્લે કોઇપણ જાતનો સંકોચ રાખ્યા વગર બોલતા હતા, અને ઘણી લાગણીપૂર્વક બોલતા હતા, અને હવે પછીના થોડા મહિના દરમ્યાન એ શું કરવા ધારે છે તેનું કંઇક સૂચન એમાંથી મને મળ્યું હતું. હું તમને ખાત્રી આપું છું કે લોર્ડ રિપનના દિવસો પછી જવાબદારીવાળી પદવી ઉપર આપણી અભિલાષાનો આવો સાચો મિત્ર આપણને કદિ મળ્યો નહોતો. આપણા હિતને આગળ વધારવાના મહાન પ્રયત્નો દરમ્યાન એમને કેવી જબરી મુસીબતોનો સામનો કરવો પડે છે તેનો જેમને ખ્યાલ આવી શકે તેજ મારૂં કહેવું સમજશે કે એમની ખરા ઉંડાણની પ્રમાણિકતા માટે શંકા લાવવામાં અગર આપણને મદદભૂત થવાની તેમની ઇચ્છા છે કે કેમ તેની શંકા ઉઠાવવામાં આપણે આપણા દુશ્મનોના હાથનાં રમકડાં બની જઇએ છીએ. પ્રત્યેક સવારે તે ઈન્ડીઆ ઓફીસના કામે જાય છે કે આપણા પક્ષને કંઇને કંઇ લાભ થાય છે અને આપણા વિરોધીઓ—સરમુખી અમલદારશાહીનો પક્ષ—કંઇને કંઇ ગુમાવે છે, અને માનો કે માત્ર ૭ માસ સુધી આપણા દેશના .મહાજનો જરા ધીરજ ધારશે તો આજના હિન્દી પ્રધાનમાં વિશ્વાસ રાખવા માટે તેમને દીલગીર થવાનું કંઇ કારણ રહેશે નહિ. છાપાઓમાં મી મોર્લે માટે જે કંઇ ભેગી ટીકાઓ આવતી હોય તે અટકાવવા તમે જે કંઇ કરી શકો તે કરી છૂટવા હું તમને કહેવા માગું છું. શ્રી કેલકરને મળજો, અને જરૂર હોય તો એમને સાથે રાખીને શ્રી ટિળકને મળજો અને મારા નામથી એમને વિનતિ કરજો કે હમણાં ચાલે છે તેવી મી મોર્લેમાં ભરોસો ન હોવાની ફરિયાદ હિન્દુસ્તાનના છાપામાં આવતી બંધ થાય તેટલા વાસ્તે આપણા સૌના દેશના હિત માટે તેમની લાગવગનો તેઓ

ઉપયોગ કરતા રહે. તે જે બોલે અથવા કરે તેની ટીકા આપણે અવશ્ય છૂટથી કરીએ પણ જરા થોડી વધુ મુદત માટે આપણે ધારી લઈએ કે તે સાચા મિત્ર છે. એવો મિત્ર તે નથી કે જે સહાનુભૂતિ ધરાવવાનો ઢોંગ કરે. તે એવો છે કે જ્યારે તે સતોષ અપવામા નિષ્ફળ જાય છે ત્યારે તેનુ કારણ અશત તેમનુ અજ્ઞાન હોય છે, અને અશત ચારે બાજુએથી તેમને ઘેરી લેનારી મુસીબતો હોય છે. એ વાત યાદ રાખજો કે સ્થાન ઉપર જે અમલદારો તેમને મળ્યા હોય તેમની દ્વારા જ તેમને કામ કરવાનુ હોય છે, અને જ્યારે તેમને ખાતરી થઇ હોય છે કે તે અમલદારો વ્યાજબી રીતે વર્ત્યા હોતા નથી ત્યારે પણ, તે અમલદારોની બધી વાત સાભળવા તે બંધાયેલા છે, અને જે બાબતમા તેમને પોતાને સશય રહેતો હોય છે તે બાબતમા રાજવહીવટ ચલાવવા જવાબદાર હોય તેવા માણસના વિચારને વજન આપ્યા વગર તે કોરે મૂકી શકે નહિ આ બધુ હુ એ બતાવવા કહુ છુ કે આપણા તરફથી વધારે ધીરજ અને ચલાવી લેવાની વધારે વૃત્તિ ધારણ કરવાની જરૂર ઊભી થઈ છે. એ એવા મિત્ર છે કે જે આપણા હિત વાસ્તે રાત અને દિવસ ગુંગળાવી નાખે એવી મુસીબતો સામે લડત ચલાવી રહ્યા છે (અને હુ જાણુ છુ કે આ વાત તદ્દન સત્ય છે) આ મુસીબતો હિન્દી પ્રશ્નો વિષેની એમની સાપેક્ષ અજ્ઞાનતાને કારણે વધારે ગુગળાવી નાખનાર બની જાય છે, માટે આપણા સાચા દુશ્મનોને એક કોર મૂકી આપણાં બધા બાણ એમના તરફજ તાકીએ નહિ તો સારૂ. હુ દીલગીર છુ કે આથી વધારે કહી શકવાની સ્વતત્રતા મને મળી નથી પણ તમારે આપણા મિત્રો પાસે જઇ વિનતિ કરવી જોઇએ કે આ બાબતમા તેઓ મારા અભિપ્રાય ઉપર જરા ભરોસો રાખે અને ઉપર જણાવેલી દિશામાં તેમની લાગવગનો તેઓ ઉપયોગ કરે ''

મારે થોડુ કહેવા માટે આગળ વધવુ જોઇએ, અને એકપક્ષે લોર્ડ મીન્ટો અને બીજે પક્ષે શ્રી ગોખલે વચ્ચે જે સબધ હતો તેને

લગતા થોડા દસ્તાવેજો વાચી સંભળાવવા જોઈએ. સામની રીતે હું માનું છું કે એ બે વચ્ચે સામાન્ય સાચી સમજ પ્રવર્તતી હતી, તે બંને એકમેકને ઉપયોગી મિત્ર તરીકે સ્વીકારતા હતા. તો પણ વારંવાર શ્રી ગોખલેની કામગીરીની કદર કરવામાં લોર્ડ મીન્ટો અસ્થિર અભિપ્રાયના હતા આ અણગમનાવટ અને અસંતોષ એમણે મી મોર્લેને લખેલા કાગળોમાં વ્યક્ત કરવામાં આવેલ છે. એ કાગળો ઘણા સમય સુધી પ્રકાશમાં આવ્યા વગર પડ્યા રહ્યા હતા. પણ એ કાગળો હમણાંજ કાઉન્ટેસ મીન્ટો તરફથી જરા તોછડાઈ પૂર્વક છાપવામાં આવ્યા છે. કારણ કે તે કાગળો પરથી જણાય છે કે શ્રી ગોખલે માટેનો લોર્ડ મીન્ટોનો તેમાં વ્યક્ત થયેલો અભિપ્રાય સાચો કે ઉડાણવાળો હોય શકે નહિ. મે શ્રી ગોખલે પાસેથી એવું કઈ સાંભળ્યું નથી, બીજા કોઈએ પણ સાંભળ્યુ નથી, તેમજ આ કાગળોમાં એવો પુરાવો નથી કે જે એમ બતાવી શકે કે શ્રી ગોખલેને કોઈ પણ પળે લોર્ડ મીન્ટોના હેતુની પ્રમાણિકતા માટે શંકા ઊભી થઈ હોય, અથવા તો દેશમાં સુલેહ શાંતિ અને કલ્યાણ સ્થાપવાની એમની ઈચ્છા માટે શંકા ઊભી થઇ હોય. તેથી હું માની શકતો નથી કે જે પ્રાસંગિક શંકાએ લોર્ડ મિન્ટોના ચિત્તમાં ઘર રોકયુ હતું તે શંકાનું કારણ એમના બંને વચ્ચે બનેલા કોઈ બનાવમાંથી જન્મ્યુ હોય જેને આપણે શી. આઇ ડી ખાતું કહીએ છીએ, તેમના કામકાજને અંગે જે ગુપ્ત અહેવાલો હમેશ ઉંચા હોદ્દાવાળા અમલદારોના કાનમાં રેડાયા કરે છે તે ગુપ્ત અહેવાલોની કોઈ બીના પરથી આ શંકા (લોર્ડ મિન્ટોના મનમાં) ઊભી થઇ હોવી જોઈએ. આ સંબંધોનુ એક લાક્ષણિક સ્વરૂપ મેં ક્યારનું જણાવી દીધુ છે હવે મારે બે બીજા મુદ્દા રજુ કરવા છે. એ મુદ્દા આ વાતના સાચા દાખલા બની રહે તેવા છે. બીજી રીતે તે બહુ અગત્યના નથી સરકારી મોટા અમલદારો અને બીજા સરકારી પ્રજાકીય કાર્યકર્તાઓ વચ્ચેના એકમેક સાથેના સંબંધ કેવી ગુરકેલીઓથી વિંટળાયેલા હોય છે તે એના પરથી જણાઇ આવે છે એ તો

આજે જે પરિસ્થિતિ છે તેવી જ તે પરિસ્થિતિ હતી. લિબરલ અને સરકાર વચ્ચેના સમ્બન્ધ બન્ધાવા છે તેવી એ સ્થિતિ હતી. તેથી હું આ ફકરો તમને વાંચી સંભળાવું છું, અને તેના દરેક શબ્દ ઉપર ધ્યાન આપવાનું હું તમને કહું છું; દરેક તબક્કે સરકાર લિબરલ પક્ષ પાસેથી આવું જ માગે છે; ઉદારવાદી નેતાઓએ પોતાના દેશ બાન્ધવોને વખોડી કાઢી હલકા પાડવા, અને તેમણે પ્રતિજ્ઞા લેવી કે એમની સાથે તેઓનો જરાપણ સમ્બન્ધ રહેશે નહિ. અને એમ કર્યા પછી તેમણે સરકારના માત્ર આમોદ્દન જેવા બની જવું. હિન્દુસ્તાનની પ્રજાને તેમણે કહેવું જોઇએ કે સરકાર અને અમારી વચ્ચે ભાઇબન્ધાઇનો સબંધ છે સરકારને ટેકો આપવાનો અમે નિશ્ચય કર્યો છે. અને તમારે સૌએ અમને અનુસરવું. કોઇપણ સ્વમાનની લાગણીવાળા રાજદ્વારી પક્ષ માટે આ સ્થિતિમાં મૂકાવુ એ તદ્દન અશક્ય છે. અમારે અમારી સ્વતંત્ર વિચારશ્રેણિ છે. અમે કેઈ વખતે સરકાર પ્રત્યે મિત્રાચારીની વૃત્તિ રાખીએ પણ ખરા, અમે સરકારની ખાસ મુશીબતો સમજી લેવાની વૃત્તિ પણ સેવીએ, ઘણીવાર સરકારના અપવાદમાં મુકાવા જેવા સંજોગ માટે અમે ઘટતી છૂટ મૂકવા ખુશી હોઇએ અથવા તૈયાર હોઇએ પણ અમારે અમારૂ સ્વતંત્ર સ્વરૂપ ગુમાવી દેવુ, અને જે તે વખતના સત્તાધીશોના હાથમાં અમારે રાજદ્વારી હથિયાર બની જવુ, એ તો અશક્ય સ્થિતિ છે અમે ઈચ્છીએ છીએ કે એક દિવસ અમે અમારા દેશમાં એવો રાજદ્વારી પક્ષ રચીએ કે જેને દેશની રાજનીતિ ઘડવાનો અને દેશનુ ભવિષ્ય ઘડવાનો હક્ક હોઈ શકે. (ખુશાલીના પોકાર) હું પૂછું છું કે માત્ર સરકારના તુંતુડાં-વાળા અમે કેમ બની શકીએ? અમારી જાતને તેમની સાથે અમે પૂરેપૂરા એકરૂપ કેમ કરી શકીએ? અને તેમના હાથમાં હિન્દુસ્તાનના સુખદુઃખનુ ભાવી વિશ્વાસપૂર્વક અમે કેમ સોંપી શકીએ? મી. મોર્લે માગતા હતા તે આજ હવે સાંભળો, મીન્ટો મોર્લેને શું લખે છે?

તારીખ નવેમ્બર ૨૫, ૧૯૦૭

ગોખલેના કાગળ વિષે તમે જે કહો છો તે આ સમયનુ સરસ ચિત્ર છે આપણા સુધારાને ( એકસ્ટ્રીમિસ્ટ ) ગરમ પક્ષ તરફથી સત્કાર મળશે એવો વિચાર મે એક પળ પણ સેવ્યો નહોતો. પણ ગોખલે જે રમત રમી રહ્યો છે તેવી બેવકુફી ભરેલી રમત તે રમશે એવુ મે ભાગ્યે જ વિચાર્યું હતુ સરકારી અમલદારશાહી કોન્ગ્રેસને દબાવશે અને તેમને તથા તેમના મિત્રોને કોરે મૂકી દેશે એવી એમની વાત તદ્દન બેહુદી અને ચાલ વગરની છે જો તેમણે પોતાની રાજદ્વારી વિચારની પ્રમાણિકતા જોરથી રજુ કરતા કરતા આપણા શુભ નેમનો સ્વીકાર કર્યો હોત, અને હિન્દી સરકારને મદદ કરવા પોતાથી બનતુ કરી છૂટ્યા હોત તો તેમણે ઉચી રમત રમી બતાવી હોત. આ મુદ્દાસર મે તેગતી સાથે ખુલ્લા દીલની વાત કરી હતી. પણ આપણી મદદે આવવાનો તેમનો ઇરાદો નથી એમ સ્પષ્ટ જણાય છે. અને હમણા એમણે જે તમને લખ્યુ છે તેમા તેમનુ પોત તેમણે જણાવી દીધુ છે "

ઈ સ ૧૯૧૦ મા લખાયેલો બીજો કાગળ હુ હવે ટાચીશ. આ કાગળ પણ મીન્ટો તરફથી મોર્લે તરફનો છે.

તારીખ ઓક્ટોબર ૧૯, ૧૯૧૦.

" ગોખલેએ ઉગતાંકમાં રહેતા તેમના મિત્ર પર લખેલા કાગળનો ઉતારો તમે અને મોકલ્યો તેથી હુ રાજી થયો છુ તેમના પોતાના હસ્તાક્ષર બતાવતો એ પત્ર બહુ અગત્યનો છે, મને કહેતાં દીલગીરી થાય છે કે હુ તેને તોફાની તત્ત્વવાળો અને આડે રસ્તે દોરવાના ઈરાદાથી લખાયેલો કહુ છુ. એજ અર્થમાં મારી સાથે વાત કરવામાં ગોખલે ખુશી થયા ન હોત અને તેમના માટે આ બાબતમાં ખરાબ વાત એજ છે, કે તેમની પૂરેપૂરી શુભ નિષ્ઠામાં કોઈ માણસ ભરોસો મૂકી ન શકે હુ તેમને સારી પેઠે ઓળખુ છુ. તેમની ઘણી પ્રશસા કરુ છુ, અને એમની સાથે ઘણા જ મિત્રાચારીના નાતાથી બધુ છુ

ર્કીય જીવનમાં બીજા કોઈ હિન્દી ગૃહસ્થ હોય તેના કરતાં શક્તિમાં
તે વિચારની વિશાળતામા તે બહુ જ આગળ વધેલા છે પણ તેમણે
પૂરું જાણવુ જોઇએ કે તેમણે જે ચિત્ર એમના કાગળમાં રજુ
હતું તે વાસ્તવિક નહોતુ આપણા દમાણુ નીતિનાં પગલાં
સ્વીત કડક નથી અને તે કાયદાનો ઉપયોગ બહુ ચખતાઈથી થશે
રી સૂચના ન્યાયપુર સરની નથી સ્થાનિક (પ્રાંતિક) સરકારની
ત્ત ઘણુ કરીને બીજી દિશા તરફની ઘણે ભાગે રહેશે સરકારી
મલદાર વર્ગ આ સુધારાની વિરૂદ્ધ છે એવુ જે સૂચન થયુ છે તે
દ્દન અસત્ય છે. તે દિશામાં અસાધારણ ફેરફાર થઇ ગયો છે બેશક,
ા સંજોગમા એ સુધારા અમલદાર મડળમા અપ્રિય બન્યા હતા
શુ જે લોકો તે સુધારાની અગત્ય ન સમજતા હોય એવા માણસો
રે ઘણા જ થોડા રહ્યા છે પણ ગોખલે જે લખે છે તેમાં ખોટું
લ્લુન એ છે કે એ સુધારાની સફળતા માટે જે શુભનિષ્ઠા અને ભની
તતની જરૂર છે તે ભની દાનતથી એ, આ સુધારાનો દેખીતી રીતે
ત્કાર કરતા નથી થોડા દિવસ પહેલા મને સૂચના મળી હતી કે
જે માર્ગ કમનશીબે ગ્રહણ કરવા ધારતા હતા તે આ જ હતો
આશા રાખી હતી કે તે એના સારા પ્રકારના મોટા માણસ હતા
હમણા હિન્દી સરકારને જે યત્રથી કામ લેવાનુ છે તે યત્ર તરીકે
સુધારાનો એ સ્વીકાર કરશે, અને તે યત્રના સ્વરૂપ પ્રમાણે જાહેર
મમા તે પોતાની જાતને ખતપૂર્વક રોકી દેશે પણ જો તે એ
ત્રમાં ખોડખાંપણ બતાવવાને માર્ગે જ ચાલ્યા કરે અને બીજા નવા
ફાર માટે માગણી કર્યા કરે તો દેશભક્તિની દૃષ્ટિએ તે મોટી ભૂલ
રી બેસશે. ટુકામાં હિન્દુસ્તાનની એક નાની લઘુમતીવાળા પક્ષનુ
ાખલે પ્રતિનિધિત્વ ધરાવે છે પણ તે પક્ષના અભિપ્રાય ઉપર પ્રમાણ
રતા વધારે વજન આપવામા આવે છે એ કારણે એ પક્ષની લઘુમતી
ચભરેલી અને જોખમી લઘુમતી છે તે બહુ જરૂરનુ છે કે ગોખલેએ
ચી સમજપૂર્વક બોલવુ જોઇએ, લખવુ જોઇએ અને વર્તવું

જોઇએ. તેમના કાગળના ઉતારાનો જે રણકો છે તે મને બીલકુલ પસંદ નથી. ઉપરના ભાવની વાત કરવાનો પ્રસંગ જો મને કદિ મળશે તો હું તેમની સાથે તેરી વાત કરીશ".

હવે, આ વિષય સમેટું તે પહેલાં એક શબ્દ હું કહેવા ઈચ્છું છું. તે ઘણી જ અગત્ય ધરાવે છે. હું જ્યાં સુધી જાણું છું ત્યાં સુધી શ્રી ગોખલેએ જાહેરમાં, ખાનગી વાતમાં મોર્લે મીન્ટો સુધારાને કદિ વખોડ્યા નહોતા. તેમાં તો તેમને મગરૂર થવાનું ભાન રહેતું હતું, કારણકે તેનું રૂપ આપવામાં તેમણે ઘણો ફાળો આપ્યો હતો. તે સુધારા માટે અંશતઃ તે પોતાની જાતને જવાબદાર ગણતા હતા તેમણે અમને લખેલા પત્રોમાં તે હમેશ કહેતા કે-" તમને લાગશે કે આ સુધારા મોટે ભાગે સંતોષકારક હોઇ શકે નહિ. મોર્લેની મુશીબતો સાથે આપણી જાતને મેળ ખવરાવતાં આપણી જનતાએ શીખવું જોઇએ. આ સંજોગો વચ્ચે તેમનાથી બને તેટલું તે કરી છૂટ્યા છે. હું તમને ખાતરી આપું છું કે આ સુધારા પ્રગતિનો એક ઉમદા હપ્તો છે અને દેશ પોતાથી બનતી રીતે તેનો સ્વીકાર ભલી નિષ્ઠાપૂર્વક કરશે અને તેમાં જે કંઈ મૂલ્યવાળું હોય તેટલા ખાતર તે સુધારાનો અમલ પણ કરશે". આ જ ભાવપૂર્વક તે અમને કાગળો લખતા હતા. એમનાં જાહેર ભાષણો તરફ જોઇએ તો તેમણે કોઈપણ ભાષણમાં જરા સૂચન સરખું નથી બતાવ્યું કે તેમને તે સુધારાથી અસંતોષ થયો હતો. બીજી દિશાએ જોઇએ તો તેમણે મદ્રાસ-કોન્ગ્રેસ વખતે જે ભાષણ આપ્યું હતું તેની જેમને યાદ હશે તેમને તો એવી છાપ પડી હશે કે આ સુધારાની યોજનામાં જે જુદાં જુદાં પગલાં લેવાની સગવડ રાખવામાં આવી છે તેની વકીલાત એમણે જોરશોર રીતે કરી હતી; અને તે સુધારામાંથી ઘણુંય મેળવવાની તે કેટલી બધી આશા સેવતા હતા! શ્રી ગોખલેએ આ સુધારાની મૂળ યોજના સંબંધી નહિ, પણ એ સુધારાનો અમલ કેમ કરવો તેની વિગતવાળો કાયદો હિન્દી

સરકારે કર્યો હતો તે સંબંધી જાહેર સભામાં અસંતોષ દર્શાવ્યો હતો તે પછી મીન્ટોનો આ કાગળ લખાયો હતો. અને તમે સૌ જાણો છો કે હિન્દુસ્તાનની અમલદારશાહી જે બાબતમાં સિદ્ધાન્તમાં આપણને પાછા હઠાવી ન શકે તે બાબતમાં તે સિદ્ધાન્તને અમલમાં મૂકવાની વિગતમાં તે આપણને હરાવવામાં કેવી કુશળતા ધરાવે છે. હિન્દી સરકારે જે નિયમાવલિ તૈયાર કરી હતી તે એટલી બધી પ્રત્યાઘાતી હતી, અને લોકોને એકમેકથી અળગા કરી નાંખવા માટે એવી જોરદાર હતી, અને મૂળ સુધારાની અસલી ભાવનામાંથી એટલું બધું કમી કરી નાંખે તેવી હતી કે નવા બંધારણની સલામતીની સવડોની પેઠે તે નિયમો આખા સુધારાને જ ઓહિયાં કરી ગયા હતા.

# વિષય તેરમો

## પ્રાથમિક શિક્ષણનો કાયદો

ઇ સ ૧૯૧૦માં વડી ધારાસભામા શ્રી ગોખલેએ એવો પ્રસ્તાવ રજુ કર્યો કે ફરજીઆત અને મફત (પ્રાથમિક) કેળવણી દેશમાં દાખલ કરી શકાય કે કેમ અને કેવી રીતે તેની સપૂર્ણ તપાસ કરવા એક સમિતિ નીમવી જોઇએ. બહુ રસાકસી ભર્યા વાદવિવાદ એ પ્રશ્ન પર થયા પછી તેમણે પ્રસ્તાવ પાછો ખેચી લીધો. કારણ કે સરકાર પક્ષ એ પ્રસ્તાવની સામે થવા ઇરાદે ગજાતો હતો, અને તે દિવસોમા પ્રજાકીય સભ્ય તરફથી રજુ થએલ પ્રસ્તાવનો વિરોધ સરકાર તરફથી થતો ત્યારે એવા ઠરાવને પેશ કરવાના સાહસનું ફળ કંઇએ આવતું નહિ. બીજે વરસે એ બાબતમાં તે એક પગલું આગળ વધ્યા હતા તેનું કારણ એ હતુ કે ઉચ્ચ હોદ્દા ધરાવનાર સરકારી અમલદારોના સહાનુભૂતિવાળા વલણથી તેમને ઉત્સાહ મળ્યો હતો એટલું જ નહિ પણ દેશ આખામાં આ પ્રશ્ન ઉપરના વિચારમા સારી પ્રગતિ થઇ હતી કેળવણી ફરજીઆત કરવાના પ્રયાસની દૃષ્ટિએ તેમણે એ કાયદો દાખલ કર્યો હતો. છતાં એ કાયદો બહુજ પરિમિત હતો અને બહુ સાવચેતીઓની કલમોવાળો હતો ખરી રીતે અમુક ભાગમાં એ કાયદા વિરૂદ્ધની દલીલો એ હતી કે એ કાયદાનું ક્ષેત્ર એટલુ બધું પરિમિત હતું, અને બધા હિતને ઝીણી ઝીણી બાબતમાં ખોટુ ન લાગે તેટલા વાસ્તે તે ઘડવામાં એવી ઝીણીવટવાળી કાળજી રાખવામાં આવી હતી કે તે કાયદો સરકાર

સ્વીકારે તો પણ તેનાથી વધારે લાભ થવાનો સંભવ નહોતો. આ ટીકામાં જો કે ઘણો અર્થ સમાયેલો છે તો પણ તે ટીકા કરનારા એક મહત્વનો મુદ્દો જોઇ શક્યા નથી. તે એ કે દેશના ઇતિહાસના તે કાળમાં બહુજ આગળ વધેલા વિચારકોના મનરૂપી આકાશમાં સાર્વત્રિક કેળવણીના ફેલાવાનો પ્રશ્ન પ્રભાતરૂપે પણ હજુ ઉગ્યો નહોતો. આ દેશમાં જન્મેલાં બધા બાળકોને-છોકરા અને છોકરી, તવંગર અને ગરીબને-અમુક પત્તા જેટલી પ્રાથમિક કેળવણી મળવીજ જોઇએ. જો આ સિદ્ધાન્તના એકવાર સ્વીકાર થયો તો એ કંઇ નનો સુનો લાભ નહોતો. પણ એવુ કંઇ હતુંજ નહિ.

એ કાયદાના મુખ્ય મુખ્ય સ્વરૂપોમાંથી થોડાં તમારી પાસે મને રજુ કરવા દો આજે એ કંઇ બહુ અગત્યનાં ન હોઇ શકે. કારણ કે તે આરંભની સ્થિતિ કરતા દેશ ઘણો આગળ વધી ગયો છે, અને જો કે હિન્દના કોઇ પણ ભાગમાં ફરજીઆત કેળવણી દઢતા પૂર્વક સ્થપાઇ ગઇ છે એમ જો કે આપણે આજે કહી શકતા નથી તો પણ એ પ્રશ્ન આજે માત્ર આર્થિક સગવડનો થઇ પડયો છે. એ માટે જોઇતાં નાણા કયે માર્ગે અને કયા સાધનદ્વારા મેળવવાં? જો સાર્વત્રિક શિક્ષણ ફેલાવી શકવાનું શક્ય બનતું હોય તો તે ઇષ્ટ છે કે કેમ તે બદલ દેશના વિચારકેના મનમાં ભાગ્યેજ શંકા હોય. તેમ છતાં એ કાયદાની રૂપરેખાનો અભ્યાસ કરવામાં જરા મજા પડે તેવું છે. શ્રી ગોખલેનું કામ કેટલુ બધું વિનિત હતું અને કેટલું બધુ સાવચેતી ભરેલું હતું તેની સાબીતી આપે એવો એ કાયદો છે. બીજી વાત એ છે કે જ્યારે સરકાર સામે આવો નમ્ર કાયદો મૂકવામાં આવ્યો ત્યારે પણ સરકાર તેના તરફ કૃપાની દૃષ્ટિથી જોતા નહોતા, તેની એ સાબીતી આપે છે. સૌથી પહેલા તે વખતે એ કાયદાનું સાર દર્શક જે ચાલુ હતું તે આપીએ તો તે કાયદો વિકલ્પે ફરજીઆત કાયદો (હસાહસ) એ વિરોધાત્મક નામથી ઓળખાતો હતો. બીજા શબ્દોમા કહીએ તો એવી જે

સ્થાનિક સંસ્થાઓ, મ્યુનિસિપાલિટીઓ, સ્થાનિક પંચાયતો આ કાયદા માટે પોતે પોતાના વિભાગને તૈયાર માને તેવી સંસ્થાઓનેજ તેમના પ્રદેશમાં ફરજીઆત કાયદો ઘડવાની સત્તા આપવાની ગોઠવણ આ કાયદામાં થઈ હતી. તેથી એ કાયદો કેવળ રજા આપનારો હતો (ફરજ પાડનારો નહોતો). જો તે કાયદાની કલમો સ્વીકારવામાં આવી હોત તો પોતાની મેળે (આપોઆપ) પ્રાથમિક કેળવણી ફરજીઆત થઈ શકી ન હોત. આ કાયદાથી જે પરવાનગી આપવામાં આવી હતી તેનો લાભ લેવાનો ઇરાદો દરેક સ્થાનિક સંસ્થાએ–દરેક સ્થાનિક વિસ્તારવાળા દેશે–જાહેર કરવાનો હતો. વળી ફરજીઆતનો સિદ્ધાંત માત્ર છોકરાઓને જ લાગુ પાડવાનો હતો. આજના પ્રગતિના જમાનામાં કન્યાઓના શિક્ષણનો પ્રશ્ન જેટલો કઠણ છે તેનાથી વધારે કઠણ હતો, તેથી તે પ્રશ્ન જ્યાં સુધી વધારે અનુકૂળ સંજોગ ઊભા ન થાય ત્યાં સુધી લટકતો રાખવામાં આવ્યો હતો. વળી છોકરાઓને ફરજીઆત રીતે જે મુદત નિશાળમાં રહેવાનું હતું તે મુદત ફક્ત ચાર વરસની જ હતી; જ્યારે જે દેશમાં આવા કાયદા પ્રચલિત હતા તે દેશમાં આવી સામાન્ય મુદત ૭ વરસની હોય છે. એક ટીકા એવા પ્રકારની હતી કે ચાર વરસનો અભ્યાસક્રમ છોકરાઓને કાયમ ટકી રહે એવું ભણતર આપવા ભાગ્યેજ પુરતો હતો વળી દરેક મ્યુનિસિપાલીટી, સ્થાનિક પંચાયત અથવા આમસભાઓના જુથ તેનો સ્વીકાર કરી શકતાં નહોતાં. સ્થાનિક સંસ્થા પોતાના વિસ્તાર માટે ફરજીઆતનો સિદ્ધાંત કાયદાની રૂએ સ્વીકારે તે પહેલાં તેણે સરકારે ઠરાવપૂર્વક નક્કી કરેલા શિક્ષણના ફેલાવાનું ધોરણ પોતાના વિસ્તારવાળા દેશમાં છે એમ બતાવવું જોઈએ. શ્રી ગોખલેએ પોતે એવી સૂચના કરી હતી કે જે તે પ્રદેશની જરૂરીઆત ફરજીઆત કાયદો દાખલ કરવા સારૂ ઓછામાં ઓછી તેવી જોઈએ કે તે પ્રદેશની શાળામાં છોકરાની સંખ્યાના ૩૩ ટકા છોકરા શાળામાં આવતા હોવા જોઈએ; આ શરત જ્યાં બરોબર પળાતી હોય ત્યાં સ્થાનિક પંચાયતને ધારે તો આ કાયદાનો અમલ કરી શકવાનો અધિકાર

પહોંચવો જોઇએ તે ઉપરાંત નાની શી નાણા સંબંધી એક શરત મૂકવામા આવી હતી. ફરજીઆત શિક્ષણ દાખલ કરતા વધારાનું જે ખર્ચ થાય તે જે તે પ્રાંતની સરકાર અને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ વચ્ચે કયા સિદ્ધાંતથી વહેંચી દેવું તે સિદ્ધાંત હિન્દુસ્તાન આખામા એક રીતે અગર જુદા જુદા પ્રદેશમા જુદી જુદી રીતે નક્કી કરવાનુ કામ વડી સરકારે કરવાનુ હતું. આ ગણતરીનું ધોરણ એકવાર નક્કી થઇ ગયુ તે પછી શ્રી ગોખલેએ એવી શરત નક્કી કરી કે હિન્દી સરકારે પોતાના ઉપજના વાર્ષિક વધારાની રકમમાંથી ( એ વર્ષો વધારો આપનારા બજેટનાં જ હતાં ) ( હસાહસ ) જુદા જુદા પ્રાતને મોટી રકમ આપવાની વેતરણ બજેટમા રાખવી જોઇએ. જેથી દરેક પ્રાંતની સરકાર હિન્દી સરકાર તરફથી નક્કી થયેલા ધોરણે સ્થાનિક સ્વરાજની સંસ્થાને આ રકમમાથી વટતી મદદ આપી શકે. સ્થાનિક સંસ્થાએ તો પોતાને ભાગે આવતી ખર્ચની રકમ-વધારાના ખર્ચના ત્રીજા ભાગની રકમ-તેમને મળતી મહેસૂલમાથી મેળવી લેવી જોઇએ અથવા તો જો તેનુ મહેસૂલ આ કામ માટે પૂરતું ન હોય તો જુદો કર નાખીને આ કામ માટે ખાસ નાણા ઉઘરાવવાં જોઇએ, તે પછી આવી અપવાદોની વાત-કોને કોને આ કાયદામાથી મૂક્તિ આપવી તેના અપવાદની વિગત. આવો કાયદો ખેતી પ્રધાન દેશમાં દાખલ કરવામા આવે ત્યારે ખાસ જરૂરનું હોય છે કે અનેક જાતના સખ્યાબંધ વિદ્યાર્થીઓને આ કાયદાના બંધનમાથી મુક્ત રાખવા જોઇએ તે કાયદામા આવા કેટલાક પ્રકારની મુક્તિની ગોઠવણ કરવામા આવી હતી. તેમા ઉંડા ઉતરવાની આજ જરૂર ન ગણાય. તે પછી કામ ચલાવનાર સસ્થાનું યત્ર. એ કામ ચલાવનાર ચાલુ સમિતિઓ રાખવામાં આવી હતી. તેનું નામ ફરજીઆત શિક્ષણની હાજરી રખાવનાર સમિતિ. દરેક વિભાગમા અગ્રગણ્ય નેતાઓની કાતો ચુંટણીથી અથવા તો સરકાર તરફથી નીમણુકથી સમિતિ નીમવાની હતી આ મંડળનું કામ એ હતુ કે વિદ્યાર્થીઓના વાલીઓ ઉપર નૈતિક સમજાવટથી દબાણ લાવવુ કે

જેથી તેઓ પોતાનાં છોકરાંને નિશાળે નિયમિત મોકલતા થાય. અને નાની સરખી નજીવી મજુરીના પૈસા કમાવાના લોભથી તે છોકરાઓને મજૂરી કરતા તેઓ અટકાવે અગર શેરીઓમાં રખડતા અટકાવે. એક બીજી અગત્યની વાત પણ હતી સરકારે નક્કી કરેલા અમુક વિસ્તારમાં પ્રાંતિક સરકારે ઠરાવી આપેલી મુદ્દત દરમ્યાન જે પ્રદેશે આ કાયદો સ્વીકાર્યો હોય તે પ્રદેશે પૂરતી નિશાળો ઊભી કરવી જોઈએ. તેમ ન થાય તો ફરજીઆત કાયદો એ માત્ર વાલીઓ ઉપર એક પ્રકારની શિક્ષા રૂપ બની જાય. એ કાયદાની આટલી રૂપરેખા હતી.

કેટલાક ભાગમાં એવી ટીકા થતી હતી કે આ કાયદો નવો અને જોખમકારક પગલી તોડવા જેવો છે; અને કેટલાક ભાગમાં એવી ટીકા થતી હતી કે આ કાયદો એવો નાનો અને સામાન્ય સ્વરૂપનો છે કે તેથી કંઈ લાભ થઈ શકે નહિ. તો પણ પહેલાં તો સરકારની એવી ઈચ્છા હતી કે શ્રી ગોખલેને થોડી મુદત આપવી, કે જે દરમ્યાન તે દેશ આખામાં ફરી વળે અને આ કાયદાની તરફેણમાં લોકમત કેળવી શકે તેથી આ કાયદા પર વિચાર કરવાનું કામ એક વરસ લંબાવવામાં આવ્યું; તે વરસ દરમ્યાન તે પોતે અને સર્વન્ટ્સ ઓફ ઈન્ડીઆ સોસાઈટીના તેમના અનુયાયીઓ તે કાયદાને વેગ આપવા માટે કામ કરી રહ્યા હતા આ ઉપયોગી કામમાં મારો પણ હીસ્સો હતો તેનો આજે વિચાર કરતાં મને હર્ષ ઉપજે છે. જો કે આખરે તે મહેનતનું ફળ કંઈ આવ્યું નહિ. (હસાહસ) કારણકે શ્રી ગોખલે કહેતા હતા તેમ તેના ખાતામાં જમા થયેલી અસંખ્ય નિષ્ફળતા પૈકીની આ પણ એક નિષ્ફળતા હતી (હસાહસ) લાંબે ગાળે કેટલીક નિષ્ફળતા કેટલીક ફતેહ કરતાં વધારે ઉજ્જ્વળ અને વધારે લાભકારક હોવાનું વર્ણન કરવામાં શ્રી રોમેશચન્દ્ર દત્ત તદ્દન સાચા હતા એમ તમને પણ ખરેખર લાગતું નથી? આ નિષ્ફળતા એ પ્રકારની હતી બીજે વરસે તે ધારાસભામાં ગયા અને એ કાયદો પસંદ કરેલી

સમિતિની વિચારણા તળે મૂકાય એવી તેમણે માગણી કરી ને છેવટે
તબકકે સરકારે પોતાનો ના કહેવાનો છેલ્લો અધિકાર વાપર્યો સરકારે
કહ્યું–અમે આ કાયદો સમિતિ પાસે જવા દેવાની પરવાનગી આપતા
નથી–સરકારે આમ કહ્યું એટલે એ વાતનો છેડો આવી ગયો. પણ
જો કે તે કાળે થોડો સમય શ્રી ગોખલેના પ્રયાસો બંધ રહ્યા, તો
પણ તે વખતે જે વિચારો તેમણે વહેતા મૂક્યા હતા તે ધીરે ધીરે
જોર પકડવા લાગ્યા અને આજે કેટલાક એવા પ્રાંત છે કે જેમના
કાયદાની પોથી ઉપર ફરજીઆત શિક્ષણનો કાયદો ચડી ચૂકયો છે.
છતા આ કાયદાનાં જે પરિણામ આવ્યાં છે તેનાથી હું બહુ પ્રસન્ન
થયો નથી. દરેક સ્થળે આ કામે નાણાની ખૂબ ભીડ જણાયેલી છે,
અને આ હિલચાલને ખાતે વધારે યશ જમા થઇ શકતો નથી: જો કે
આપણે એટલું તો કહી શકીએ કે ફરજીઆત શિક્ષણનો સિદ્ધાન્ત હવે
કોઇપણ પ્રકારના જોખમ તળે કે ભય તળે રહેવા પામ્યો નથી
આટલે આવીને આપણે પ્રાથમિક કેળવણીના કાયદાના ખરડાની વાતને
બંધ કરશું. હું પોતે કેળવણીકાર છું તેથી તમે મને છૂટ આપશો
તો હું મારો સંશય જણાવીશ કે શ્રી ગોખલેએ શિક્ષણના ક્ષેત્રમા જે
ભગીરથ કામ કર્યા છે તેના સરવાળા કરતા તેમનું રાજદ્વારી ક્ષેત્રનું
કામ, ભલે ઉંચી કક્ષાનુ હતુ તો પણ, વધારે વિસ્તૃત ગણાય કે કેમ
તે વિષે મને શકા છે દેશમાંના એમના પોતાના વિભાગમા અગ્રગણ્ય
ગણાતી કોલેજો પૈકીની એક કોલેજમા લાગલગાટ વીસ વરસ સુધી
તેમણે પ્રોફેસર તરીકે કામ કર્યું હતું તે ધ્યાનમાં રાખજો તે પછી
તે યુનિવર્સિટીના કામમા ભાગ લેતા હતા તે સમયે લોર્ડ કર્ઝને
પોતાને માથે ઉપાડેલ યુનિવર્સિટીને લગતા કાયદાની ટીકા તેમણે
બહુ જ ઝીણવટથી અને અનુભવના ભારથી કરી હતી, અને તેમના
જીવનના પાછલા ભાગમા હિન્દુસ્તાનના છોકરાંને શિક્ષણ મળે તેટલા
માટે સખતાઈના શિક્ષણના કાયદા માટે એકવાર નહિ પણ ઉપરા
ઉપર ત્રણ વાર તેમણે પ્રયત્નો કર્યા હતા. જેમણે તેમનાં શિક્ષણના



શ્રી ગોખલેનો આફ્રિકામા ઝાઝીબાર ખાતે ત્યાના હીંદીઓ તરફથી કરવામા આવેલો સત્કાર:
શ્રી ગોખલેની જમણી બાજુ મહાત્મા ગાધીજી બેઠા છે.

## વિષય ચૌદમો

### ગોખલે અને દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન

આપણા દેશના માણસોની દક્ષિણ આફ્રિકામાંની પ્રતિષ્ઠાના પ્રશ્નને અંગે શ્રી ગોખલેએ જે કામનો ફાળો આપ્યો છે, તેનો વિચાર શ્રી ગોખલેની કામ કરવાની રીતના દાખલા તરીકે આજે આપણે કરશું. આ વિષય એવો છે કે જો હું તેને પૂરેપૂરો ન્યાય આપવા માગતો હોઉં તો તેમ કરવા માટે મારે દિવસોના દિવસ જોઈએ. પણ ૧૯૧૨માં તે દક્ષિણ આફ્રિકાની મુલાકાતે ગયા હતા ત્યારે એમણે જે કામગીરી કરી હતી તેના ટુંકા વર્ણનની રેખા તમારી પાસે મૂકવા પુરતોજ વિચાર આજે મારી જાત સામે હું વિચારી રહ્યો છું. દક્ષિણ આફ્રિકામાં હિન્દીજનો તરફ બતાવવામાં આવતા વર્તનના પ્રશ્નને હિન્દુસ્તાનના રાજકીય ક્ષેત્રમાં જેમણે મોખરે આણી મૂક્યો હતો તે મહાત્મા ગાંધીએ ઘણાં વર્ષોથી શ્રી ગોખલેને દક્ષિણ આફ્રિકાની મુલાકાતે આવવાનું અને સ્થાન ઉપર રહીને ત્યાંના પ્રશ્નનો જાતે અભ્યાસ કરવાનું આમંત્રણ આપ્યુ હતુ. કારણ કે તે વખતે એમ સમજાતું હતુ કે શ્રી ગોખલે હિન્દુસ્તાનના પહેલા વર્ગના રાજકીય ક્ષેત્રના કાર્યકર હતા. અને જો તે એ પ્રશ્ન હાથમાં લે તો સ્થાન ઉપર થોડું પણ રહીને કરેલા, એમના અભ્યાસના બળથી એ પ્રશ્નને બીજી કોઈ રીતે ન આપી શકાય એવી અગત્ય તે આપી શકે તેમ હતું. તે સમજ સાચી હતી. ૧૯૧૨માં જ્યારે તે દક્ષિણ આફ્રિકા ગયા ત્યારે એ પ્રશ્નના

અભ્યાસ માટે જો કે તે થોડોજ સમય ફાજન પાડી શકયા હતા તો પણ તે પાછા ફર્યાં ત્યારે તેમની પાછળ એવી અસર મૂકતા આવ્યા હતા કે જાણે હિન્દુસ્તાનની ત્યાં વસેલી પ્રજા અને દક્ષિણ આફ્રિકાની યુનિઅન સરકાર વચ્ચે સમજુતી થવાનો આરંભ થઈ ચૂક્યો હોય. જે અનેક પ્રશ્નો ઉપર તેમણે પોતાનું લક્ષ આપ્યું હતું, તેમાંનો સૌથી આગળ પડતો પ્રશ્ન એ હતો કે આપણા લોકોને મોટામાં મોટી આફત ત્રણ પઉન્ડના કરની હતી. હિન્દુસ્તાનમાંથી કોઈ પણ પુરુષ, સ્ત્રી, સોળવર્ષ ઉપરનો છોકરા, અને તેર વર્ષ ઉપરની છોકરી, દક્ષિણ આફ્રિકામાં કરારનામાથી નોકરી કે મજુરી કરવા આવેલ હોય અને તેની કરારનામાની મુદત પૂરી થયા પછી જો તે હિન્દુસ્તાન પાછા ન ફરે અને નવું કરારનામું (નોકરી માટેનું) ન કરાવે તો તે દરેક પાસેથી આ ત્રણ પાઉન્ડનો દંડ લેવામાં આવતો હતો. એનો શો અર્થ થયો તે તમે સમજો છો? ગુલામખતથી બંધાયો ન હોય એવા સ્વતંત્ર હિન્દીજન માટે દક્ષિણ આફ્રિકામાં સ્થાન નહોતું! તે વખતની પ્રજાના પૂરેપૂરા ટેકાથી દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકાર ઈચ્છતી હતી કે દરેક હિન્દીજન ખતમાત્રથી–કરારનામાથી બંધાયેલ મજુર હોવો જોઈએ, છૂટો સ્વતંત્ર શહેરી તે હોવો ન જોઈએ તેથી તે કહેતા હતા કે જો નવા ગુલામીખતના કરાર કરાવ્યા વગર કોઈ હિન્દીજન અહિં રહેવા માગતા હોય તો તેણે ત્રણ પાઉન્ડનો દંડ ભરવો જ જોઈએ. "જે મજુર માત્ર પેટ પુરતું જ કમાતો હોય અને ભાગ્યવશાત તેની નોકરી બંધ થાય તો આવડો ભારે કર તેને ન કલ્પી હોય તેવી આફતરૂપ અને દુખરૂપ થઈ પડે. તેમ છતાં આ દંડ ભરવા માટે આપણા દેશના ગરીબ જન ઉપર દબાણ કરવામાં આવતું હતું. શ્રી ગોખલે એમના એક ભાષણમાં કહે છે કે આ મોટી આફત ગણાય એમ દરેક જણે સ્વીકાર્યું હતું દેશી કે યૂરોપીઅન જેમની પાસે આ વિષે વાત કરી હતી તે બધાનો અભિપ્રાય એ હતો કે આ કર

અતિ તિરસ્કારને પાત્ર હતો. તેમણે દક્ષિણ આફ્રિકાના પ્રધાનો પાસેથી એવી બાંહેધરી મેળવી હતી કે આ કર કાઢી નાંખવો જોઇએ. એવા જ અર્થની બીજી બાંહેધરીનાં વચન પણ તેમણે મેળવ્યાં હતાં. પણ તે વખતે આ બાંહેધરી એક મોટી જીત સમાન જણાતી હતી. પરંતુ જેવા શ્રી ગોખલે હિન્દુસ્તાનમાં પાછા ફર્યા કે તરતજ કમનસીબે પ્રધાનોની યાદશક્તિ ડોળાઈ ગઈ હતી, અને તે ભૂલી ગયા કે તેમણે સાચું બાંહેધરી ભરેલું વચન આપ્યું હતું કે કેવળ રાજકીય પુરુષોને જે પ્રકારનાં વચન આપતાં આવડે છે, તેવા પ્રકારનું વચન આપ્યું હતું. (હસાહસ) રાજકીય પુરુષોનું વચન આવું હોય છે કે-એ વિષય પર વધારેમાં વધારે સહાનુભૂતિ ભરેલું લક્ષ અપાશે. (હસાહસ) સંદેશો એવો આવી મળ્યો કે પ્રધાનો સાફ કહે છે કે તેઓ કોઈ પણ વચનથી બંધાયા નહોતા, અને કર કાઢી નાંખવાનો કોઈ પણ પ્રકારનો ઈરાદો નહોતો. તે વખતે જ અગાઉ કરતાં ઘણી મોટી અને ઘણી ઉગ્ર-શાન્ત વિરોધની લડત ફરીથી ઉપાડી લેવાની શ્રી ગાંધીને ફરજ પડી. એ કથા હું અહિં જ પડતી મૂકું છુ. અને એક બીજો વિચાર રજુ કરવાનું હાથપર લઉં છું.

જ્યારે શ્રી ગોખલે હિન્દમાં પાછા ફર્યા હતા ત્યારે આપણા દેશના માણસોની સખત ટીકાના તે ભોગ થઈ પડ્યા હતા; આ વખતે, માત્ર જે લોકો હમેશ રાજકીય કે બીજા પ્રકારની દુશ્મનાવટને કારણે તેમની ટીકા કરતા હતા તેઓ જ ટીકા કરવા લાગ્યા હતા એમ નહોતું, પણ એમના મિત્રો પણ ટીકા કરવા લાગ્યા હતા; દાખલા તરીકે જનાબ સર ફીરોજશાહ મહેતાએ આ સમાધાનને જે શબ્દોથી વખોડી કાઢ્યું હતું તે શબ્દો સાદા નરમ શબ્દો નહોતા. તેમણે કહ્યું હતું કે સિદ્ધાન્તની રૂએ એ સમાધાન તદ્દન ખોટું હતું. હવે, જુઓ કે એ શું હતું ! જ્યારે લોકો પ્રજાકીય કામો હાથ પર લે છે ત્યારે તેમને કેવી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે તે જરા

સમજવા માટે તમારે પ્રયત્ન કરવો જોઈએ એ એક પહેલી અગત્યની વાત છે. જ્યારે આપણે તે મુશ્કેલી વિષે વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ ત્યારે તેનો નીવેડો લાવવાનું કામ અસાધારણ સહેલું અને સટ જણાય છે; તમને એમ પણ લાગે છે કે જો આ કામમાં તમારાથી માથું મારી શકાતું હોત તો તમે એક જ ક્ષણમાં તે પાર પાડવાનાં પગલાં લઈ શકયા હોત અને કોણ જાણે કેમ ચાલીશ વરસ કરતાં મોટા લોકો ભૂલો કરી બેસે છે. આ બાબત વિષે નિર્ણય કરવાનો જેમને હક હતો તેવા લોકોએ શ્રી ગોખલેને ઉતારી પાડ્યા હતા. કારણકે ત્રણ પાઉન્ડનો કર કાઢી નાંખવાના બદલામાં, અને એવી બીજી કેટલીક સમજુતીના બદલામાં તે એમ કબુલ થયા હતા કે એ નાના સરખા ખંડ જેવા દેશમાં આપણા દેશના હિન્દીજનોને દાખલ કરવા સંબંધી અમુક સંખ્યાની હદ મુકરર કરવી. આપણા દેશના લોકો તરફ ખરાબ વર્તાવ દર્શાવવાનું મુખ્ય કારણ એ હતું કે દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજાની ત્યાં થોડી સંખ્યા હતી અને એ રીતે તે લઘુમતીવાળી કોમ બની રહી હતી; તેથી જો આ મોટા અને ઘીચ વસ્તીવાળો હિન્દુસ્તાન પોતાની વધારાની વસ્તી માટે દક્ષિણ આફ્રિકાને નિવાસસ્થાન બનાવી નાંખે તો થોડા વખતમાં ગોરા લોક કરતાં હિન્દીજનોની વસ્તી વધી જવા પામે, અને આખો દેશ તે વસ્તીથી ઉભરાઈ જાય અને ત્યાં તે લોકોએ પોતાના ધોરણ પ્રમાણે અને પોતાની સંસ્કૃતિ પ્રમાણે પોતાનાં ઘર જમાવવાનો નિશ્ચય કર્યો હતો; અને અહિ જ તેમની રહેણીકરણીના અસલી ખ્યાલને તેઓ મૂર્તસ્વરૂપમાં મૂકવા માગતા હતા. આફ્રિકાની સરકાર એમ કહેતી હતી કે જ્યાં સુધી એવી બીક રહેતી હતી કે આફ્રિકાના પ્રદેશમાં લાખો હિન્દીજનો ઉતરી આવશે. અને જે ધોરણવાળી અને રીતવાળી રાજપદ્ધતિને તે સરકાર વધારે કીમતી માનતી હતી તે ધોરણ હિન્દીજનો નીચાં ઉતારી નાંખશે, જ્યાં સુધી આ બીક રહેતી હતી ત્યાં સુધી હિન્દી વર્ગાને એ દેશમાં રાખવાનું અને તેમના તરફ સારો

વર્તાવ કરવાનું તેમને પોસાય તેમ નહોતું. તે વખતે શ્રી ગાંધી એમ વિચારતા હતા કે આ દલીલમાં ઘણું વજુદ હતું. અને તેમના મત સાથે શ્રી ગોખલે મળતા થયા હતા. તેથી કરીને તે બે જણ વચ્ચે એવી સમજ થઈ હતી કે અત્યાર સુધીમાં જે લોકો ત્યાં આવીને સ્થિરતાથી વસી ગયા છે તેવા હિન્દીજનો પ્રત્યે સારો વર્તાવ મેળવવાની દૃષ્ટિએ વધારે હિન્દીજનોની હવે ભરતી થવી ન જોઇએ; અને યોગ્ય જણાય તે માર્ગે હિન્દી સરકારે હિન્દીજનોને એ દેશમાં જતા અટકાવનારો વટહુકમ કાઢવો જોઇએ આમ થાય તો જેને આપણે હિન્દીજનો અત્યાર સુધી આપણો જન્મસિદ્ધ હક્ક માનતા હતા તે હક્ક આપણી પાસેથી છીનવી લેવાતો હતો; બ્રિટિશ સામ્રાજ્યમાં જન્મ્યા હોવાને કારણે આપણે સામ્રાજ્યની હદમાં ગમે ત્યાં છૂટથી જઈ આવી શકતા હતા; જ્યાં બ્રિટિશ વાવટો–યુનિયન જેક–ફરકતો હોય તેવા દુનિયાના કોઇપણ ભાગમાં જો આપણી ઇચ્છા હોય તો આપણે આપણું ઘર વસાવી શકતા હતા; બ્રિટિશ સામ્રાજ્યમાં કોઈપણ સ્થળે આપણને ફાવે તે ધન્ધો કરવાની આપણને છૂટ હતી. એ આપણો અસલી ખ્યાલ હતો. તમે જોઇ શકો છો કે દક્ષિણ આફ્રિકામાં જઇ વસેલા એકાદ લાખ હિન્દીજનોને સારો સભ્યતાવાળો વર્તાવ એકદમ મેળવી આપવા માટે શ્રી ગોખલે અને શ્રી ગાંધી એક મત થયા કે હિન્દી જનતાનો આફ્રિકામાં પ્રવેશ કરવાનો સ્વતંત્ર હક તેઓએ કાયમ માટે જતો કરવો. આફ્રિકામાં વસેલા લોકોનો વ્યાજબી હક્ક મેળવી આપવા તેમણે હિન્દી પ્રજાના કલ્પિત હક્કો પૈકીનો એક હક્ક જતો કર્યો. (હસાહસ) હું તેને કલ્પિત હક્ક કહું છું. કારણકે હાલમાં તે હક્ક બધે સ્થળેથી કાપી નાંખવામાં આવ્યો છે. ફીરોજશાહ મહેતા અને બીજા લોકો એવી દલીલ કરતા હતા કે એકાદ લાખ માણસના કલ્યાણ માટે આવડી મોટી કીમત–આવડો મોટો ભોગ–આપી શકાય નહિ. "જો તે બધા માણસો પ્રત્યે ખરાબ રીતે વર્તન ચલાવવામાં આવતું હોય–ભલે તેમ ચલાવવા દો. જો તેમને વહાણમાં બેસાડી

હિન્દુસ્તાનમાં પાછા ધકેલી દેવામાં આવતા હોય તો તેમ થવા દો. આપણી પોતાની છૂટથી આપેલી સંમતિથી હિન્દુસ્તાનના લોકોનો જે આ હક્ક છે તે આપી દેવામાં ડહાપણ નથી. આજની પેઢીના જે લોકો તે પ્રશ્ન ઉપર કોલકરાર માટેની ખાટાઘાટ ચલાવી રહ્યા છે તે આજની પેઢીના લોકોની માલીકીના હક્ક છે, એટલુ જ નહિ પણ હવે પછીની પેઢીની માલિકી પણ એ હક્ક ઉપર પહોંચે છે"

આ સમાધાન માટે શંકાઓ ઊભી થવા પામી એટલે શ્રી ગોખલેને પારાવાર સકટ આવી પડ્યું હતુ. તે જેવા આગબોટમાથી હિન્દને કાંઠે ઉતર્યા કે તરતજ મુબઈમાં મોટી જાહેરસભામાં ભાષણ આપવાની આવશ્યકતા તેમના સામે ખડી થઈ ગઈ, અને તેમણે અને શ્રી ગાંધીએ સ્વીકારેલો માર્ગ વ્યાજબી હતો તે લોકોને સમજાવવાનો પ્રયત્ન કરવાની જરૂર ઊભી થઈ હતી. પણ મુબઈની જનતાનું બીનકુન સમાધાન થયું નહિ, અને આખા દેશમાં આ પગલાં સામે સારી પેઠે વિરોધ જાગી ઉઠ્યો હતો, એ વિરોધ સ્વાભાવિક રીતે પટણામાં ભરાયેલી નેશનલ કોંગ્રેસ વખતે શાન્ત થયો હતો કારણકે તે કોંગ્રેસમાં માણસોના દીલને હચમચાવી નાખે અને જીતી લે તેવાં તેમના અનેક ભાષણો પૈકીનું એક ભાષણ તેમણે આપ્યું હતુ. એનું પરિણામ એ આવ્યું કે જે સમાધાનથી કોઈ એક ચીજ પ્રાપ્ત કરવા માટે બીજી કોઈ ચીજ જતી કરવી પડે તે સમાધાનની નીતિને કાયદેસરની માનવામાં આવી—ખાસ કરીને જાહેર હિતના કાર્યમાં એ નીતિ કાયદાસરની મનાઈ. તેથીજ હુ તમને યુવાનોને આ વાત સમજવાનું કહી રહ્યો છુ. જેને સમાધાન કહેવાય છે તે આ. કેટલાક પેટા પ્રશ્નોને ઉપસ્થિત કરનાર ઘણીજ કફરી પરિસ્થિતિ આવીને ઊભી રહે છે. આપણને ૧, ૨, ૩, ૪, ૫, ૬, ચીજો જોઈએ છીએ. કોઈપણ કારણસર ન છોડી શકાય, એવી પહેલી કક્ષાના સિદ્ધાંતવાળી અને ઘણીજ જરૂરની આ બધી બાબતો જણાય છે પણ જો તમારા યુગમાં તમે તમારા દેશ બાપ-

વોની સેવા કરવા માગતા હો તો તમારે આટલું શીખવું જોઇએ કે જે પ્રજા પોતાના હક્કને એટલા જ કીમતી માને છે તેની તમારા જેવી બીજી પ્રજા સાથેની લડતમાં આ ૧ થી ૬ સુધીના બધા હક્કો એકી સાથે મેળવવાનું શકય હોતું નથી તેમાંના કેટલાકનો ભોગ આપવો પડે કે જેથી બીજી જરૂર મેળવી શકાય આવી રીતે ગોઠવાયેલ સમાધાન સંપૂર્ણ રીતે કાનુનસરનું હોય છે તે સમાધાન માન ભરેલું હોય છે ખરી રીતે રાજનીતિના ક્ષેત્રમાં વ્યવહારૂ ગણાય એવો એ એકજ માર્ગ હોય છે. કમનશીબે, કોઈ માણસ માટે આ મતલબની વાતો થતી આપણે કેટલીએ વાર સાંભળીએ છીએ, તે તો સમાધાનને પસંદ કરનારો માણસ છે જાણે કેમ એ એક જાતનો દ્વેષ ન હોય! જ્યાં સુધી માણસ સમાધાનનું રહસ્ય સમજ્યો ન હોય ત્યાંસુધી તે કોઇપણ કામ પાર પાડવાની આશા રાખી શકે જ નહિ. શ્રી ગાંધીએ પોતાનું જીવન (જાહેર) સમાધાનના મહાન કાર્યથી શરૂ કર્યું હતું હું એ વાત જરા ભાર દઇને તમને જણાવું છું કે જેથી કેટલાક લોકો નિરન્તર એક વાતને આગળ ધર્યા કરે છે કે શ્રી ગાંધી સમાધાન શું કહેવાય તે જાણતા જ નથી (હસાહસ) એ ખોટો ખ્યાલ તમે તમારા મગજમાંથી કાઢીજ નાખો એમ કહેવું એ એક દૃષ્ટિએ એમને અન્યાય કરવા જેવું છે. બીજી દૃષ્ટિએ જોઇએ તો એમના તરફનો એ મોહુદો દાવો છે સમાધાનનું રહસ્ય તે તો જાણે છે જે માણસ પોતાના દેશના હિત માટે પ્રયત્ન કરે છે તેવા દરેક માણસની પેઠે તે જાણે છે કે કોઈ જીત મેળવવા એમણે જતું કરવું જ જોઇએ તમે, હવે, મને પૂછશો કે આ સમાધાનથી હિન્દુસ્તાનને શો લાભ થયો? પહેલી વાત તો એ હતી કે દક્ષિણ આફ્રિકામાના આપણા દેશના લાખેક માણસની દશા થોડી ઉન્નત કર્યાનો તેથી લાભ થયો આપણને જોઇતું હતું તે એજ હતું, અને તે આપણને મળ્યું.

પણ મારા મિત્રો, આ કમનશીબ દુનિયા એવી જાતથી સરજા

ચેવી છે—એવી સંકડાશેવી છે કે આ સમાધાન તે વખતે ડહાપણ ભર્યું અને ઇષ્ટ છે એમ સમજાયું હતું. તો પણ દક્ષિણ આફ્રિકાના પ્રશ્નને આશાભર્યો ઝોક તે આપી શક્યું નહિ. એ સમાધાન વાસ્તવિક રીતે આપણા લોકોનું બહુ ભલું સાધી શક્યું નહિ. જો કે એ પ્રશ્નને વિકસિત કરવામાં બીજા ઘણા તબક્કામાંથી પસાર થવું પડ્યું હતું તોપણ આજે એ કહેવું અશક્ય થઇ પડ્યું છે કે ઇ. સ. ૧૯૧૨ માં આપણા દેશના ભાઇઓની દક્ષિણ આફ્રિકામાં જે સ્થિતિ હતી તેમ કંઇ આવો સુધારો થયો છે કે જેમ તેને માટે ન તો ગાંધી જવાબદાર છે કે ન તો ગોખલે જવાબદાર છે. તેમજ ન તો તે ગૃહસ્થ જવાબદાર છે કે જે કેપટાઉનના કરારને અન્વયે "એજંટ"—પ્રતિનિધિ તરીકે પાછળથી ત્યાં ગયા હતા (હાસ્ય) આપણા ભાઇઓ ત્યાં જે કમનસીબી ભરેલી પરિસ્થિતિમાં રહે છે તેજ પરિસ્થિતિ આ બધાનું મુખ્ય કારણ છે. અને હું જ્યાંસુધી જોઇ શકું છું ત્યાં સુધી મારે કહેવું જોઇએ કે "બ્રિટિશ કોમનવેલ્થ" (બ્રિટિશ રાષ્ટ્ર સમૂહ)ના એક સંસ્થાનિક એકપણાના નાતાથી દક્ષિણ આફ્રિકા સાથેની સંપૂર્ણ સમાનતા હિન્દુસ્તાનને ન મળે ત્યાં સુધી આ પ્રશ્નનું કાયમનું નિરાકરણ આવી શકે નહિ. (અનુમતિના પોકાર અને તાળીઓનો ગડગડાટ) જ્યાં સુધી એ સંપૂર્ણતાની સિદ્ધિ ન થાય ત્યાંસુધી સામ્રાજ્યની કાઉન્સિલમાં આપણે આપણો પૂરેપૂરો અવાજ સ્થાપિત કરી શકશું નહિ. ભલે, જોકે આપણી સમાનતાની રાષ્ટ્રીય માગણીઓમાં આ મુદ્દા ઉપરથી આપણું લક્ષ જતું રહ્યું છે, જો કે આ દેશના સામાન્ય રાજદ્વારી પુરુષોના ભાષણોમાં આ મુદ્દો કવચિતજ દેખા દે છે, તોપણ અમારામાના જે લોકોએ આ પ્રશ્ન ઉપર કાળજી ભર્યું લક્ષ આપ્યું છે તેવા ઘણા લોકોને લાગે છે કે સાંસ્થાનિક પ્રતિષ્ઠા જેમ બને તેમ જલદી મેળવવા આપણે જે કારણોસર પ્રયત્ન કરીએ છીએ તેમાં આ એક વધારાનું કારણ થઇ પડ્યું છે. (ખુશાલીના પોકાર) તેમને એ પણ લાગે છે કે જ્યાં સુધી આપણા દેશમાં આપણે સ્વમાન ભરેલી પ્રતિષ્ઠા મેળવી શકયા નથી ત્યાં સુધી

પરદેશમાં વસતા આપણા દેશના પુરુષો માટે અને સ્ત્રીઓ માટે તે સ્વમાન ભરેલી પ્રતિષ્ઠા મેળવી શકીએ નહિ.

પણ જે વચન સરકારે શ્રી ગોખલેને આપ્યું હતું તે યોગ્ય મુદ્દતમાં પાળવામાં ન આવ્યું એટલે ફરીથી ઘણા ઉગ્ર સ્વરૂપમાં હરકતો ઊભી થઈ પડી. આપણા દેશના લોકો પર વરસતા સંકટોની વાતો હિન્દમાં પહોંચી હતી. તે એવી તો કમકમાટ ભરેલી હતી કે આખા દેશમાં આ સંકટોની વાતો મોટી ફર્યાદનું કારણ બની ગઈ હતી. તે વખતના વાઇસરોય લોર્ડ હાર્ડિંજ મદ્રાસ ઇલાકાને પ્રવાસે નીકળ્યા હતા. મદ્રાસ મહાજન સભાએ એઓ સાહેબને માનપત્ર આપ્યું હતું, તે માનપત્ર વાંચવાનું માન મને મળ્યું હતું એવું મને યાદ છે. એ માનપત્રમાં આ વિષયનું જોરદાર સૂચન કરવામાં આવ્યું હતું. તે માનપત્રના જવાબમાં લોર્ડ હાર્ડિંજે આ વિષય પરત્વે ખાસ વાત રજુ કરી હતી. તેમનું એ કથન તે દિવસથી ઐતિહાસિક હકીકત તરીકે જાણીતું થયું છે. તે વાંચવા જેવુ છે; કારણકે તેમાં એવો સૂર નીકળે છે કે જે સરકારની દૃષ્ટિએ ઔચિત્યના ભંગ જેવાં ગણાવી શકાય. તે વચનો એ રૂપેજ લોકો સમજ્યા હતા, અને જો કે તે વચનો જાતે તો ન્યાયી અને વ્યાજબી હતાં, તો પણ મને શંકા રહે છે કે ( જો ગુપ્ત વાત બહાર કહી દેવાતી હોય તો ) એવાં વચન ઉચ્ચારવામાં વાઇસરોયે એવી ઉદ્ધતાઇ બતાવી હતી કે તેમની ખબર લેવામાં આવી હતી. (હસાહસ) પણ તે બહાદુર માણસ હતા; ન્યાયી અને બીજા માટે ભોગ આપનારા હતા, તેથી જ્યા સુધી તેમના દૃષ્ટિકોણ પ્રમાણે વસ્તુસ્થિતિ પ્રવર્તતી હતી ત્યાં સુધી તેમણે એ ઠપકો મનપર લીધો નહિ. મદ્રાસમા માનપત્રના જવાબમા તેમણે જે કહ્યું તે હુ તમને વાંચી સંભળાવું છું. ને વાત ઈ. સ. ૧૯૧૩ ના ડીસેમ્બર માસમાં બની હતી.

( જુઓ એમની ભાષા–" દક્ષિણ આફ્રિકામાંના આપણા દેશભક્ત ભાઇઓ " ).

'થોડા દિવસ પહેલાં દક્ષિણ આફ્રિકાના આપણા દેશબન્ધુ ભાઈઓએ એ વાત પોતાના હાથમાં લીધી છે અને જે કાનૂનને તેઓ ખોટું લગાડે તેવા અને અન્યાયી ગણે છે તેમની સામે "શાન્ત વિરોધ" રચવાનું તેમણે શરૂ કર્યું છે આપણે જે બધા છેટે રહીને એમની લડત જોઈ રહ્યા છીએ તે બધા સ્વીકારી ન શકીએ એવો એ અભિપ્રાય છે તેમની મરજી કાયદા ભંગ કરવાની હતી તે પ્રમાણે તેમણે કાયદાનો ભંગ કર્યો, તેમ કરવામાં જે શિક્ષા વ્હોરવી પડે તેનું સંપૂર્ણ ભાન તેમને હતું, આ શિક્ષા સહન કરવાને જોઈતી હિંમત અને ધીરજ રાખી તે તૈયાર થયા હતા આ બધી બાબતમાં હિન્દુસ્તાનની સહાનુભૂતિ એમના પ્રત્યે છે, એટલું જ નહિ પણ મારા જેવાની સહાનુભૂતિ પણ છે આ મારા જેવા માણસો ભલે હિન્દુસ્તાનના નથી, તો પણ તેમનામાં આ દેશના લોકો વાસ્તેની સહાનુભૂતિની લાગણી છે પણ હમણાની ઉંડી હિલચાલે ઘણું ગંભીર વલણ પકડ્યું છે, અને જે કોઈ દેશ પોતાને સંસ્કારી કહેવડાવે છે તેવા કોઈ પણ દેશમાં ન ચલાવી લેવાય એવાં સખતાઈના પગલાંથી શાંત લડતની હીલચાલ સામે કામ લેવાય છે એવા આક્ષેપોનો વિસ્તૃત પ્રચાર થતો આપણે જોયો છે" (અનુમતિની તાળીઓ) હું દીલગીર છું કે તમે જે તાળીઓ પાડો છો તે સાંભળવા લોર્ડ હાર્ડિંજ અહિં આપણી વચ્ચે હાજર નથી.

જ્યારે આ શબ્દો તાર મારફત દક્ષિણ આફ્રિકા પહોંચાડવામાં આવ્યા ત્યારે આપણા દેશના માણસોના હૈયામાં કેટલા ગરમાવાથી તેનો સત્કાર થયો હશે તે તમે સહેલાઈથી સમજી શકો તેમ છો વાઈસરોયના આ ભાષણમાં રહેલી સહાનુભૂતિ અને ઉપયુક્તતાનો પૂરેપૂરી રીતે સ્વીકાર કરવા જેટલા શબ્દો મહાત્મા ગાંધી પાસે નહોતા અને આજ દિન સુધી એ વાત યાદ છે કે જ્યારે જ્યારે એઓ આ ખરા વખતની, ચેતવણી-શીખામણના શબ્દો હિન્દુસ્તાનમાંથી દક્ષિણ આફ્રિકા આવી પહોંચ્યાની વાતનો પ્રસંગ લે છે ત્યારે આ મોટામાં મોટી આફતવાળી

અણીને સમયે તેમને અને તેમના અનુયાયીઓને આ રીતે મળેલી મદદ માટે તે બહુજ કૃતજ્ઞતાની લાગણી દર્શાવે છે. હવે જુઓ, થોડો સમય વીત્યાબાદ જ્યારે મામલો એથી પણ આગળ વધ્યો, અને પરિસ્થિતિ વિશેષ કટોકટીવાળી બની ગઈ, ત્યારે દક્ષિણ આફ્રિકાની સરકારે એક "કમિશન" તપાસ મંડળ નીમ્યુ. દક્ષિણ આફ્રિકામાં રંગવાળી ચામડીવાળી પ્રજાને આફ્રિકામાં હક્ક પહોંચે છે એ વાદને વ્યાજબી સૂર આપવા હિન્દુસ્તાનની ઓલાદનો એક પણ સભ્ય આ તપાસ મડળમાં નીમાયો નહોતો; હિન્દી કોમના મિત્ર તરીકે જાણીતા થયેલા કોઈ પણ ગૃહસ્થની નીમણૂક એ કમિશનમા થઇ નહોતી. પણ એ સભાસદોમાં બે ગૃહસ્થો એવા હતા કે જેઓ હિન્દુસ્તાનના લોકોના કટ્ટર શત્રુ હોવા માટેની ખ્યાતિ પામ્યા હતા. ( તાળીઓ ) ગાંધીજી આ બાબત માટે બહુ ઊર્મિલતા અને લાગણી ધરાવતા હતા, તેમણે દક્ષિણ આફ્રિકાની સરકારનું ધ્યાન ખેંચવા લોર્ડ હાર્ડિંજના ભાષણના કેટલાક અર્થ સૂચક શબ્દો જાહેરમા ટાંકી બતાવ્યા "જે સમિતિમાં હિન્દુસ્તાનના હિતનું પૂરેપૂરૂ પ્રતિનિધિત્વ રાખવામાં આવશે." તેથી પહેલી માગણી તો એમણે એ કરી કે આ કમિશનમા હિન્દીજનોની નિમણૂક થવી જોઇએ, અને તે પછી એમણે કહ્યુ કે કદિ હિન્દીજનોની નિમણૂક ન થાય તો હિન્દીજનતાના જાણીતા યુરોપીઅન મિત્રોને એ કમિશનમા મૂકવા જોઇએ. અલબત્ત, હિન્દુસ્તાનમાં પણ થોડીક પેઢી પહેલા એ જાતની વિનતિનો ચોખ્ખો અસ્વીકાર થયો હોત. હમણા હમણાના દશકામા જ આપણે આવી જાતના અગત્યના કમિશનમાં આપણા પ્રતિનિધિ માગવાનુ શરૂ કર્યું છે. અને આપણને તેવુ પ્રતિનિધિત્વ મળવાનો પણ આરંભ થયો છે. દક્ષિણ આફ્રિકામા આવી ન્યાયવૃત્તિનો તો વિચાર પણ થઈ શકે તેમ નહોતુ, તેથી સરકારે જવાબમા જોરદાર અને છેવટનો નક્કર નન્નો સભળાવી દીધો. ગાંધીજીને શાન્ત વિરોધની લડત ફરીને હાથમા લેવાની ફરજ સમજાઇ, આ વખતે બૈરા અને છોકરાઓનો પણ સમાવેશ કરતી વધારે મોટી

સંપ્યાનો સાથ લેવાની તેમને ફરજ સમજાઈ. બે ચીજો એવી હતી કે જેને લીધે એ લોકોના નિશ્ચયને અને એમના સંપને ઉચ્ચ કોટી ઉપર તેઓ રાખી શક્યા હતા; એક તો એમને સહન કરવા પડતા ઊંડા અન્યાયનું ભાન, અને ગાંધીજીનું અનુપમ અજોડ વ્યક્તિત્વ. એક મોટી ગંભીર સભામાં લોકોએ પ્રતિજ્ઞા લીધી કે એ કમિશન સાથે અસહકાર કરવો અને ઈવાકાની જે સરહદ ન ઓળંગવાનો સરકાર તરફથી હુકમ થયો હતો તે સરહદ ઓળંગવાનું કરવું. મોટો અણધાર્યો પ્રસંગ તરતજ આવી પડશે એમ જણાયું, અને હિન્દુસ્તાનમાં તો સર્વસામાન્ય ચિંતાયુક્ત ખળભળાટ થઈ રહ્યો. લોર્ડ હાર્ડિંજે સલાહ આપી કે ઉકળવું નહિ પણ મધ્યમ માર્ગ ગ્રહણ કરવો, અને તેમણે એમ પણ ઇચ્છયું કે દક્ષિણ આફ્રિકાના હિન્દી લોકો એ કમિશનનો અસહકાર ન કરવો પણ સાક્ષી આપવામાં આગેવાની લેવી; અને એ રીતે ખરાબ બની ગયેલા સંજોગનો લઈ શકાય તેટલો લાભ લેવો. લોર્ડ હાર્ડિંજે શ્રી ગોખલેની મદદ આ કામે લીધી; શ્રી ગોખલેએ તે વખતે એક વચલા માણસ તરીકે કામ કર્યું. એમની મારફત સંકેતવાળી ભાષામાં શ્રી ગાંધી અને વાઈસરોય વચ્ચે રાત અને દિવસ તારના સદેશા ચાલતા રહ્યા હતા. શ્રી ગોખલેમાં સમજાવટની જેટલી શક્તિ હતી તે બધી તેમણે ખર્ચી નાંખી, પણ શ્રી ગાંધીએ અને તેમના અનુયાયીઓએ ઈશ્વર સમક્ષ પ્રતિજ્ઞા નોંધાવી દીધી હતી; અને એવી કોઈ વ્યક્તિ કે વિચારણા ન હોતી કે જે તેમના સંકલ્પને ડગમગાવી શકે. હું તે વખતે પુનામાં હતો. શ્રી ગોખલેને જે વેદના થઈ રહી હતી તે મેં પ્રત્યક્ષ જોઈ હતી. એમનું મધુપ્રમેહનું દરદ ખાસ કરીને તે વખતે તીવ્ર બન્યું હતું; અને તેને લીધે તેમના હૃદયના વિભાગમાં દરદ આવી પડયું હતું. જ્યારે શ્રી ગોખલેના ચિત્તમાં ખળભળાટ થતો અથવા જ્યારે તે અગત્યના કાગળોના મુસદ્દા લખાવતા ત્યારે તેમની એવી ટેવ હતી કે તે ઊભા થઈ આમ તેમ ટહેલવા મંડી જતા આ વિટમ્મણાના વખતમાં, મને યાદ છે કે તે પોતાનો જમણો હાથ હૃદય ઉપર દબાવી

રાખતા અને વાંકા વળીને આમ તેમ ટહેલતા હતા. ઘણીવાર અમને એમ લાગતું કે તેમની આયુષ્યની દોરીનો જાણે છેડો આવી પહોંચ્યો છે. કારણ પ્રસંગ જાણે નજીક આવ્યો હોય અને તેની .તેમને ખબર પડી ગઈ હોય એવી સ્થિતિમાં અમે એમના તરફજ જોઇ રહેતા. એક વાર તે બોલી ઉઠયા. ખરેખર! વાઇસરોય સાચું કહે છે. ગાંધીએ પ્રતિજ્ઞા લેવી જોઇતી ન હતી, અને પોતાની જાતને પ્રતિજ્ઞાથી બંધનમાં મૂકવી જોઇતી નહોતી. આ તો રાજનીતિ છે; અને સમાધાન એ એનું તત્ત્વ છે પણ ગાંધીએ એમના અનુયાયીઓને બરાબર ઓળખી લીધા હતા, અને કર્તવ્યના સીધા રાહ પર તેમને જકડી રાખવાની રીત તે જાણતા હતા. જેમની સામે અસમતોલ લડત તેમને લડવાની હતી તે નિષ્ઠુર સરકારને પણ તે બરાબર ઓળખતા હતા. તેમણે જાહેર કર્યું હતું કે બહાદુર વાઇસરોય તરફથી મળેલા ટેકાની તેમણે ભારે મોટી કીંમત આંકી હતી, પણ તેમના ટેકા વિના પણ જો તેમને કામ કરવું જ પડશે તો તે તેમ કરશે. અને કેવળ ઇશ્વિર ઉપર જ તે આધાર રાખશે લોર્ડ હાર્ડિંજે છેવટે સૌજન્યના ગૌરવપૂર્વક તે સ્વીકાર્યું અને તે પોતાની હિન્દીપ્રજાને પડખે ઊભા રહ્યા.

તેમના આયુષ્યના છેલ્લા વરસમાં તેમના ઉપર ઘેરાં અને ઘાટાં આફતના વાદળા ઘેરાઇ વળ્યાં. પબ્લિકસર્વિસ કમિશનના કામમાં તે એ વખતે ગુંથાયા હતા; એ કમિશને કરવા ધારેલા પ્રવાસ પૈકી બે પ્રવાસ પૂરા કર્યા હતા; કમિશનના કામે ત્રીજા પ્રવાસ માટે એમને હજુ પણ ઇંગ્લાંડ જવાનું હતું. હિન્દુસ્તાનના માણસો જવાબદારી ભરેલી જગ્યા માટે લાયકાત ધરવતા નથી એવી જુબાની આપનારા મોટા ભાગના યુરોપીઅન સાક્ષીઓની ઊલટ તપાસ કરવાની ફરજ જે સભ્ય ઉપર આવી પડી હોય તે સભ્યનું કામ કેટલું બધું ભારે હોય છે તે તમે બધા જાણો છો. ખરેખર, એ ભગીરથ કામ હતું, તે બહુ સખત કામ હતું, અને દક્ષિણ આફ્રિકાના કામની સાથેજ એ કામ

તેમના ઉપર હતું. તેનો વિચાર કરીએ તો તે કામે તેમની શક્તિ ઉપરાંત તેમને તાણ્યા હતા; અને એક દિવસે જ્યારે એ ભાર અસહ્ય બની ગયો, અને હૃદયની વ્યથા તેમના ઉપર પ્રહાર કરી રહી હતી ત્યારે તેમણે મને આ શબ્દો કહ્યા. "જુઓ શ્રી શાસ્ત્રી, હું કેવા ભારે જોખમમાં છું તેનો તમને ખ્યાલ નથી. જો હું તમારે સ્થાને હોઉં તો હું ગાંધીને તારથી જણાવું કે તમે ગોખલેને મરણની અણી ઉપર મૂકી રહ્યા છો. તમે આટલું નહિ કરો ! માત્ર મને બચાવી લેવા ખાતર ?" હું જાણું છું કે તે વખતની પારાવાર વ્યાધિને પરિણામે એમના મુખમાંથી આ શબ્દો નીકળ્યા હતા. હું એ શબ્દોનો અમલ કરું તેવી ઈચ્છાને પરિણામે એ શબ્દો ઉચ્ચારાયા નહોતા.

# વિષય પંદરમો

## ગોખલેનું રાજદ્વારી વસિયતનામું[1]

મહાયુદ્ધ ફાટી નીકળ્યું તે પછી થોડા મહિના બાદ, જ્યારે કેવળ હિન્દુસ્તાનમાં નહિ પણ આખી દુનિયામાં મહાન ક્રાન્તિકારક વિચારો હવામાં ઘુમી રહ્યા હતા, ત્યારે આ મહાયુદ્ધમાં હિન્દુસ્તાને ગૌરવ આપે તેવો ભાર ઉપાડ્યો હતો અને ચોતરફ એમ સમજાયું હતું કે માત્ર હિન્દુસ્તાનને સતોષવા ખાતર નહિ પરંતુ દેશે બજાવેલી ફરજનો યોગ્ય બદલો આપવા રાજબંધારણના સ્વરૂપમાં કંઈ સાચી પ્રગતિ બતાવે એવું કંઈક થવું જોઈએ. લોર્ડ વિલિંગ્ડનને સાચા "લિબરલ" ઉદાત્ત-પક્ષના હોવાથી સમજાયુ કે એ દિશામાં કંઈક ધ્યાન ખેંચે એવું સરકારે પોતાની મેળે કરી બતાવવાનો સમય આવી પહોંચ્યો હતો. તેમણે જાહેર કર્યું કે હિન્દુસ્તાનના લોકોનો અવાજ ઉપડે અને તેઓ કોલાહલ મચાવે ત્યા સુધી રાહ જોવી એ બ્રિટિશ રાજનીતિના નૈપુણ્યને હવે છાજશે નહિ. તેણે કહ્યુ કે વ્યાજબી રીત, વીરતાવાળી રીત, ન્યાયી રીત તો ઇંગ્લાંડ માટે એ છે કે રાજદ્વારી સુધારાના ઉદાર હપ્તાની જાહેરાત સીધી રીતે આપી દેવી. તેમણે શ્રી ગોખલેને સંદેશો મોકલ્યો અને કહેવરાવ્યું કે સરકાર તરફથી પોતાની મેળે જાહેર થવાના હોય તેવા હિન્દુસ્તાનની પ્રજાને સંતોષ આપી શકે એવા ઓછામા ઓછા

1 આ વસિયતનામાનો દસ્તાવેજ આ પુસ્તકના પરિશિષ્ટમાં છપાયો છે.

રાજ્યધારણમાં થવા જોઈતા સુધારાની રૂપરેખા શ્રી ગોખલેની દૃષ્ટિએ કાગળ ઉપર ટપકાવી તે શ્રી ગોખલેએ તેમને મોકલી આપવી એ વાત બહુજ ગુપ્ત રાખવાની હતી આ સમયે શ્રી ગોખલેએ પોતાની જાણીતી દાક્ષિણ્યતા પૈકીની એક આ કામે બતાવી હતી તેણે વિચાર કર્યો કે આ તો ભગીરથ જવાબદારીનું કામ છે અને મારૂં બળ ઓસરતુ જાય છે આ ઈનામના ગવર્નરને હું એકલો એ અગત્ય પ્રકારની અગત્યનો ખરડો સોંપી શકું નહિ એમ કરતાં પહેલા મને ખાતરી થવી જોઈએ કે હિન્દુસ્તાનના અગ્રગણ્ય રાજદ્વારી પુરુષોનો એ ખરડાને સર્વાનુમતે ટેકો મળશે અને તેથી આ માગણીનો ખરડો તૈયાર કરતા પહેલા તેમણે સર ફીરોજશાહ મહેતા અને હિઝ હાઇનેસ આગાખાનની સનદ લેવાની સમતિ લોર્ડ વિલિંગ્ડન પાસેથી મેળવી હિન્દુસ્તાનના રાજકીય ક્ષેત્રમાં તે વખતે આ બે નામો વધારેમાં વધારે અગત્યનાં હતાં એમ હિન્દુસ્તાનના કાર્યક્ષેત્રથી વાકેફ હોય એવા કોઈ પણ માણસને એકદમ જણાઈ જ આવશે લોર્ડ વિલિંગ્ડને તરતજ સમતિ આપી દીધી શ્રી ગોખલેની એવી ઈચ્છા હતી કે આ વિષય પર મસલત ચલાવવા આ બે ગૃહસ્થો પૂના આવે તો ઠીક કારણકે તેમનાથી મુંબઈ જઈ શકાશે નહિ એમ એમને લાગતુ હતુ જો કે તેમની મુંબઈ જવાની ઈચ્છા હતી, તોપણ તે તેમ કરી શક્યા નહોતા તેમણે બન્નેને પૂના પધારવાની વિનતિ કરી આ ત્રણે ગૃહસ્થોને એકત્ર મળવાની તારીખ નક્કી થતા સુધીમાં કેટલોક સમય વીતી ગયો અને જે શુક્રવારે શ્રી ગોખલે દુનિયામાંથી સીધાવ્યા તેની પહેલાંના બુધવારની વાત આપણે હમણા વિચારી રહ્યા છીએ શ્રી ગોખલે કેવા માંદા છે અને છેલ્લી માંદગીને ખાટલે છે તે વાત ન જાણતા હોવાથી લોર્ડ વિલિંગ્ડને આ કામની શ્રી ગોખલેને યાદ દેવડાવી તેમનામાં જે કંઈ શક્તિ રહી હતી તે બધીનો ઉપયોગ કરવાનો શ્રી ગોખલેએ નિશ્ચય કર્યો અને તેમના હાથના અક્ષરથી લખાયેલો સીસાપેનના અક્ષરવાળો ખરડો આજે અમારી સેક્રેટેરીએટ દફતરખાનામાં પડેલો છે તે ખરડો

જેટલો જોરદાર છે તેટલોજ અડગ છે. જુઓ, એ ખરડાની ત્રણ નકલો
અમારી સોસાઈટીના મકાનની બહાર જવા પામી. એક લોર્ડ વિલિંગ્ડન
તરફ. બે નકલો બીજા બે ગૃહસ્થો તરફ. પણ બે જ દિવસ પછી શ્રી
ગોખલેનું અવસાન થયું એટલે એ ખરડો છપાવવો-પ્રકટ કરવો એ
વાજબી થશે એમ કોઈએ વિચાર્યું નહિ. અલબત્ત લોર્ડ વિલિંગ્ડન
તો એમ ન જ કરી શક્યા. તેમને તો એ ખરડો બ્રિટનના સત્તાધીશો
તરફ રવાના કરવાનો હતો. તેથી એ ખરડો ઈ. સ. ૧૯૧૭ના ઓગસ્ટ
માસ સુધી તો પ્રકાશમાં આવી શક્યો નહોતો. જાણીતા મોન્ટેગ્યુ સુધા-
રાની જાહેરાત એ તારીખે થઈ હતી. ઈંગ્લાંડમાં તે ખરડો આગા-
ખાન તરફથી પ્રકટ થયો અને તે ટપાલ દ્વારા આ દેશમાં આવે તે
પહેલાં મેં સામાન્ય જનતાની જાણ માટે આ દેશમાં એ ખરડો પ્રસિદ્ધ
કર્યો. તેનું નામ—"Gokhle's Will and Testament"
ગોખલેનું વસિયતનામું" રાખવામાં આવ્યું છે. જો એ દસ્તાવેજમાં શું
લખ્યું છે તે આપણે સમજીએ તો તેને વસિયતનામાનું નામ આપી
શકાય નહિ. તેમાં શું લખ્યું છે? જો રાજદ્વારી બંધારણમાં થવા
જોઈતા સુધારા માટે કોઈ પણ ચળવળ આ દેશમાં થવાની હોત તો
શ્રી ગોખલેની દૃષ્ટિએ હિન્દુસ્તાનના લોકો જે સુધારા માટે પાત્ર ઠરી
ચૂક્યા હતા અને જે સુધારા લોકો સ્વીકારી લેવા તૈયાર હતા તેવા
સુધારાનો સમાવેશ આ દસ્તાવેજમાં કરવામાં આવ્યો હતો યાદ રાખજો
કે આ દસ્તાવેજમાં એટલું જ બતાવવામાં આવ્યું હતું કે જો એમના
અભિપ્રાય પ્રમાણે, ગ્રેટબ્રિટન તરફથી શોભની રીતે ઝટ મંજુર કરવામાં
આવે. કેવળ સ્વેચ્છાથી અને હિન્દુસ્તાનમાં તેના માટે એક પણ શબ્દ
ઉચ્ચારાય તે પહેલાં તે મંજુર કરવામાં આવે તો હિન્દુસ્તાનને તે સંતોષ
આપી શકત અને રાજી રાખી શકત માટે, એ અર્થમાં આપણે આ
દસ્તાવેજના વસ્તુને સમજવી જોઈએ હમણા એ કાગળીઓ તમે વાંચશો
ત્યારે તમને એમ વિચાર આવશે કે તે કાગળ લખાયાના સમય અને
આજના સમય વચ્ચેનું અંતર એ ઈ સ. ૧૯૧૫ અને ઈ. સ. ૧૯૩૫

વચ્ચેના અંતર જેટલું ન હોતું; પણ કદાચ તેના કરતાં ત્રણગણું વધારે લાંબુ અંતર જણાય. કારણકે હિન્દુસ્તાનની દીવચાલો એટલી બધી આગળ વધતી ગઈ છે, રાજબંધારણની પ્રગતિ તે દિવસથી કુદકે અને ભૂસકે એટલી તો વધતી જાય છે, કે તમને તો અચંબો લાગશે કે આવી માગણી કરનાર શ્રી ગોખલે ઉદાત્ત આદર્શના-છૂટ વિચારના ખરા અનુયાયી હતા કે કેમ! પણ તે હતા એ વાત તો ખરી. પણ આટલું યાદ રાખો. તેમણે એ દસ્તાવેજ લોર્ડ વિલિંગડનના કહેવાથી લખ્યો હતો; જાહેર જનતાને એક પણ શબ્દ તે બાબત જણાવ્યા સિવાય, એ દસ્તાવેજ તેમણે લખ્યો હતો; તેના વિષે કોઈ પણ માણસ કંઈ પણ જાણવા પામ્યું નહોતું; તે પરથી તમને સહેજ સૂચન મળશે કે તે સમયમાં પવન તણખલાંને કઈ દિશામાં ઉડાડી લઈ જતો હતો. અને કેટલા બળથી લઈ જતો હતો. એ દિવસોમાં, તમને યાદ હોવું જોઈએ, કે શ્રી ગોખલે મોર્લે-મિન્ટો રાજ્યબંધારણની કઓ કામ કરી રહ્યા હતા; એ બંધારણની યોજનામાં કોઈ પણ ઠેકાણે ચૂંટાયેલ પ્રતિનિધિની બહુમતીની વાર્તા જેવું જરા પણ તત્ત્વ નહોતું. તેથી લોકોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ કોઈ એક ઠરાવ કે કાયદાનો ખરડો પસાર કરાવે, અથવા કોઈ માગણી કરે અને તેનો સ્વીકાર કરાવે, અથવા કાયદાને ચોપડે તેને ચડાવી શકે, એવો વિચારજ તે વખતે સૂઝી શકે એમ ન હોતું. એવા પ્રકારના વિચાર કદિ કોઈએ સેવ્યા ન હોતા; શ્રી ગોખલે પોતે એમ કહેતા કે તેમના સમયના સાર્વજનિક હિત વાસ્તે કામ કરનારા તેમની નિષ્ફળતા દ્વારાજ દેશની સેવા કરી શકતા હતા. વિજય શું કહેવાય તે તો તેઓ કદિ જાણતા જ નહોતા, અને જાણી શકે તેમ ન હોતું જ. સરકાર તો કદિ એમ જણાવવા પણ ન દેતી કે અમુક કોઈ બાબતમાં સરકારને પ્રજાના માણસો તરફથી માર્ગ-દર્શન કે પ્રકાશ સાંપડ્યાં હતાં.

વડી ધારાસભામાં કોઈ અગત્યના રાજકીય સુધારાની બાબત ઉપર

બોલતાં તેમણે એકવાર કહ્યું હતું કે "આજે કદાચ સરકાર પક્ષને હાર આપવાનું મારા માટે શક્ય હોય (તે દિવસોની કેવળ તરંગી શક્યતા) તો પણ હું તેમ કરૂં નહિ." રાજકાજના કામમાં સરકારની નૈતિક તેમજ સ્થૂળ સ્વરૂપની સત્તાની અને પ્રતિષ્ઠાની એટલી બધી જરૂર તે વખતે રહેતી કે એમના મત પ્રમાણે માત્ર એકજ સરકારી હારથી એના આખા ઘડતરમાં શિથિલતા આવી જાય હવે, જરા કલ્પના કરો. આજે તો એવો એક પણ દિવસ વડીસભામાં (એસેમ્બ્લીમાં) જતો નથી કે જે દિવસે સરકારને હાર ખાવાનો પ્રસંગ આવ્યો ન હોય. (હસાહસ) ઈંગ્લાંડમાં બહુમતિના મતથી જે તે વખતની સરકારને હોદ્દા ઉપરથી ખસેડી શકાય છે, તે ઈંગ્લાંડમાં એમ કહેવામાં આવતું હતું કે કેટલીક વાર જ્યારે રાજકીય લોક લાગણીનું પૂર ચઢ્યું હોય ત્યારે પ્રધાન મંડળના પ્રધાનો પાર્લામેન્ટમાં જતાં જતાં પોતાના ગળાંની આસપાસ રક્ષણ માટેનો ગળા બંધ પટ્ટો લેતા હતા એમ તો ન જ કહી શકાય કે આપણા દેશના પ્રધાન મંડળના સભ્યો કોઈ પણ દિવસે ગળા બંધ પહેરીને સભામાં જતા હોય અલબત્ત તેઓ પોતાના હાડમાં અમુક પ્રકારની ધ્રુજારી લઈને તો જાય છે જ શ્રી ગોખલેના સમયમાં આવી સ્થિતિ વિચારમાં પણ આવી શકતી ન હોતી. પ્રજાને મળવી જોઈતી કોઈ ખરી જવાબદારી જેવાં કોઈ તત્ત્વનો તેમણે વિચાર સુદ્ધાં કર્યો ન હોતો. એ તત્ત્વ મોન્ટેગ્યુએ તેમની યોજનામાં મૂક્યું હતું. કારણકે તેમની વિચારદૃષ્ટિ વધારે ઉદારવાદ તરફ ઢળેની હતી હું જરા આડી વાત પર ચડી ગયો છું. પણ આ રાજકીય વસિયતનામાનો વિચાર કરતી વેળા હું તમને ધ્યાનમાં રાખવાનું કહું છું કે શ્રી ગોખલે એ કાળમાં રહેતા હતા કે જ્યારે તે દિવસની સ્થિતિને આજના સંજોગ સાથે સરખાવીએ તો તે ૪૦ કે ૫૦ વરસ પહેલાંની હોય એવું સમજાયા વગર રહે નહિ. હમણાં જ મેં તમને જણાવ્યું કે શ્રી ગોખલેને તે વખતે સમજાયું હતું કે સરકારની નૈતિક સત્તા આ દેશમાં વ્યવસ્થા અને સ્થિરતા માટે અતિ અગત્યની-સૌથી વધારે અગત્યની-

સોસાઈટીને કોઈપણું જાતનો ધક્કો ન લાગે તેવી રીતે તેઓ પોતાનું વર્તન રાખશે, તેનીજ મને ચિન્તા રહે છે. તમારે બધાએ સમજવું જોઈએ કે અમલદારશાહીની ગમે તેટલી ખામીઓ હોય, અને એકાદ અગ્રેજ વ્યક્તિની ઉદ્ધતાઇ એકાદ પ્રસંગે ગમે તેટલી અસહ્ય બની રહી હોય તોપણ આજે દેશમાં તેઓ એકલાજ વ્યવસ્થાના હિમાયતી રહેલા છે; અને એક સરખી લાંબા કાળની સતત વ્યવસ્થા વગર આપણી પ્રજાની કોઇ પણ પ્રકારની પ્રગતિ સંભવે જ નહિ. આપણા દેશમાં અંધાધુધી ઊભી કરવી એ કોઇ રીતે કઠણ કામ નથી. સૈકાંઓથી આપણે એ કામ કરી રહ્યા છીએ પણ ઉલટ સૈકાદસ્થાન જે વ્યવસ્થા અગ્રેજ લોકો જમાવી શક્યા છે તેને સ્થાને બીજા રૂપની વ્યવસ્થા ગોઠવી દેવાનું કામ એટલું બધું સહેલું નથી. તમારે સૌએ આ સમયે તમારા વર્તનમાં વિશેષમાં વિશેષ ચેતતા રહેવું, અને વિશેષમાં વિશેષ સંયમી રહેવું. જાહેરમાં કે ખાનગી મુલાકાતમાં એવો એક પણ વિચાર કર્યા વગરનો શબ્દ તમારે ઉચ્ચારવો ન ઘટે કે જેનો અવળો અર્થ કરવામાં આવે."

આના ઉપરથી તમને આછો પાતળો ખ્યાલ આવશે કે અમારે સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાયટીના સભ્યોને કેવી કડક રીતે પાળવી પડતી હતી અને અમારી હૃદયની લાગણીઓ ઉપર અને અમારી બોલવાની રીત ઉપર અમારે કેવો કાબુ-સંયમ રાખવો પડતો હતો. અમે જે ચીલચાલમાં જોડાઇએ કે જેમાં ભાગ લઇ શકીએ તે ચીલચાલની કેવી કડક રીતે હદ બાંધવામાં આવી હતી, જે ચળવળ કે ચીલચાલને અમારા મૂળભૂત કાયદા અને પ્રણાલિકાની રૂએ સ્પર્શ કરવાનો પણ અમને પ્રતિબંધ નડે છે તેવી ચીલચાલમાં ભાગ લેવા અમને-હિન્દ સેવક સમાજના સભ્યોને-જે લોકો આમંત્રણ આપે છે તેઓ તેમની કાર્યપદ્ધતિમાં અમારાથી કેટલા બધા છેટા હોય છે તેનો પણ ખ્યાલ આ ઉપરથી તમને આવી શકશે ઇ. સ. ૧૯૦૯ના ફેબ્રુઆરી માસમાં શ્રી ગોખલેએ પુનાની ડક્કન કોલેજમાં બહુજ અર્થપ્રચૂર ભાષણ આપ્યું હતું; તેમાંથી એક ફકરો હું અહિં રજુ કરું છું.

## ઈ. સ. ૧૯૦૯ના ફેબ્રુઆરી માસની ૧૩ મી તારીખે પુનાની ડક્કન કોલેજમાં શ્રી ગોખલેએ આપેલા ભાપણનો એક ફકરો.

'દેશમા પ્રવર્તી રહેલ સુલેહ શાન્તિ અને વ્યવસ્થા એ બ્રિટિશ સરકારનુ જ કામ છે એમ સ્વીકારવુ એ ખરેખર ન્યાયયુક્ત વલણ હતુ. સુલેહ શાન્તિના ચીલા સાપેક્ષ રીતે જોતા અર્વાચીન ગણાવા જોઇએ. સૈકાઓનો ઐતિહાસિક વારસો આપણી પાસે છે છતા આજે પણ દેશમા અવ્યવસ્થાનો-અન્ધાધુન્ધીનો-ખળભળાટ મચાવવામા વાર લાગે તેમ નથી. ભવિષ્યનો હિન્દુસ્તાન દેશ, સમાન રીતે આ વિશાળ દેશમા વસવા બધા વર્ગોનો અને બધી ઓલાદનો હોવો જોઇશે એનો અર્થ એ છે કે એ બધામા પ્રસગે ઘણોજ તગરિપતિનો ભાર ઉપાડી શકે એવી રાષ્ટ્રીય સઘશક્તિની ભાવના કેટલે અશે ખીલી છે અને કેટલી વિસ્તૃત બની છે તેના ઉપર તે લોકોની પ્રગતિનો આધાર રહે છે. આપણા દેશમા આવી સઘશક્તિની ભાવના હજી રેની ફેનાના માડી છે, પણ તેની મજબુતાઇ તો ધીરે વેગેજ થવાની, અને જ્યા સુધી એ સઘશક્તિની ભાવના દઢ ન બને ત્યા સુધી વ્યવહારમા તે બહુ ઉપયોગી થઇ પડે નહિ આવા પ્રકારની સઘશક્તિની દઢતા માટે-મજબુતાઈ માટે બે તત્ત્વોની જરૂર પડે છે કેળવણીનો પ્રચાર અને જાહેરજીવનની ભાવનાનો વિકાસ. આ બે ચીજ એવી છે કે તેનો વિકાસ ત્યારે જ સભવે કે જ્યારે સમાજમા સતત વ્યવસ્થા જળવાઈ રહી હોય અને તેથી બીજા કશા કારણ માટે નહિ તો માત્ર તે એકજ કારણ માટે એ જરૂરનુ છે કે સરકારના હેતુ માટે અને સરકારના કાર્ય માટે જે અયોગ્ય ગેરસમજુતો ચાલી રહી હોય તેનો સક્રિય સામનો લોકોએ કરવો જોઈએ આવી ગેરસમજુતીથી જાહેર જનતાના મન ઉપરનો વ્યવસ્થાનો કાબુ જેટલો ઘટવા પામે છે તેટલો બીજા કશાથી ઘટતો નથી."

[ India-માર્ચ ૨૬, ૧૯૦૯ ]

( ઈન્ડીઆ નામનુ અઠવાડિક પત્ર લડનમાં પ્રકટ થતુ હતુ )

તમાસમાંના કેટલાકનુ વલણ તર્કશીલ હોય અને કોઇને કડક ટીકા કરવી ગમતી હોય તેવા માણસો એમ ધારે છે કે શ્રી ગોખલેએ આ લખ્યુ હતું તે તો 'રોલેટ એક્ટ"ની પહેલાંનુ લખાણ હતુ, તે તો

અમૃતસરની (જલીઆનવાળા બાગના) કતલ પહેલાંનું હતું, તે ખીલાફત હિલચાલ પહેલાંનું હતું, અમુક બનાવ પહેલાનું હતું—એવા પ્રસંગો દેશની સામે ખડા થાય છે અને અવ્યવસ્થા અને અન્ધાધુન્ધી જેવી પ્રવૃત્તિ તરફ દેશને પરાણે ઘસડી જાય છે. હવે, એવી કોઇપણ વિચારશ્રેણી શ્રી ગોખલેના વિચારની રીત ન હોતી. આ બે ફકરા મેં એટલા માટે વાંચ્યા છે કે જેથી આપણે લાંબી નજર નાંખી શકીએ તેટલા કાળસુધી હિન્દુસ્તાન સાથેનો બ્રિટિશનો સંબંધ શ્રી ગોખલેના મત પ્રમાણે જરૂરી હતો અને ઉવેખી ન શકાય તેવો હતો તે તમને બતાવી શકાય. આજના યુગમાં આવા પ્રકારનું બોલવાની પ્રણાલિકા નથી. અર્વાચીન રાજકીય કામ કરનારાની રુચિને કદાચ આવું કથન અપમાનકારક પણ લાગે, પણ ગયા યુગની રાજકીય કાર્યની વિચારસૃષ્ટિ ઉત્પન્ન કરનારા તરીકે મેં જેમને ગણાવ્યા છે તે શ્રી રાનડે, જોષી, મહેતા, ગોખલે હમેશ એમ કહેતા કે ઇંગ્લાંડ અને હિન્દુસ્તાનના રાજકીય સબંધો ઘડવામાં તે પાપનું પ્રાયશ્ચિત આપનાર ઇશ્વરનો હાથ જોતા નહોતા પણ શાણા અને કલ્યાણકારી વિશ્વભંગનો હાથ તેમને દેખાતો હતો. આ સંબંધ તેમને મન થોડે ઘણે અંશે પવિત્રતાની છાયાવાળો જણાતો હતો; અને તેથી અતિશય ઉકળાટનો અને ઉશ્કેરાટના સમયમાં પણ તે સંબંધ માટે હલકા શબ્દો વપરાય એ એમને ગમતું નહોતું. ખરેખર એવા વિચિત્ર સંજોગ ઊભા થયા છે, ઘણા એવા પ્રસંગો બન્યા છે કે જાહેર સભાઓમાં આવા સિદ્ધાંતને હિંમતથી રજુ કરવામાં પણ હાલ તો વક્તા માટે મોટું જોખમ સમાયેલું હોય છે. (હસાહસ) પણ મારે તમારી પાસે દરગુજર કરવાની માગણી કરવી ઘટે છે; કારણકે આ સ્થળે તો હું ખરેખર ભૂતકાળમાં જીવી રહ્યો છું. ભૂતકાળના શ્વાસોચ્છ્વાસ લઇ રહ્યો છું. અને એકાદ ક્ષણ) માટે મારા એ ભૂતકાળના જીવનના તમે ભાગીદાર બનો એમ હું તમને વિનંતિ કરું છું.

આ દેશના ભવિષ્યનો વિકાસ અને ગજદારી સ્વરૂપ, બ્રિટિશના વાડાની બહાર રહીને કોઇ રીતે ઘડાય એ તર્ક એમને તદ્દન ડહાપણ વગરનો લાગતો હતો. તેનો વિચાર કરવા પણ તે ખુશી ન હોતા મેં તમને ગઇકાલે કહ્યું હતું તેમ એ નવા વિચારની પ્રણાલિકાને ઉત્તર હિન્દુસ્તાનમાં દાબી દેવા માટે અને બને તો તેને કમજોર કરી નાંખવા માટે શ્રી ગોખલે ખાસ કરીને ત્યાં પ્રવાસે ગયા હતા. તે કામમાં તેમને વિજય મળ્યો એમ કહી શકાય એમ હું ધારતો નથી જ. કારણકે કમભાગ્યે બ્રિટિશ સરકાર બીજી બધી સરકારની પેઠે ઉશ્કેરણી ઊભી કરે એવી ભુલો કર્યા વગર લાંબો સમય રહી શકતી જ નથી. (હસાહસ) જેટલી જેટલીવાર આવી ભુલો થવા પામે છે તેટલી તેટલી વાર આપણા હૃદયમાના બ્રિટિશરાજ્યના પાયા ઘણી ખરાબ રીતે હચમચી જાય છે. હું દીલગીરી સાથે વિચારી રહ્યો છું કે આજના સમયે ઈંગ્લાંડ સાથેના સંબધની ઇશ્વરી સંકેતવાળી ગોઠવણમાં શ્રી રાનડે અને ગોખલેને જે શ્રદ્ધા હતી તે શ્રદ્ધામા હવે તો જરાય બળ રહ્યું નથી. પણ તેમાં આપણો કંઇ ઉપાય નથી. વખત વખતનું કામ કરે જાય છે. વિધિનાં કામ વિધિ કર્યા કરે છે. તે ચૂપચાપ રહે તેમ નથી નવો યુગ નવા બનાવો ઘડે છે અને નવાયુગમાં નવા માર્ગો ફૂટવા લાગ્યા છે. જેમદાર યુવાનોએ નિશ્ચય કર્યો છે કે તેમની પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુસ્થિતિમા પલટા આવવા જોઇએ, અને આ માર્ગે કે તે માર્ગે હાથમાં લીધેલી વાતનો અન્ત આણવો જોઇએ. પણ પ્રશ્ન એ ઊભો થાય છે કે જો શ્રી ગોખલે આજે જીવતા હોત તો તેમણે કયો માર્ગ ગ્રહણ કર્યો હોત? એક વાતની મને ખાતરી છે કે બ્રિટિશ સાથેના સંબધની જરૂરીયાતની વકીલાત કરવાનું જારી રાખવામાંથી તેમને કોઈ પણ ચીજ અટકાવી શકી નહોત. પોતે ધોવાઇને સાફ થઈ જશે એવી ધમકીથી પણ તે અટક્યા ન હોત. તે સ્વરાજ્યની વાતો કરવા ખુશી હતા. કારણકે શ્રી દાદાભાઇએ એ શબ્દ પ્રચલિત કર્યો હતો. તેમને મન સ્વરાજ્યનો અર્થ આટલોજ હતો. સ્થાનિક સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની

જે સ્થિતિ હતી તેના જ જેવી રાજકીય વહીવટની સ્થિતિ એટલે સ્વરાજ્ય તેનાથી જરાએ વધારે નહિ, બ્રિટિશ રાષ્ટ્ર સમૂહના મંડળની બહાર નહિ પણ તેની અંદર રહીને જ ભોગવવાની સત્તા. આ ધ્યેય તે કેવી રીતે પ્રાપ્ત કરત? ચોખ્ખા બંધારણવાળા કાનુનસરના માર્ગ દ્વારા જ.

અહિં જે શબ્દ વાપર્યો તે રાજદ્વારી લડતના એક નવા તત્ત્વને આપણી પાસે રજુ કરે છે "બંધારણવાળા કાનુનસરના માર્ગ"નો શો અર્થ થાય છે તે સમજાવી શકે એવી કોઈ પણ ચોક્કસ વ્યાખ્યા જણાતી નથી. એક રાજદ્વારી ચર્ચાની દલીલમાં શ્રી ગોખલેની પોતાની વ્યાખ્યા ટાંકી બતાવવાનો મને હમણાં જ એક પ્રસંગ આવ્યો હતો.[1]

---

૧ વાચનારના હિત ખાતર તેને અહિં શબ્દશઃ ઉતારવામાં આવે છે "માણસો જે સુધારા બંધારણપૂર્વક મનાયેલા અધિકારીઓ (અમલદારો) મારફત ઇચ્છતા હોય તે મેળવવામાં જે રીતનો ઉપયોગ કરવાનો માણસને હક છે તે રીતની ચળવળ તે બંધારણવાળી ચળવળ હોય છે. આ રીતની વ્યાખ્યા હોવાથી બંધારણવાળી ચળવળનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. આ પ્રશ્નની વિચારણાને પરિણામે પડેલો વિચાર એ ઉદ્ભવે છે કે શારીરિક બળને તો તેમાં સ્થાન જ નથી. બળવો કરવો, પરદેશી હુમલાને મદદ આપવી, કે તેવા હુમલાને નોતરું આપવું, અને ગુન્હાહિત અપકૃત્યનો આશ્રય લેવો. આવી રીતે અડસટ્ટો કરીએ તો આ ત્રણ ચીજને અલગ રાખી બાકીની બધી રીત બંધારણવાળી ગણાય. બેશક એટલું ખરું બંધારણવાળું હોય છે તેટલું બધું ડહાપણ ભર્યું અને ઇચ્છવા જેવું ન જ હોય. પણ એ વાત જુદી છે. આ ચળવળમાં અરજ, પ્રાર્થના, અને ન્યાય માટેની ફરીયાદ કરવાની રીત એક છેડે આવે છે, અને શાન્ત વિરોધની લડત (જેમાં ફરીયાદનો દાદ મળે નહિ ત્યાં સુધી કર ન ભરવાની રીતનો સમાવેશ થાય છે) તે બીજે છેડે આવે છે. વ્યાખ્યાની બીજી શરત એવી છે કે ફરીયાદની દાદ બંધારણીય અમલદારો—સત્તાધીશો પાસેથી મળવી જોઈએ તે બાબતમાં એટલું સ્પષ્ટ છે કે સત્તાધીશો ઉપર સતત દબાણ (અર્પિત) લાવવાનું હોય છે અને ચળવળ કરનારાને અધિકારીઓ ક્યારે સત્તાધીશો સાથે જરા પણ લેવા દેતા નથી, એ

એ વ્યાખ્યાને તમારી પાસે રજુ કરી તમારા મનમાં ખળભળાટ ઉપજાવવા હું માગતો નથી. પણ હું કહું છું તે માની લેજો કે એ વિચાર કોંગ્રેસના મંડળમાં પણ સ્વીકારાયો હતો. પણ એ વિચિત્ર વાત છે કે જ્યારે આ બંધારણવાળી રીતની ચળવળની હિમાયત મારા જેવા લોકો કરે છે, ત્યારે ટીકાકારો ઊભા થઈ જાય છે, અને કહે છે કે વારૂ, અમને કહેશો કે "કયા દેશે બંધારણવાળી ચળવળથી સ્વાતંત્ર્ય મેળવ્યું છે? તમે ઇતિહાસનો અભ્યાસ કર્યો છે?" એમ પૂછવા માંડે છે. (હસાહસ) આ પ્રશ્ન ઇ. સ ૧૯૦૪ માં મદ્રાસમાં શ્રી ગોખલેને પોતાને પૂછવામાં આવ્યો હતો. પચ્ચાઈ આપા હોલની સામે વિશાળ મેદાનમા ભરાએલી સભાની યાદ મને બરાબર છે, તેમાં તેમણે ભાષણ આપ્યું હતું. એ ઘણી મનાની સભા હતી. વ્યાખ્યાનના છેલ્લા ભાગમાં એઓ આ બંધારણવાળી ચળવળની રીત પર બોલવા લાગ્યા, અને મને લાગે છે કે તે વખતે એમના હાથમાં એક કાગળીઉં પહોંચતું કરવામા આવ્યુ તેમા એવું લખ્યું હતું કે "મહેરબાની કરીને કહેશો કે માણસના ઇતિહાસમા કયો દેશ એવો હતો કે જેણે આ પદ્ધતિને વળગી રહીને મુક્તિ મેળવી હતી" (હસાહસ) શ્રી ગોખલેનો પોતાનો ઉત્તર તો તૈયાર હતો તેમણે કહ્યું "એમ કદિ સંભવે કે કોઇ દેશે હજુ સુધી એ રીતે મુક્તિ મેળવી ન હોય. પણ (ઇતિહાસમાં) પહેલીજ વાર હિન્દુસ્તાને શા માટે તેમ કરી ન બતાવવું? અને નવા ઇતિહાસનો આરંભ તેણે કેમ ન કરવો? દુનિયામા ઇતિહાસનો કંઈ અન્ત આવી નથી ગયો તેમા હજુ ઘણાંય પ્રકરણો ઉમેરવાનાં છે. અને હિન્દુસ્તાનના અન્તીમ ધ્યેયની સિદ્ધિ માટે—સફળતા માટે—હિન્દુસ્તાન અને ઈન્લાંડ બન્ને સાથે મળીને એક ઉજ્વળ અને ઓજસ ભર્યું

---

વિચારનો લેશપણ સ્વીકાર થવો ન જોઇએ ..' લોકોએ સત્તાધીશોને એક કોરે જ મૂકી દેવાના હોય છે, ધારેલો હેતુ સ્વતંત્ર રીતે લોકોએ પોતેજ પાર પાડી લેવો જોઈએ" એ વિચાર ન ચલાવી લેવાય તેવો અને બેહુદા છે.'

જે લોકોએ ભૂતકાળમાં ઇતિહાસના પાના ઉપર પ્રકાશ ઢોળ્યા હોય તે માણસોનાં નામ સાથે આપણું નામ જોડવાં એ તો કેવળ નમ ખુશામત અને આત્મપ્રશંસા ગણાય.'' પણ ફળદાયી અને બોધ આપે તેવી સરખામણી કરવી હોય તો શ્રી ગોખલેની સરખામણી એમના પોતાના ગુરુ રાનડે સાથે, જોષી સાથે, અને જે જે પ્રશ્નોનો ઉકેલ ગોખલેને લાવવો પડયો હતો તેવા જાહેર હિતના પ્રશ્નોનો ઉકેલ જેમણે જુદી જુદી જાતની લાયકાતના બળે અને જુદી જુદી શક્તિના બળે આણ્યો હતો તેવા આ દેશના માણસો સાથે ભલે કરવામાં આવે. ગોખલેના જીવન કથાના પુસ્તકનાં પાના ઉપર આવા જે મહાન પુરુષોનાં નામ ચડી શકે તેવાં માણસોનાં જીવન અને ચારિત્ર વિષે મારે હાથે કંઇ લખવાનો સંભવ જાગે એવું હું ઇચ્છું છું. પણ તે પ્રલોભનનો મારે સામનો કરવો જોઇએ અને મારે જે છેલ્લો શબ્દ ઉચ્ચારવો છે તેજ ઉચ્ચારી લઉં

# વિષય સોળમો

## શ્રી ગોખલેના જીવનકાર્યમાંથી સરી આવતો બોધ.

હવે અંતે, છેવટના ઉપરા ઉપરના ત્રણ દિવસ સુધી આપણે એમનાં જીવનકાર્યનો વિસ્તારથી નહિ પણ ઝાંખી રૂપરેખાના સ્વરૂપે અભ્યાસ કર્યો છે તેની સામાન્ય અગત્ય વિષે થોડા શબ્દો મારે રજુ કરવાના છે મારા યુવાન બિરાદરો, આ જીન્દગી તમારા માટે વધારેમા વધારે શીખામણ લેવા જેવી થઇ પડી છે. આ દુનિયામાં મનુષ્યના ઉદ્યમોના મોટા ભાગની તો કસુનાવડ થઇ પડે છે, સુખના પ્રસંગોના સારા પ્રમાણમાં ભૂકા ઉડી જાય છે, અને કદાચ કારણ વગરના ભારે દુખો અને સંકટો પણ ઉભાં થતા જાય છે તેનું કારણ આપણી આસપાસ આપણે દુનિયામાં જે વ્યવસ્થા જોઇએ છીએ તેની એક પરિસ્થિતિમાથી શોધી શકાય છે જુદી જુદી પદવી પર કામ કરનારાં, લોકો પ્રત્યેની જુદી જુદી કામગીરી બજાવનારાં એક હજાર માણસો માંથી ૯૯૯ માણસો કદાચ તમને એવાં મળશે કે જે તમને ચોરસ ખાડામાં ગોઠવાયેલા ગોળ માણસ જેવા જણાશે. (હસાહસ) એ વાત ખરી છે કે કોલેજોમાં અને બીજા એવાં સ્થળોમાં જીવન વાસ્તે માણસે કયો ધંધો પસંદ કરવો એ આપણે માણસોને શીખવીએ છીએ પણ એવાં કેટલા માણસ છે, જેમને માટે તેમની પસંદગીના ધંધાનાં દ્વાર ખુલ્લાં હોય છે? આજ કાલ આપણામાના ઘણાને તો જીવનકાર્ય જેવું કંઇ જડતું જ નથી અને જેમને તે જડે

ઉતારવા માગતા હતા. શ્રી ગોખલેએ તેમને એમ કરવા દીધું અને તે ઉપરાંત શ્રી ગોખલેને જે કામ કરવાનું હતું તેનાં ક્રમવાર પગથિયાંની માહિતી પણ તે લોકોએ તેમને બતાવી હતી. પણ આપણને તેવી તકો અને સગવડો નહોતી મળી એમ આપણે કહી શકશું? અલબત્ત ભલે તે સગવડો એવા ઉચ્ચ પ્રકારની ન હોય! આપણે બધાને કંઈને કંઈ સગવડ તો મળે જ છે; જેમને ત્યાં આપણે આવજા કરી શકીએ એવા આપણને આશ્રય આપનારા પણ હોય છે. એવા ડાહ્યા માણસો પણ આપણને મળ્યા હોય છે કે જેમને ઘેર આપણે વખતો વખત જઈ શકીએ છીએ, આપણને પણ શિક્ષકો મળ્યા હોય છે, સગા અને આપ્તજનો મળ્યાં હોય છે અને એવા બીજા પણ મળ્યા હોય છે કે જેમણે આપણા કરતાં વધારે દુનિયા જોઈ હોય છે અને તેથી આપણને સાચી શિખામણ આપવાની અને દોરવણી આપવાની સ્થિતિમાં તે હોય છે. હું પૂછું છું કે શું આપણે રીતસર એઓની પાસે જઈએ છીએ? ઉલટાની આપણી શિક્ષકોની એક મોટી ફર્યાદ આવી નથી! કે આપણે જાણતા હોઈએ છીએ કે આપણી શીખામણ પર કોઈ લક્ષ આપવાનું નથી છતાં આપણને સતત શીખામણો અને દોરવણી આપ્યા કરવાની જ હોય છે! (હસાહસ) શીખામણ અને સલાહની વ્યાખ્યા એવી થાય છે કે જેની સૌ માગણી કરે પણ જેને કોઈ કદિ અનુસરે નહિ. (ચાલુ હસાહસ) શ્રી ગોખલેના સંબંધમાં હું તમને કહેવા માગું છું તે એ હતું કે જે લોકો સહાય, સૂચના, શીખામણો આપી શકે તેવા હોય તેમની શીખામણ તે ચીવટ રાખીને મેળવતા હતા, તે પોતાની જાતને એવા વડીલોને ચરણે મુકી દેતા અને તેમની દોરવણી તજેજ રહેતા; અને કાળનો કપરો હાથ તેવા લોકનું વડીલ પદું છીનવી લેતો, ત્યારે તે પોતે પોતાની જાતને શીખામણ આપી શકતા, અને તે પોતે પોતનું રોજનું કામ વ્યવસ્થિત ગોઠવી લેતા. અને તે વડીલો, ગોખલે માટે જે કામ મુકી જતા હતા તે કામને તે આગળ ધપાવી શકતા. અને એ રીતે પોતાના જીવન કાળમાં જેને

કામ તે પાર પાડી શકતા. તેમના જીવનમાંથી જો કોઈ મોટો બોધ લેવા જેવો હોય તો તે એ છે કે આપણે સગવડો અને તક મેળવવા પ્રયત્ન કરવો જોઈએ, અને તે સગવડો આપણને મળે ત્યારે તેની ખરી કદર કરવી જોઈએ, અને દૃઢ નિશ્ચયથી અને ઇચ્છાથી તે તકોનો વધારેમાં વધારે લાભ લેવો જોઈએ. આ રીતે પોતાની જાતને પૂર્ણ બનાવ્યા પછી—આ રીતે જરૂર પૂરતાં જ્ઞાનથી પોતાને સજ્જ કર્યા પછી શું ગોખલએ સતોષ માની લીધો હતો ? મારા પહેના વ્યાખ્યાનને અંતે મે શ્રી ગોખલેનો રાજકાજના કામનો કાર્યક્રમ વાચી સંભળાવ્યો હતો. એ કાર્યક્રમ તેમણે જીવનની થોડી કડવાશ ચાખ્યા પછી બત્રીશ વરસની ઉંમરે ઘડી કાઢયો હતો. તેમણે ઘણા જ વખત સુધી વિચારોને ઘોળી-ઘોળી પોતા માટે કાર્યનો મોટો કાર્યક્રમ રચ્યો હતો. તે લેખ અસાધારણ રીતે પરિપૂર્ણતાવાળો અને સર્વગ્રાહી હતો. તેમનો ઇરાદો જ્ઞાનના બધા વિભાગોનો પરિચય સાધવાનો હતો; યોગવિદ્યાના અખતરા કરવાનો હતો, ચોતરફની સસ્થાના સભ્ય થવાનો હતો, આ બધું માત્ર દેશની સેવા ઉઠાવવાના કોડ પૂરા પાડવા વાસ્તે હતું. આ કાર્યક્રમ એવો હતો કે તેને ભોજનશાસ્ત્રની ભાષામાં મોટો છપ્પનભોગ કહી શકાય જો કે શ્રી ગોખલે એ બધી યોજના પાર પાડી શકયા નહોતા, તોપણ તમારે ખાતરી રાખવી કે તે કાર્યક્રમ પરિપૂર્ણ રીતે પાર પાડવા જે ઉદ્યમ તેમણે પ્રમાણિકપણે માથે લીધા હતા તેને પરિણામે તેમની કાર્યસાધક શક્તિના ક્ષેત્રમાં તેઓ ઘણા ડગલા આગળ વધ્યા હતા અને અંતે ૪૯ વર્ષની વયે—જ્યારે તેમણે આ જગત છોડયુ ત્યારે—તેમણે પોતાના ખાતામાં એટલા બધા કાર્યોની સિદ્ધિ જમા કરાવી હતી કે સામાન્ય રીતે સીત્તેર વરસની વયે પહોચેલા માણસો તેટલી કાર્યસિદ્ધિ પોતાના ખાતામાં જમા કરાવવાનો દાવો માંડમાંડ કરી શકે. મને લાગે છે કે શ્રી ગોખલેના જીવનની મોટામાં મોટી કીંમત એજ છે. અમુક અંશે ઉચ્ચ ગણાતાં સ્થાને તમે પહોચી શકો એટના વાસ્તે તમારે બધાએ ઉચ્ચ ધ્યેય ઉપર તમારું નિશાન તાક-

વાનું છે. તમારા આદર્શોની પૂરેપૂરી પકડ તમને મળી જાય એવી તો તમે આશા સેવી ન જ શકો, તેટલા માટે તમારે આદર્શોના દોરાયા ન દોરાવું એવું તો ન જ હોઈ શકે આવા ઉચ્ચ આદર્શોનું ચિંતન કરવાથી તમારી મનોવૃત્તિનું માળખું એવું રચાય છે કે જેથી તમારામાં જેટલી શક્તિ હોય તેટલી બધી શક્તિનો ઉપયોગ કરી તમે વધારેમાં વધારે પ્રયત્ન કરી છુટો. પછી તમને જે સિદ્ધિ મળે-તે કદાચ તમારા ધ્યેયના પ્રમાણમાં ઓછી જણાય તો પણ-તમને નીચાં નિશાન તાકવાથી જે સિદ્ધિ મળી હોત તેના કરતાં તો ઘણી જ મોટી તે હોઈ શકે. જ્હોન સ્ટુઅર્ટ મિલ નામના લેખનો ધ્યાન ખેંચે એવો એક ફકરો છે, જેમાં એક યુવાન વિદ્યાર્થીની વાત લખતાં તે લખે છે કે, યુવાન માટે શક્ય હોય તેના કરતાં જરા વધારે કઠણ પ્રશ્ન ઉકેલવા માટેના પ્રયત્ન તે યુવાનને મોટા પ્રશ્નો હાથપર લેવાની જેટલી શક્તિ આપે છે તેટલી શક્તિ બીજી કોઈ રીતે તેને મળતી નથી; જો યુવનનો કોઈ પ્રશ્ન સાધ્યં લાગે તેવો હોય, તેની ઉકેલમાં આવી શકે તેવો હોય તો તે બાબત સરખામણીમાં તેને સહેલી થઈ પડે છે. તેથી પોતાની બુદ્ધિના પુરેપુરા વૈભવનો ઉપયોગ કરવા તે તત્પર થતો નથી. જે કામ યુવાન માથે ઉપાડે તે એમની શક્તિના પ્રમાણમાં જરા વધારે કઠણ હોવું જોઈએ કે જેથી તેમની ઉત્કૃષ્ટ શક્તિઓને તેણે પ્રયત્નપૂર્વક નોતરવી પડે. કામે લગાડવી પડે હું જે કહેવા શબ્દો કહેવા ઇચ્છું છું તે આ જ છે. શ્રી ગોખલે પોતાના ધોરણ કરતાં કદિ પણ નીચા ઉતર્યા નહોતા. તેમનાં નિશાનો હંમેશાં ઉંચાં જ તાકવામાં આવતાં હતાં, અને જ્યાંસુધી એમના માટે પ્રુફરી હોય એવી સર્વાંગશ્રેષ્ઠ સિદ્ધિ પ્રાપ્ત ન કરી શકતા ત્યાં સુધી તે કદિ જંપીને બેસતા નહિ.

(મૈસુર યુનિવર્સિટીના યુવાનોને અપાયેલાં વ્યાખ્યાનો અહીં પૂરાં થાય છે.)

## વિષય સત્તરમો

### શ્રી ગોખલે અને તેમના સમકાલીન મહાપુરુષો[1]

રાજકારણનું શાસ્ત્ર બહુ કડપવાળા ફેરફારમાંથી પસાર થઇ રહ્યું છે અનિષ્ટ ફેરફારોમાંનો એક મોટો ફેરફાર એ છે કે એમ ખુલ્લી રીતે મનાતુ થયું છે કે કોઇપણ માણસ ધારે તો યોગ્ય તૈયારી કર્યા વિના રાજદ્વારી પુરુષ થઇ શકે છે. એ માન્યતાને જોરપૂર્વક ખોટી ઠરાવનાર કંઇ હોય તો તે શ્રી ગોખલેનુ જીવન છે તેમની તૈયારી ઘણા કાળની અને સર્વાંગે ચોક્કસ હતી તે હમેશ એ સિદ્ધાંતમાં માનતા હતા કે દરેક સાર્વજનિક જીવન ગાળનાર કાર્યકરે ઓછે વખતે અશી પોતાના મનમાન્ય કેટલાક અનુયાયીઓને જેટલે અંશે તેમનાથી બને તેટલે અંશે તૈયાર કરવા એ ખાસ જરૂરનું છે. એમ ન થાય તો તે કાર્યકરના અમુક કાર્યને તેના ગયા પછી મોટો ધક્કો પહોચવાનો સંભવ રહે. સાર્વજનિક જીવનનાં જે તત્ત્વોએ એમને વિજય મેળવી આપ્યો હતો; તે તત્ત્વો બદલ શ્રી ગોખલેએ જેમના પ્રત્યે કૃતજ્ઞતા સ્વીકારી હતી તેવા કેટલાક માણસો હતા. આજના પ્રસગ જેવા અગાઉના પ્રસગો ઉપર આપેલા વ્યાખ્યાનોની પ્રણાલિકાથી જરા જુદા રાહ ઉપર આજે હું જવા ઇચ્છુ છું, અને જે માણસોના ઓશીંગણ માનતાં,

---

૧ ઇ સ ૧૯૩૧ મા ગોખલે જયન્તીને દિવસે આ વ્યાખ્યાન મદ્રાસ સભા હિન્દસેવક સમાજમા આપવામા આવ્યુ હતુ.

એટલે કે આભાર સ્વીકારતાં શ્રી ગોખલેને કદિ થાક લાગતો નહિ તેવા માણસોમાંનાં કેટલાકનાં ચિત્રો તમારાં મન ઉપર લાવવા હું પ્રયત્ન કરીશ.

## ટીળક અને આગારકર

શ્રી ગોખલેએ જીવનમાં પ્રવેશ કર્યો ત્યારે સૌથી પહેલાં મહારાષ્ટ્રના મહાન નેતા બાળ ગંગાધર ટીળકના ઓજસની અસર નીચે તે આવ્યા હતા. શ્રી ટીળક ગોખલેથી ઘણે વરસે મોટા હતા, અને જાણીતી ડક્કન એજ્યુકેશન સોસાઇટીમાં તે ક્યારના જોડાઈ ચૂક્યા હતા. જો શ્રી ગોખલે આ સોસાઇટીમાં જોડાયા હોય તો મુખ્યત્વે કરીને શ્રી ટીળકના વ્યક્તિત્વની અસરના આકર્ષણથી જોડાયા હતા. શ્રી ટીળક સ્વભાવે અવિશ્રાંત પ્રવૃત્તિવાળા અને આગળ પડીને કામ કરનારા હતા. તેમના સ્વભાવના ઘડતરમાં નમ્રતાના અને ક્ષમાવૃત્તિના ગુણોનો વિકાસ જરા મન્દ રહેવા પામ્યો હતો. તેથી થોડાજ સમયમાં શ્રી ગોખલેને શ્રી ટીળક પ્રત્યે પ્રત્યાઘાતની અસર થવા લાગ્યો હતો. એજ સંસ્થામાં બીજા એક એવા સભ્ય હતા કે જેમણે પોતાના જાદુઈ ગુણોના પ્રભાવથી શ્રી ગોખલેને પોતા તરફ ખેંચી લીધા. એ પુરૂષ એટલે મહાન (પ્રોફેસર) અધ્યાપક આગારકર. તે ફરગ્યુસન કોલેજના બીજા પ્રિન્સિપાલ હતા. પ્રિન્સિપાલ આગારકર કમનસીબે નાની વયમાં ગુજરી ગયા. તેથી તેમનું નામ જેટલું હિન્દુસ્તાનમાં સ્મરણમાં રહેવા પાત્ર છે તેટલું આજે સ્મરણમાં રહ્યું નથી. તેમણે ઘણા યુવાનોના જીવનમાં પ્રેરણા રેડી છે એમ જણાય છે. એવી પ્રેરણા મેળવનારાએ પોતાનું જીવન શ્રી આગારકરના આદર્શ પ્રમાણે ઘડી મુખ્યત્વે પોતાનો જીવન કાળ સામાજિક સુધારાના કામમાં યોજ્યો હતો. કારણકે અધ્યાપક આગારકરના ચારિત્રના ગુણોમાં ન્યાયની ભાવના અને એ જન પ્રત્યેનું દાક્ષિણ્ય સારી રીતે વિકાસ પામ્યાં હતાં. દાખલા તરીકે સ્ત્રીઓના પક્ષની વકીલાત કરવાના કામમાં તે કદિ પણ કંટાળ્યા

નહોતા. પ્રાધ્યાપક આગારકરે બેસાડેલા દાખલાની મહારાષ્ટ્રમાં જે અસર થવા પામી હતી તેનો મોટો પુરાવો ગયે વરસે જ ઊભો થયો હતો. લોકોએ એમના નામથી કન્યાઓ માટેની શાળા ઊભી કરી. તેમના નામની અસર જાદુ જેવી થઈ પડી હતી. લોકો તરફથી ફાળામાં મોટી રકમો ભરાઇ હતી, અને બહુજ ટુંકા વખતમા એ શાળા ઘણી ફતેહમન્દ બની ગઇ હતી. પણ મે તમને કહ્યું હતું તેમ, પ્રાધ્યાપક આગારકર નાની વયે મુજરી ગયા હતા, અને જે વખતે તેમનું અવસાન થયું–ત્યારથી શ્રી ગોખલે અર્વાચીન હિન્દુસ્તાનના શ્રેષ્ટ જનો પૈકીના એક શ્રી મહાદેવ ગોવિન્દ રાનડેની અસર નીચે આવ્યા

## રાનડે

ટુંકા સમયમા પૂરેપૂરો ન્યાય આપી શકાય એવુ રાનડે સંબંધી બોલવું એ બહુ કઠણ કામ છે. તે મહાન પુરુષ હતા તેમનામાં ચારિત્રની બધી શ્રેષ્ટતા એકત્રિત થઇ હતી. અને રાષ્ટ્રીય હીલચાલના દરેક ખાતામા આગેવાની ભર્યો ભાગ ભજવી શકાય એવી રીતે જીવન ભરના અભ્યાસથી પોતાની જાતને તેમણે સજ્જ કરી હતી. ન્યાયમૂર્તિ રાનડે, જો કે અમનદાર હતા તો પણ હાલના સમયમાં જેમ અમલદારો મૂંજે છે તેમ તે કદિ જાહેર કામ વાસ્તે ધ્રુજતા નહિ–ખમચાતા નહિ, પણ ઓછે વધતે અંશે રાજકીય, સામાજિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિમાં તે ભાગ લેતા હતા સંસાર સુધારાની સભાઓમાં તેમણે આપેલાં વ્યાખ્યાનો આજે પણ વાચવા જેવા છે. કારણકે તેમા હિન્દુસ્તાનના જુદા જુદા ભાગમાં સામાજિક સુધારાના પ્રત્યેક પેટા વિષય પરત્વે થયેલી પ્રગતિનું ઝીણવટ ભરેલું અવલોકન થયેલુ હોય છે તે વ્યાખ્યાનો એટલે પ્રખર સંક્ષિપ્ત સાર તેમાં જેટલુ જેટલુ અગત્ય ધરાવનારૂં હોય તે બધાની નોંધ લેવાઈ હોય છે, અને પછીના વરસમાં થવાનાં કામના પાયા તેમા નાંખેલા હોય છે તેમણે ઔદ્યોગિક

એ રાનડે. તેમાં કંઈ નવાઇ ન કહેવાય કે જ્યારે શ્રી ગોખલે એમની જાદુઇ દોરવણી નીચે આવ્યા ત્યારે તે ખૂબ પલટાઇ ગયા.

શ્રી રાનડેની છાયામાં ચૌદ વરસ સુધી શ્રી ગોખલેએ કામ કર્યું હતું. અગત્યના દસ્તાવેજોનો અભ્યાસ કરતા, નિવેદનો અને રોજકામની નોંધો લખતા, સરકાર પાસે રજુ કરવાની યાદીઓ તૈયાર કરતા, આમ તેમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફરીને કોઇને કોઇ વિષય ઉપર સીધી તપાસ ચલાવતા, અને એ રીતે રાજ્યવહીવટની ઝીણવટ ભરેલી હકીકતો ઉપર પોતાનો કાબુ તે મેળવતા. જ્ઞાન અને માહિતીના આ ખાતાના શ્રી રાનડે પોતે ઊંડું નૈપુણ્ય ધરાવતા હતા; અને શ્રી ગોખલે અમને કહેતા કે સ્વભાવે તે માયાળુ અને ઉદાર હતા તો પણ તે શ્રી ગોખલે પ્રત્યે કે એમના શિષ્યો પૈકી બીજા કોઈ પ્રત્યે ઉત્તેજક વાક્યો ઉચ્ચારતા નહિ "ઘણુંજ સરસ! કેવું મજાનું કામ કર્યું છે." આવી પ્રેમભરી અને ઉદારતાવાળી કદર તે કદિ દર્શાવતા નહિ. પણ જ્યારે કોઇ કામ ઠીક રીતે થતું અને તેનાથી તેમને સંતોષ થતો, ત્યારે તે આનાથી વધારે કંઇ પણ કહેતા નહિ. "તે ચાલશે" પણ જ્યારે આટલા શબ્દો તે ઉચ્ચારતા ત્યારે શ્રી ગોખલેએ અમને કહ્યું હતું કે તેમનું હૃદય સંપૂર્ણ સંતોષથી છલકાઇ જતું. જે ગુરુને સામાન્ય કામથી સંતોષ થતો જ નહિ, તે ગુરુને એમણે (શ્રી ગોખલેએ) પ્રસન્ન રાખ્યા હતા એમ શ્રી ગોખલેને લાગ્યું હતું.

શ્રી રાનડે માટે હું ધારૂં તો ઘણું વધારે બોલી શકું. પણ તમને એક વાત કહેવાનું મને મન થયું છે. એક વાર શ્રી ગોખલેની દોરવણી નીચે રહીને જાહેરમાં શ્રી રાનડે વિષે બોલવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું હતું. શ્રી રાનડેના મૃત્યુ પછી તરતજ તેમની યાદગીરી રાખવા લોકો એક ફંડ ભેગું કરવા લાગ્યા હતા; તે ફાળાનો ઉપયોગ ઔદ્યોગિક સંશોધનના કામમાં થાય એવો લોકોનો ઈરાદો હતો. ફાળો ભેગો કરવા માટે જુદે જુદે સ્થળે ફરવાનું મને કહેવામાં આવ્યું હતું. પહેલાં

મને મ્હેસૂર મોકલવામા આવ્યો હતો. ત્યાં તે વખતના દીવાન શ્રી
વી. પી માધવરાવ સાથે વાટાઘાટ કરવા એક પખવાડીઉં મારે રોકાવુ
પડ્યુ હતુ. એક દિવસે શ્રી માધવરાવે મને કહ્યુ "તમે રાનડે વિષે કંઈ
જાહેરમા એકાદિ વાર કેમ બોલતા નથી?" એ વરસે જ હું હિન્દમેડિક
સમાજમાં જોડાયો હતો; તેથી સ્વાભાવિક રીતે હું જરા સંકોચ સેવતો
હતો પણ જ્યારે મને જણાયું કે જ્યા સુધી હું રાનડેના મહાન ગુણો
વિષે જાહેરમા કંઇ બોલીશ નહિ ત્યાં સુધી એમની યાદગીરી મારેના
ફાળાની વાત જરાપણ અતિમાન થશે નહિ ત્યારે મેં હીમત પકડી અને
જાહેરસભા આગળ મેં એક ભાષણ આપ્યું. શ્રી નજનદીઆ તે સભાના
પ્રમુખ હતા. તેજ વખતે માગ ભાષણનો અહેવાલ છાપામાં પ્રકટ થયો.
શ્રી ગોખલેએ તે ભાષણ વાંચ્યું અને જ્યારે હું પુના પાછો ફર્યો ત્યારે
એમણે જે શબ્દો મને કહ્યા હતા તે એમના ગુરુ રાનડેની રીત કરતાં
તદ્દન જુદા જ હતા તેમણે કહ્યુ કે ખરેખર તમે ઘણું સારૂં કામ બજાવ્યુ
હતું. જે ફકરો તેમને ગમ્યો હતો તે ફકરો તેમણે ટાંકી બતાવ્યો.
તેમણે કહ્યુ કે એક કવિના શબ્દો મૂકીને એમણે રાનડેના આત્માને
આકાશના તારા જેવો ગણ્યો હતો. તારાની પેઠે તે બધાથી અલગ
રહેતા હતા પછી મેં પણ ગોલ્ડસ્મિથ કવિની જાણીતી લીટીઓ બોલી
બતાવી. કારણકે હું રાનડેને હમેશ એક એવા પુરુષ માનતો હતો કે
જે સામાન્ય જનતા સાથે સામાન્ય રીતે દુનિયાના વ્યાવહારિક કામ-
કાજમાં હળતા મળતા; છતા તેની સાથે તેમના આત્માને ઉંચોજ રહેવા
દેતા અને આ દુનિયાની ખટપટમાથી તે અંતરમાં મુક્ત રહેતા જે
પોતાના રોજીંદા ક્ષેત્રમાં ગમે તે ક્ષણે રહેતા છતા ઝઘડા મચાવતા
વિકારોથી પર રહી, એવે સ્થળે રહેતા કે જ્યા તેમનું મન ગભીર અને
રોજ બરોજના કંકાસના વિકાર રહિત રહી શકતું એમના માટે મારો
ખ્યાલ આવો હતો. અને હું રાનડે માટે કેવો ખ્યાલ ધરાવુ છું તે
બતાવવા સારૂ મે કવિતાની જાણીતી કડી બોલી બતાવી હતી

"As some tall cliff that lifts its awful form
Swells from the vale and midway leaves the storm
Though round its breast the rolling clouds are spread
Eternal sunshine settles on its head."

પોતાના જીવનની છેલ્લી ઘડી સુધી શ્રી ગોખલે ઇલાજ કરતા કે જ્યારે ઇ. સ. ૧૯૦૧માં આ મહાન આત્મા (રાનડે) ઉડી ગયો ત્યારથી આ દુનિયા પહેલાં જેવા હતી તેવી એમના માટે રહી નહોતી. બધી વસ્તુનાં મૂલ્યાંક બદલાઈ ગયાં હતાં. તે ચિત્ર દોરતી ભાષામાં કહેતા કે–એમને એવુ લાગતું હતું કે જે મોટો દીવો તેમને આપણી જીન્દગીમાં દોરવણી આપતો હતો તે દીપ નિર્દય બનીને જાણે ગુલ થઇ ગયો ન હોય ![1]

## જી. વી. જોષી

રાનડે પછી મારે જી. વી. જોષી નામના મહાપુરુષનું નામ તમારી પાસે રજુ કરવુ જોઇએ, તેમનું નામ જેટલું જાણીતું છે તેના કરતાં વધારે જાણીતું થવાની લાયકાત ધરાવે છે. તે ગૂઢામારતર હતા:

---

૧ ઈ. સ. ૧૯૦૧ ના એપ્રિલ માસની ૧૯મી તારિખે શ્રી જી. વી. જોષીને લખેલા પત્રમાં શ્રી ગોખલે લખે છે. "હવે રાવસાહેબે (રાનડે) વિદાય લીધી છે એટલે તમે એકલાજ એવા માણસ રહ્યા છો કે જેમના તરફ હું પ્રકાશ માટે અને જાહેર જીવનના પ્રશ્નોના અભ્યાસની દોરવણી માટે નજર નાંખી શકું......રાવ સાહેબના મૃત્યુ પછી મને એવી લાગણી થયા કરે છે કે જાણે મારા જીવનમાં એચિંતુ અંધારું છવઈ ગયું હોય; અને દુનિયાની ગણતરી પ્રમાણે જો કે નવા માન હોદ્દા મારા તરફ આવી રહ્યા છે, તો પણ તેનાથી મને શાંતિ કે ખરું સુખ ઉપજે તેમ નથી. જ્યારે મિત્રો તેમના તરફના અભિનંદન મારા ઉપર ખડકવા જાય છે ત્યારે મને એવું લાગે છે કે જાણે કોઈ કહાવા આપ્ત જનની સ્મશાન યાત્રામાંથી પાછા ફર્યા પછી મને કોઇ મોઢદાર મીજબાનીના પાટલા ઉપર એ વેળા બેસાડવા કેમ ન હોય!"

ક્રમસર પૂના, સતારા, અને નાશક હાઈસ્કુલના તે મુખ્ય શિક્ષક-હેડ-માસ્તર હતા. તે મહાન નર હતા. તે બહુ તકલીફ ઉઠાવનાર અને ચોકસાઇને વરેલા પુરુષ હતાઃ અને મારે કહેવું જોઈએ કે ભારે સરકારી ચોપડાનો અને પ્રકાશનોનો તે નિદાને ઠારે મૂકી અભ્યાસ કરનારા હતા. જે આંકડાઓ સામાન્ય માણસોના હૃદયમાં ભડક ઊભી કરે તે આંકડાઓનો ગૂઢ અર્થ એમની પાસે તરતજ ખુલ્લો બની જતો હતો. સરકારી દફતર ખાતાના ચોપડામાં, નોંધપોથીઓમાં અને મુદતબંધી પ્રસિદ્ધ થતા આંકડાના પત્રકોમાં તે મશગુલ અને મસ્ત બની રહેતા. નાણાશાસ્ત્ર અને ખેતી વિજ્ઞાનના ક્ષેત્રમાં તો તે નિષ્ણાત બન્યા હતા. "ટાઇમ્સ ઓફ ઈન્ડીઆ"માં તેમના લેખો પ્રકટ થતા. તે લેખો મોટા વિસ્તારમાં બહુજ ધ્યાન પૂર્વક ઘણા લોકો વાંચતા હતા. સરકારના મુખ્ય સભાસદોનો પણ એ વાચકોમાં સમાવેશ થતો હતો. તે લેખો કોણ લખે છે તે બધા માણસો જાણતા હતા. તે લેખની નીચે લખનારની સહી તરીકે "જે." અક્ષર મૂકતા. નાણાશાસ્ત્ર તો એમનું પોતાનુંજ બની ગયું હતું. શ્રી ગોખલેને નાણાશાસ્ત્રનાં મૂળ-તત્ત્વો શીખવ્યાનું માન શ્રી રાનડેના જેટલુંજ એમને હિસ્સે જવું જોઇએ એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. વેલ્બી કમિશન પાસે સાક્ષી આપવા જ્યારે શ્રી ગોખલે લંડન ગયા ત્યારે એ મહાન કામ માટે શ્રી ગોખલેને સંપૂર્ણ તાલીમ આપી તૈયાર કરનારા આ બે જણ હતા. તે કામ શ્રી ગોખલેએ કેટલું સરસ રીતે બજાવ્યું હતું તે મારે આજે કહેવાની જરૂર નથી. પણ ઈંગ્લંડમાં તેમણે આપેલી જુબાનીને પરિણામે તેમણે મોટી ખ્યાતિ મેળવી હતી, અને જ્યારે અતિ નિષ્ણાત ન્યાય આપનારા તરફથી તેમના ઉપર પ્રશંસા વરસવા લાગી, ત્યારે એ પ્રશંસા તેમણે વિનય ભરી ભાષામાં શ્રી જોષી તરફ મોકલી આપી અને કહ્યું કે આ બધી પ્રશંસાના સાચા અધિકારી પહેલા રાવ સાહેબ અને પછી તમે છો. એ પ્રશંસા ઉપર મારો બીલકુલ હક હોઈ શકે નહિ. તેથી જ્યાં તે પ્રશંસા જવી જોઇએ ત્યાં

હુ તેને રવાના કરી દઉં છુ. તે પછી જ્યારે શ્રી ગોખલે મુબઈની ધારાસભાના સભ્ય બન્યા, અને પાછળથી વડી ધારાસભાના સભ્ય બન્યા ત્યારે તે હમેશાં શ્રી જોષીને દરવણી માટે માર્ગદર્શન માટે વિનતિ કરતા હતા "આ વરસે મારે શુ બોલવુ?" કયો વિષય મારે તૈયાર કરી મૂકવો?' "કયા પુસ્તકો વાંચવાં તે તમે મને કહેશો?" 'તમે મને માર્ગે ચડાવશો?" શ્રી જોષીને વખતો વખત જે કાગળો શ્રી ગોખલે લખતા તેનો સાર આ પત્રોમા પ્રતિબિંબિત થાય છે શ્રી જોષી એમનાથી ઘણા વરસે મોટા હતા, તો પણ તે વિનમ્ર ભક્ત બર્યા વિનયની રીતે કેવી હતી તે જોઈ લો શ્રી ગોખલે શ્રી જોષીને ગમે તેટલી વિનતિના કાગળો લખતા, ગમે તેટલી અરજ ગુજારતા તો પણ શ્રી જોષીએ તેમના પત્રવ્યવહારમાં શિષ્ટાચારનુ પહેલુ સ્વરૂપ પણ જતુ કર્યું નહોતુ તે એમના પત્રમાં સામાન્ય રીતે આમ લખતા 'Dear Mr. Gokhale જ્યારે તે ધારાસભાના સભ્ય બન્યા ત્યારે તેમાં ફેરફાર થયો Dear Hon Mr Gokhale એમ લખાવા માંડ્યુ શ્રી ગોખલે તો માનતા હતા કે તેમને બચ્ચા" અથવા "મારા છોકરા' (My Boy) એમ સંબોધવાનો અધિકાર શ્રી જોષીને હતો પણ જીવનની છેલ્લી ઘડી સુધી શ્રી જોષી તો એમના માટે 'શ્રી ગોખલે એવુ જ સબોધન વાપરતા હતા" કમનસીબે જ્યારે શ્રી જોષી સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે તે શ્રી ટિળકના પક્ષમાં જોડાયા, કારણકે ગોખલેની રાજનીતિ કરતા શ્રી ટિળકના પક્ષની રાજનીતિ તરફ તે વધારે ઢળ્યા હતા એ બનાવ વાસ્તે શ્રી ગોખલેને હમેશ દીલગીરી થતી કે એ સજોગથી કેટલેક અંશે ગુરુ અને શિષ્ય વચ્ચેનો સબધ પરિમિત બની ગયો હતો, જો એમ થયુ નહોત તો એ સબધ શ્રી ગોખલેના જીવનની છેલ્લી ઘડી સુધી ચાલુ રહ્યો હોત હું જ્યારે પૂના જઈને રહ્યો ત્યારે શ્રી જોષી હૈયાત હતા અને જો શ્રી ગોખલે અને એમની વચ્ચે મીઠાશ રહી હોત તો આ મહા પુરુષને હું જરૂર મળ્યો હોત પણ સજોગ પ્રમાણે એમને મેં ભાગ્યેજ

એક કે બે વાર જોયા હશે અને મને પણ મોટો પસ્તાવો થાય છે કે એમની સાથે જરા વધારે ગાઢ ઓળખાણનો લાભ હું લઈ શક્યો નહિ.

## પ્રોફેસર સેલ્બી

હવે થોડાંક બીજાં નામો રજુ કરવા સારૂ હું આગળ વધીશ. સેલ્બી નામના એક અંગ્રેજ પ્રાધ્યાપક હતા. તે પૂનાની ડક્કન કોલેજના પ્રિન્સિપાલ હતા. તે ફિલસુફીના વિષયના પ્રાધ્યાપક હતા કેળવણી ખાતાના ઇતિહાસના આરંભના દિવસોથી એ ખાતાને દીપાવનારા કેટલાક મોટા માણસો થઇ ગયા તેમાંના એ એક હતા શ્રી ગોખલે હમેશ કહેતા કે જો કે શ્રી સેલ્બીને ચરણે બેસવાનો કદિ તેમને પ્રસંગ નહોતો આવ્યો તો પણ તેમના તરફ એક પ્રકારની માનવૃત્તિ તેમનામાં હમેશ સ્ફુરતી હતી અને એ મહા પુરૂષના દોરવણી તળે રહેવા અને તેમની સૂચનાઓ મેળવવા તે બહુ તત્પર રહેતા શ્રી ગોખલેના પત્ર-વ્યવહારના સંગ્રહમાં પ્રો સેલ્બીના હસ્તાક્ષરના ઘણા કાગળો મેં જોયા છે દુર્ભાગ્ય એ છે કે પ્રો સેલ્બી બહુ અણઘડ અક્ષરો લખતા હતા. તેમના કાગળો સાંગોપાંગ વાચવાનુ કામ અતિશય મુશ્કેલ થઇ પડતુ હતુ, પણ જ્યારે તમે તે બરાબર ઉકેલી લો ત્યારે તમને જણાતુ કે આ કાગળોમા પરિપક્વ ડહાપણ ભર્યું હતુ. એ માણસ ખરેખર, બહુજ વિદ્વાન હતા. એવો એક પણ કાગળ ભાગ્યેજ મળશે કે જેમાં કોઇ ઉંડી સૂચના ન હોય, કોઇ ડહાપણ ભરેલી સલાહ ન હોય, કોઇ અતિશય સમજ ભરેલ વિધાન ન હોય, અથવા કોઈ ચાલુ પ્રશ્નોની છણાવટ ન હોય જે કેટલાક વિષયો પરત્વે શ્રી ગોખલેને પ્રો સેલ્બીએ શીખામણ આપી હતી તેમાંનો એક વિષય હિન્દસેવક સમાજના બ્રાર-ભિક બંધારણનો ખરડો હતો તેમણે જે વિવેચન એ ખરડા ઉપર કર્યું હતુ તેનાથી દોરાઇને શ્રી ગોખલેએ મૂળ ખરડામાં થેડો સુધારો કર્યો હતો. પણ મને લાગે છે કે તે ખરડાનું તત્ત્વ તો અખંડિત

એક વખત મને યાદ છે કે મુંબઈમાં એક પંજાબી નેતાએ એમના ઉપર એવો આક્ષેપ મૂક્યો કે તે લોકોના ઉપર જાદુગીરી કરે છે અને તેમને આડે રસ્તે દોરે છે. તે વખતે મહેતા પોતાની બેઠકપરથી ઊભા થયા, આસપાસ નજર ફેરવી અને બોલ્યા "બેનો અને ભાઈઓ, મારા વ્યક્તિત્વને હું કેમ દબાવી શકું?"-અને બેસી ગયા. એ રીતે એમનો વિજય થયો. ગોખલે અને તેઓ જો કે બહુ અગત્યના મુદ્દા ઉપર મતભેદ સેવતા હતા તો પણ તે એવા પુરૂષ હતા કે જેમને શ્રી ગોખલે જરાપણ સંકોચ રાખ્યા વગર પોતાના નાયક માનતા હતા.

## ગાંધી

હું ધારું છું કે મારે તમારા મનને સર ફીરોજશાહ મહેતા ઉપરથી બીજી વ્યક્તિઓ તરફ વાળવું જોઈએ; અને મારી સાથે એક બે બીજી વ્યક્તિઓના વિચાર કરવામાં મારે તમને મારા સોબતી બનાવવા જોઈએ. હું ધારું છું કે હું શ્રી ગાંધી વિષે કહીશ. શ્રી ગોખલેની રાજનીતિના આદર્શ ઉપર અસર કરનાર વ્યક્તિ તરીકે હું તેમની વાત કરવાનો નથી; પણ જેમને શ્રી ગોખલે એવા માણસ માનતા હતા કે જેમણે પોતા ઉપર જુદાજ પ્રકારની આધ્યાત્મિક ભાવના જમાવી હતી. શ્રી ગાંધી, શ્રી ગોખલે કરતાં ચાર વરસે નાના હતા; અને શ્રી ગાંધી હમેશ માનતા કે શ્રી ગોખલે એમના માસ્તર–ગુરુ હતા. તેમ છતાં શ્રી ગોખલેએ એકવાર કહ્યું હતું કે મારા જીવનમાં મને ત્રણ માણસો એવા મળ્યા હતા કે જેમણે મારા ઉપર એક પ્રકારની અદ્ભુત અસર કરી હતી; અને જેમણે મારા પર આધ્યાત્મિક છાયા પ્રવર્તાવી હતી. એમની સમક્ષ હું કોઈ પણ હલકો વિચાર મારા મનમાં સેવી શકતો નહિ. કોઈ હલકા પ્રકારની યોજના મારા તર્કમાં લાવી શકતો નહિ. એ ત્રણ માણસો એટલે એક દાદાભાઈ નવરોજી, બીજા ગુરૂજી રાનડે, અને ત્રીજા ગાંધી. બેનો અને ભાઈઓ, જો કે જાણે કોઈ આંતરિક લોહચુમ્બકત્વના બળથી શ્રી ગોખલે અને શ્રી

ગાંધી એકમેક પ્રત્યે આકર્ષાયા હતા, છતાં તેમનાં બાહ્ય જીવન, તેમના સિદ્ધાંતો, તેમની રાજનીતિ, અને જાહેર જનતાને સ્પર્શતા પ્રશ્નોનો ઉકેલ લાવવાની તેમની રીત તદ્દન ભિન્ન ભિન્ન હતાં, અને એકમેકથી વિરુદ્ધ હતા. જ્યારે હિન્દુસ્તાનના જાહેર જીવનમાં શ્રી ગોખલેનુ સ્થાન લેવા શ્રી ગાંધી દક્ષિણ આફ્રિકામાંથી ઈ સ ૧૯૧૪મા હિન્દુસ્તાન પાછા ફર્યા ત્યારે એમ ધારવામા આવતુ હતું કે શ્રી ગોખલે એમને સર્વન્ટ ઓફ ઈન્ડીઆ સોસાઇટીના પ્રમુખ તરીકે નમુદ કરશે પણ એ બને વચ્ચેનો મતભેદ દેખીતી રીતે કળી શકાય તેવો હતો. જો કે તેઓ એકમેકને બહુ વખાણતા હતા, તેઓ એકમેકને બહુ પ્રેમથી ચાહતા હતા તો પણ તેઓને એમ લાગતું કે હિન્દુસ્તાનના સાર્વજનિક હિતના પ્રશ્નો બાબત તેઓ બન્ને વચ્ચે ઘણું અન્તર હતુ શ્રી ગોખલે આતુર હતા કે શ્રી ગાંધી સર્વન્ટ ઓફ ઈન્ડીઆ સોસાઇટીમાં જોડાય, તો પણ તેની સાથે સાથે એમને એવુ પણ ભાન થતુ કે શ્રી ગાંધી તે વખતે જેવા હતા તેવી સ્થિતિમાં સોસાઇટી સાથે તેમને બરાબર મેળ ખાશે નહિ. તેમણે કહ્યું હતુ કે "મને લાગે છે કે તમારો વિચાર-સન્દર્ભ એવો વિચિત્ર છે, અને હિન્દુસ્તાનની પરિસ્થિતિ માટે એટનો અજુકતો છે કે મારે તમારા ઉપર એક આખા વર્ગ માટે એક ફરજ લાદવી જોઇએ તમારે દેશભરમાં પ્રવાસ કરવો. તમારી જાતે બધી બાબતો નીહાળવી, અગ્રગણ્ય પુરૂષો અને સ્ત્રીઓના સંપર્કમાં તમારે આવવું, અને જો એક રાષ્ટ્ર બનાવવા માટે દેશમાં જે કોઇ જાતનાં સાધનો છે તે જોઇને, તમને એમ લાગે કે મારી સોસાઇટી તમને ઠીક લાગે તેવા માર્ગ ઉપર છે તો પછી તમે આવો અને સસ્થામાં જોડાઓ ભાગ (અનુયાયીઓ) માણસો બહુ ખુશીથી તમારો સત્કાર કરશે. અને તમને પોતાના મ્હોવડીને સ્થાને બેસાડશે" તે પછી જે કાંઇ બન્યું તે હું અહિ કહીશ નહિ, તમે બધા જાણો છો કે છેવટે તે સોસાઇટીમાં જોડાયા નહિ પણ હુ તમને બતાવવા ઇચ્છુ છુ કે તે વખતે પણ આપણે કેટલે મોટે અંગે એમના મતથી વેગળા હતા

તે જણાઈ રહેતું હતું. અને જ્યાં સુધી શ્રી ગાંધી તદ્દન મૂળમાંથી પોતાના વિચાર સન્દર્ભમાં ફેરફાર ન કરે ત્યાં સુધી તે આપણામાંના એક બની શકે એ કેવું અશક્ય હતું તે પણ તે વખતે જણાઈ રહેતું હતું.

## વી. કૃષ્ણસ્વામિ આય્યર

શ્રી ગોખલેના ઘણા મિત્રો હતા. એમને મળેલી મૈત્રીની અક્ષિસ જરા ધ્યાન ખેંચે તેવી હતી. તદ્દન વિરૂદ્ધ સ્વભાવના માણસો, નોખનોખી આવડતવાળા લોકો અને જીવનમાં જેમની ભિન્નભિન્ન દૃષ્ટિ હોય તેવા માણસો એમના તરફ આકર્ષાયા હતા. હું એવા ઘણા પુરુષો અને સ્ત્રીઓનાં નામો આપી શકું કે જેમને એમની મૈત્રીના ખાનગી સંબંધનો લાભ મળ્યો હતો; તેમાંની કેટલીક એવી વ્યક્તિ હતી કે પાછળથી વિખ્યાત બની હતી અને વગદાર બની હતી. પણ આજે તો મેં મારા વાર્તાલાપની એવી હદ બાંધી છે કે તેમાં તે લોકોજ આવી શકે કે જેમણે તેમની મહત્તાને કારણે અને ઉમંગપૂર્વકની સાચી લાગણીને કારણે શ્રી ગોખલે ઉપર કંઇક પ્રાણવાન અસર કરી હોય, જે અસર શ્રી ગોખલે પોતાની જીગરની સચ્ચાઇને લીધે સ્વીકારવામાં મગરૂબી માનતા હતા. જે બીજાઓનાં નામ આજે હું નથી લેતો તે એવા જન હતા કે જેમણે તેમના સ્વભાવના ઘડતરમાં કંઇ ને કંઇ ગોખલે તરફથી મેળવ્યું હતું. તેઓ એમના શિષ્ય હતા. નહિ'કે શ્રી ગોખલે એમની પાસેથી કઇ શીખ્યા હોય. એમનાં નામો હું ગણતરીમાં નહિ લઉં તેનું મુખ્ય કારણ એજ છે.

એક માણસનું નામ તો હું જરૂર લઇશ; આ દેશમાં ગોખલેના નામ સાથે ખાસ કરીને જેમનું નામ જોડાયું છે તે શ્રી વી. કૃષ્ણસ્વામિ આય્યર. તે બે જણ વચ્ચે ગાઢ પ્રેમની ગાંઠ બંધાઈ હતી. મારે કહેવું જોઈએ કે શ્રી કૃષ્ણસ્વામિ આય્યર જો કે મજબુત માણસ હતા, અને બીજાને નમતું આપવાને એ ટેવાયેલા નહોતા, તો પણ ગાઢ્ઢીય

બાબતમાં શ્રી ગોખલેની નેતાગીરીની છાયાવાળી અસર તેમના ઉપર થઇ હતી. શ્રી ગોખલેના વિચારોને અનુસરવામાં એ રાજી હતા, એમના નિર્ણયો સ્વીકારવામાં પણ તે રાજી હતા. મને પોતાને અનેકવાર શ્રી ગોખલેએ કહી સંભળાવ્યું હતું કે "હિન્દુસ્તાનમાંના બધા માણસોમાં એવો એક માણસ જો કોઈ હોય કે જેમનામાં તેમને કલ્પનાશક્તિની બક્ષિસ દેખાઇ હોય, અને છ હજાર માઇલને અન્તરે આવેલા લંડનમાં શું થઇ રહ્યું છે તેનું સાચું અનુમાન કાઢી શકે તેવા જો કોઇ હોય તો તે શ્રી કૃષ્ણસ્વામિ આય્યર છે. તે કહેતા કે જ્યારે હું ઈંગ્લાંડમાં મોર્લે સાથે રાજબંધારણ વિષે ચર્ચા ચલાવી રહ્યો હતો, અને જ્યારે મોર્લેએ નિરુત્સાહ ઉપજાવે એવાં નિવેદનો જાહેરમાં કર્યાં હતાં, અને જ્યારે વર્તમાનપત્રોનાં પાનાં ક્રોધયુક્ત ગરમ ટીકાઓથી ભરેલાં રહેતાં ત્યારે પરિસ્થિતિની આંતરિક ઝીણવટ સમજી લઇને જો કોઈ માણસે મને દિલાસો આપનારાં વચનો લખ્યાં હોય તો તે શ્રી કૃષ્ણસ્વામિ હતા." શ્રી ગોખલેના પત્રોના સંગ્રહમાં એવા કાગળો છે કે જે પરથી જાણી શકાય કે શ્રી કૃષ્ણસ્વામિ આય્યરે કોઇવાર આ મહાન પુરૂષને (ગોખલેને) લંડનમાં ઘણુંજ પ્રોત્સાહન અને ઘણીજ ધીરજ આપેલ કે જેની તે વખતે ઘણીજ જરૂર હતી.

હું આજનો વાર્તાલાપ પૂરો કરૂં તે પહેલાં એક શબ્દ હું કહી સંભળાવીશ. જેના વડપણ નીચે આજે હું ભાષણ કરી રહ્યો છું તે સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઈટીના સંબંધમાં એ શબ્દો હું કહીશ. શ્રી ગોખલેના ઘણા મિત્રો પૈકી કેટલાક એવા હતા કે જે રાજદ્વારી ક્ષેત્રના સંબંધને કારણે અને આધ્યાત્મિક પવિત્રતાને કારણે તેમને નજીકના આપ્તજન જેવા લાગતા હતા. કોઇ કોઇ વાર તે અમને કહેતા કે જો હું સંસાર છોડી જાઉં ત્યારે તમારામાંના કોઈ પણ મારૂં સ્થાન સંભાળવા જેટલી ઊંચી સ્થિતિએ પહોંચ્યા ન હોય, તો હું તમને કહું છું કે તમારે મારે સ્થાને કોણ બેસી શકે તેને માટે ત્રણ નામનો

વિચાર કરવો. આ ત્રણે નામો માટે તેમણે ભૂલ ખાધી હતી. પણ આજે તે વાત યાદ કરવામાં જરા આનંદ આવે છે કે એ ત્રણ નામ આ હતાં. પંડિત મદન મોહન માલવિયા, શ્રી સુધોલકર, અને આપણા પોતાના (પ્રોફેસર) અધ્યાપક રંગાચારી. શ્રી ગોખલેને માણસોનું સુંવાળાપણું–સૌજન્ય ગમતું હતું. પ્રેમાળ પ્રકૃતિ, બીજાના ગુણની કદર અને ઉદારતાથી કદર કરવાનો સ્વભાવ એ બે લક્ષણોને લીધે એ ત્રણ પુરુષોમાં એ સુંવાળાપણાનું–સૌજન્યનું–લક્ષણ બીજા બધા કરતાં ઉચ્ચ પ્રમાણમાં તે જોઇ શક્યા હતા. તેમણે એ લોકોને કદિ કહ્યું ન હોતું કે તેમણે તેમના માટે શો વિચાર બંધ્યો હતો; પણ એકવાર એટલે કે તે ગુજરી ગયા તેને આગલે વરસે પ્રોફેસર રંગાચારીને શ્રી ગોખલે કેટલી ઉંચી માનની દૃષ્ટિથી જોતા હતા તે એમને મોઢે કહેવાની આનંદ ભરી તક મને મળી હતી. બેનો અને ભાઈઓ, હું માનું છું કે રંગાચારી મગરૂર માણસ હતા તો પણ જ્યારે તેમણે મારી એ વાત સાંભળી ત્યારે જેટલા મગરૂર બન્યા હતા તેવા કદિ બન્યા નહિ હોય.

## વિષય અઢારમો

### ગોખલેનાં ભાષણોની વાણીની છટા[1]

શ્રી ગોખલેના જીવન વિષે અને એમણે કરેલાં કામ વિષે તમે અનેકવાર મારે મોઢેથી ભાષણો સાંભળ્યાં છે. બોધ લેવા જેવા એમના સિદ્ધાંતો વિષે પણ હું તમારી પાસે આગલા પ્રસંગે બોલી ચૂકયો છું. જીવનમાં પોતાના કામ વાસ્તે તે પોતાની જાતને કેટલી બધી કાળજીથી તૈયાર કરતા હતા તેનું વર્ણન મેં તમારી પાસે એકવાર કર્યું હતું તે તમને યાદ હશે; જ્યારે તેમને જાહેર સભામાં બોલવા ઊભા રહેવાનું આવતું ત્યારે દરેક પ્રસંગે તે તે દિવસના વિષય પરત્વે પૂરેપૂરી માહિતી મેળવી લેવા માટે વધારેમાં વધારે કેવી રીતે કાળજી રાખતા, અને જ્યાં સુધી તે વિષયને ઉત્તમમાં ઉત્તમ રૂપ આપી ન શકે ત્યાં સુધી એમને કેવો અજંપો રહેતો, તે પણ મેં તમારી પાસે કહ્યું હતું તે તમને યાદ હોવું જોઈએ. અંગ્રેજી ભાષા માટે તેમને બહુ સૂક્ષ્મરુચિ હતી; તે ભાષાના વ્યાકરણની અને રૂઢ વાકયોની ઝીણવટ માટેજ નહિ, પણ તે ભાષાની અંતર્ગત ગૂઢ અને સૂક્ષ્મ ચમત્કૃતિ માટે પણ એમને બહુ શોખ હતો. આટલી બધી નવાઈ ઉપજાવે એવી ચીવટથી તેમનાં ભાષણો તૈયાર કરવાની ફુરસદ શ્રી ગોખલેને કેવી રીતે મળતી તે માટે લોકોને

---

[1] ઈ. સ ૧૯૪૦ ના ફેબ્રુઆરી માસની ૧૯ મી તારીખે અનામલાઇ યુનિવર્સિટી યુનીઅન સમક્ષ અપાયેલું ભાષણ

આશ્ચર્ય થતું હતું. જ્યારે તે વ્યાખ્યાન આપતા–જો કે તે જવલ્લેજ પોતાની પાસે ટાંકેલા મુદ્દા રાખતા–ત્યારે કોઇ યોગ્ય શબ્દોને સંભારવા માટે તે ભાગ્યે જ અચકાતા કે થંભી રહેતા; તેમના આખા ભાષણ દરમ્યાન શબ્દો તો આપોઆપ તરતજ હોઠે ચડી આવતા હતા. જો કે વિષયની વસ્તુ પર અઢળક પ્રકાશ નાંખી દે એવું એમના ભાષણમાં કંઇ ન હોતું, હાસ્યનો ચમકારો ન હોતો, વાક્પટુતાની તેજસ્વિતા નહોતી, તો પણ પોતાના શ્રોતાગણની જિજ્ઞાસાને ઉચ્ચ કક્ષા પર ટકાવી રાખવામાં તે સમર્થ હતા; કારણકે તેમનો વિષય ઉણો–અધુરો નહોતો, પણ ભરચક હકીકતવાળો રહેતો, તેમની રીતભાત અને હાવભાવ ગંભીર હતાં, અને તેમની શૈલિ ઉન્નત પ્રકારની હતી.

આજે મારો ઇરાદો એવો છે કે ભાષણ તૈયાર કરવામાં તેઓ જે સામાન્ય કાળજી રાખતા તેના એક પાસાને જ મારે વળગી રહેવું. આપણે ઘણીવાર જોઇ શક્યા છીએ કે એ ભાષણોની વાક્ય રચનામાં જૂના વ્યાખ્યાન શાસ્ત્રીના પુસ્તકોમાં વર્ણવેલી વિશિષ્ટતાઓ ભરેલી જ હોય છે. દરેક ભાષણનો આરંભ કાળજીપૂર્વક યોજાયેલી રચનાવાળો હોય છે; તે પછી તે ભાષણ પગથીએ પગથીએ તબક્કે તબક્કે તેને માર્ગે આગળ વધતું જાય છે અને તે છેવટે ઉંચે ચડી સમાપ્ત થવાની તૈયારીમાં આવે છે ત્યારે તેને ઉચ્ચ શક્તિવાળી અને હૃદયને સ્પર્શ કરતી ભાષામાં રજુ કરવામાં આવે છે. તેથી તેમના ભાષણના સમાપ્તિના વાક્યોને અંગ્રેજીમાં જેને Perorations જેવું ભભકાદાર નામ આપવામાં આવે છે તે તો વાક્છટાના નામથી ઓળખાવી શકાય. ભાષણકર્તા તરીકેની એમની મુખ્ય વિશિષ્ટતા તો વિશદ પ્રવાહિતા હતી. તે બોલવામાં જરા વધારે ઉતાવળા હતા; અને જો કે તેમની વાણીમાં સ્પષ્ટતા તો હતી જ તો પણ તમે કોઇ કોઇવાર જોઇ શકો કે ભાષણનો ઝટ છેડો આણવા તે ઇન્તેજાર રહેતા હતા; અને જ્યારે સમાપ્તિનો સમય આવતો ત્યારે તે એટલો તો સ્વાભાવિક રીતે ખડો થઇ જતો કે એ

ભાષણનો આરંભ ક્યાંથી થયો હતો તે તમે એકાદ ક્ષણ જાણી પણ ન શકો. સામાન્ય રીતે તેમનામાં એક ઠરેલું વાક્ય બોલવાની ટેવ સાળી ખામી હતી. "One word more and I am done." "એક શબ્દ પછી મારું વક્તવ્ય પૂરું થશે" એમના ભાષણમાં જો એ વાક્ય આવે અને તે ઘણીવાર આવતું જ તો તમને ચોક્કસ ખાતરી થવી જોઇએ કે હવે એમના ભાષણનો એકજ પરિચ્છેદ (પેરેગ્રાફ) બાકી રહેલો હોવો જોઇએ, કદાચ એકને બદલે બે પરિચ્છેદ (પેરેગ્રાફ) બાકી રહેના હોવા જોઇએ. જ્યારે તે ભાષણ કરવા ઉભા રહેતા ત્યારે એમના ચહેરા ઉપર એક પ્રકારની દીપ્તિ છવાઇ રહેતી હતી; સામાન્ય શ્રોતાઓ એમના ચહેરા ઉપરની એ દીપ્તિ કળી શકતા નહિ. કારણકે જ્યારે જાહેર સભામાં એ પહેલાં જઈને પોતાની બેઠકે બેસતા ત્યારે ઘણેભાગે તે શાન્ત અને ગંભીર જણાતા. અને જ્યારે તે બોલવા ઉભા થતા ત્યારે એમના ચહેરા ઉપર એક જાતનું ચેતન છવાઇ રહેતું જે ચેતન આપોઆપ શ્રોતાઓનાં હૃદયસુધી પહોચી જતું. (એટલે કે શ્રોતાઓ પણ ચેતનમાં આવી જતા.) એમ લગભગ દેખાતુ હતું કે એમની મુખ્ય શક્તિ વિષય માટેની ગંભીરતામાં વસેલી હતી. ભાષણનો શબ્દે શબ્દ હાર્દિકતાથી તરબોળ થયેલો રહેતો, તમને ઘડિક એમ લાગતું કે એમનો આત્મા એમના હોઠના બારણા વાટે જાણે બહાર કૂદી આવતો કેમ ન હોય! તેમનામા હાવભાવ બતાવનારા અભિનય નહોતા, તેમજ અલંકારયુક્ત ભાષણો રજુ કરવાની યુક્તિઓ પણ તેમનામાં નહોતી. વક્તૃત્વકળાની ખોટી મદદ લઇને પોતાના ભાષણને તે કદિ ઓજસવાળુ બનાવતા નહિ, જો કે તેમના શબ્દોમાં ધ્યાન ખેંચે એવી ચેતના નહોતી તો પણ તેમના વક્તવ્યમા ઊર્મિલતા તો ઊભરાતી હતી. અને તેમના ભાષણોના શબ્દોમા તેમજ ભાવનામાં એવી ગર્ભિત અસર રહેતી હતી કે તેનાથી એમની લાગણીનુ ઊંડાણ આપોઆપ જણાઇ આવતું

તેમના છટાદાર ભાષણોના કેટલાક અંગો તમને વાંચી સંભળાવવાનો મારો ઈરાદો છે; અને સાથે સાથે તે ભાષણ કયા પ્રસંગે અપાયું હતું તે અને બીજા એક બે મુદ્દા તમારી પાસે મૂકવા હું માગું છું કે જેના પરથી અમુક ભાષણના પ્રકાર ઉપર થોડો વધુ પ્રકાશ પાડી શકાય એમનાં ઘણાં ભાષણો સાંભળવાનું સદ્ભાગ્ય મને મળ્યું હતું ઈ સ ૧૯૦૬ પછી એમનું એક પણ અગત્યનું ભાષણ એવું નહોતું કે જે મે સાંભળ્યું નહોય પહેલા જે વાંચવા ધાર છું તે ઈ. સ ૧૯૦૨ ની સાલનું છે એ વરસે એમણે વડી ધારાસભામાં અંદાજપત્રક ઉપરનું પહેલું ભાષણ રજુ કર્યું હતું લોર્ડ કર્ઝન પ્રમુખપદે હતા તે દિવસોમાં આપણું રાજ્યબંધારણ એટલું તો અવિકસિત હતું કે ધારાસભાનો સભ્ય જો કાંઈ કરી શકે તો તે એટલું જ કરી શકતો કે સરકાર તરફથી રજુ થયેલ નાણાશાસ્ત્રીના નિવેદનનો તે અભ્યાસ કરી શકે અને તેના ઉપર સભામાં મોટું લાંબુ લચક ભાષણ આપી શકે. એ ભાષણમાં સામાન્ય રીતે અંદાજપત્રકમાં રજુ થયેલી બાબતોને સ્પર્શ કરવામાં આવતો, તો પણ અંદાજપત્રમાં જે દરખાસ્તો મૂકાઈ હોય તેને જ ભાષણમાં વળગી રહેવાની જરૂર રહેતી નહોતી ધારાસભાની સત્તા મર્યાદિત હતી તેથી, અને બીન સરકારી સભ્યોની નાની લઘુમતી હતી, અને તેમનો અવાજ અસરકારક રીતે પહોંચાડી શકાતો નહોતો તેથી ભાષણ કરનારને વહિવટી ક્ષેત્ર ઉપર અને રાજનીતિના ક્ષેત્ર ઉપર છૂટથી વિહાર કરવા દેવા વાસ્તે એક પ્રકારની નિર્દોષ છૂટ આપવામાં આવતી હતી તેથી અંદાજપત્રને સ્પર્શ કર્યા વગર પણ બધા સભ્યો પોતાની મરજી પ્રમાણે ભાષણ કરતા હતા સામાન્ય રીતે કહીએ તો દરેક બોલનાર ખાસ કરીને વગદાર સભ્યો હિન્દુસ્તાન પ્રત્યે બ્રિટિશની રાજનીતિમાં કેવા સુધારા તેમની સમજ પ્રમાણે થવા જોઈતા હતા તે વિષે ભાષણ કરતા શ્રી ગોખલે પોતાના વક્તવ્યમાં ને બહુ લાંબી મૂકતા અંદાજપત્રક ઉપર નુકતેચીની કરવામાં તે નિપુણ હતા, પહેલાં તો ઘણાં પાના એ વિષય પરત્વે રજુ કર્યા પછી ઉચ્ચ

રાજનીતિની વધારે વિશાળ છણાવટ વાસ્તે થોડો અવકાશ તે અના-મત રાખતા. લોર્ડ કર્ઝનની કાઉન્સિલમા તેમના પહેલા વરસમા તેમણે જે રજુ કર્યું તેને પહેલા વખતનું અને કંઇક ભિરૂતાવાળું ભાષણ ગણવામાં આવ્યુ હતું હું એને ભિરૂતાવાળુ એટલા માટે કહું છુ કે જેમ જેમ એમનો અનુભવ વધતો ગયો તેમ તેમ એમની ભાષા દઢતર થતી ગઇ હતી; પણ તેમના અંદાજપત્ર ઉપરના પહેલાં ભાષણનો અંતીમ ભાગ મને તમારી પાસે વાચવા દો.

"My Lord, your Lordship spoke the other day in terms of striking eloquence of the need there is of Indians now giving up narrow views or limited ideals and feeling for the Empire with Englishman that new, composite patriotism which the situation demands Now, that is an aspiration which is dear to the hearts of many of us also But the fusion of interest between the two races will have to be much greater and the people of India allowed a more definite and more intelligible place in the Empire before that aspiration is realised. Let Englishman exercise a certain amount of imagination and put themselves mentally into our place, and they will be able to better appreciate our feelings in the matter It has been said that a little kindness goes a long way with the people of India That, I think, is perfectly true Who, for instance, ever thought of casting a doubt on the loyalty of the Indian Press in the

time of Lord Ripon? There was strong language used then as now in the Press, but it was not in Indian section of it. What, my Lord, what is needed is that we should be enabled to feel that we have a Government national in spirit though foreign in *personnel*—a Government which subordinates all other considerations to the welfare of the Indian people, which resents the indignities offered to Indians abroad as though they were offered to Englishmen, and which endeavours by all means in its power to further the moral and material interests of the people in India and outside India. The statesman who evokes such a feeling among the Indian people will render a great and glorious service to this country and will secure for himself an abiding place in the hearts of our people. He will do more—he will serve his country in a true spirit of Imperialism—not the narrower Imperialism which regards the world as though it was made for one race only and looks upon subject races as if they were intended to be mere footstools of that race—but that nobler Imperialism which would enable all who are included in the Empire to share equally in its blessings and honours. My Lord, I have said all this before your Lordship not merely because you happen to be Viceroy of India at the pre

sent moment, but also because every one feels that your Lordship is destined for even higher honours and for positions of greater responsibility and influence on your return to your native land. And if this anticipation is realised, your Lordship will be in a position—even more so than to-day—to influence the character of the Government of this country in the direction we so ardently desire. In this hope, I have spoken to-day, and I respectfully trust Your Lordship will forgive me if here and there, I have spoken with a frankness which may appear to be somewhat unusual, but which, in my humble opinion, is one of the highest forms which true loyalty can take."

આ ભાષણની બે બાબત ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. લોર્ડ કર્ઝનના ચારિત્રની ઉચ્ચતર લાક્ષણિકતાને સ્પર્શ કરે એવા ઇરાદાથી થયેલી ખુશામતનો સહેજ આછો રંગ તમે આ ભાષણમાં જોઇ શકો છો, પણ એમની સ્તુતિ કરવાના પ્રયાસમાં લોર્ડ કર્ઝનની સંભવિત ભવિષ્યની ઉચ્ચ કારકીર્દિ વિષે તે વખતે જે માન્યતા પ્રવર્તતી હતી તે માન્યતાના ક્ષેત્રની બહાર શ્રી ગોખલે જઈ ચક્યા નહોતા. શ્રી ગોખલેએ ભાખેલું ભવિષ્ય કેવી રીતે ખરૂં પડ્યું હતું તે તમે યાદ કરી શકો છો; કારણકે જ્યારે લોર્ડ કર્ઝન પોતાને દેશ પાછા ફર્યા ત્યારે તે પરદેશ ખાતાના પ્રધાન બન્યા હતા. અને થોડાં વરસો પછી વડા પ્રધાન થતાં થતાં તે સૂક્ષ્મ સંજોગ જેવી બાબતને કારણેજ પાછા રહી ગયા હતા. આ ભાષણ વિષે મારે જે બીજી બાબત કહેવાની છે

હતો તે તેના કાર્ય પ્રદેશની મર્યાદાની દષ્ટિએ સાંકડો હતો, વળી તે અમુક અંશે પ્રત્યાઘાતી હતો, કારણકે, યુનિવર્સિટીઓ તે વખતે જે હક્ક અને અધિકાર ભોગવતી હતી તે હક્ક ઉપર એ દબાણ લાવનાર હતો, અને યુનિવર્સિટીના સભ્યો અને વહિવટી મંડળના સભ્યો ઉપર નિયંત્રણ લાવનાર હતો, અને તે વખતે યુનિવર્સિટીના હિન્દી સભ્યો જે અધિકાર ભોગવતા હતા તેમાંના કેટલાક અધિકાર ખુંચી લેવાનો ઇરાદો તેમાં હતો આ કાયદાથી યુનિવર્સિટીના મંડળોની રચનામાં મોટું યુરોપીઅન તત્ત્વ દાખલ કરી દેવાની ધારણા રાખવામાં આવી હતી, અને સામાન્ય રીતે કહીએ તો સેનેટ અને સીન્ડીકેટ મુખ્ય સભા અને વ્યવસ્થાપક સભા અત્યાર સુધી સરકારના કારોબારી ખાતાની દેખરેખ અને સત્તા નીચે જેટલે અંશે હતી તેના કરતા વિશેષ કારોબારી ખાતાની દેખરેખ અને સત્તા નીચે તેને લાવવાનો ઇરાદો તે કાયદામાં હતો દેશના કેળવાયલા વર્તુલોમાં બહુ બહોળી રીતે એ કાયદા તરફ અણગમો દર્શાવવામાં આવ્યો હતો, અને તેમાં પણ શ્રી ગોખલેએ જેટલો અણગમો દર્શાવ્યો હતો તેટલો બીજા કોઇએ એ બીલ કાયદાના ખરડા-તરફ અણગમો દર્શાવ્યો નહોતો, જ્યારે એ કાયદાનો ખરડો મંજુર થયો ત્યારે શ્રી ગોખલેના હૃદયમાં બહુજ ખેદ થયો હતો, અને લાગણીથી ઊભરાતી ભાષામાં તેમણે પોતાની મનોદશા દર્શાવી હતી એ ખરડા ઉપર જે લડત ચલી હતી તેનો આ અંતીમ ભાગ હતો કેવળ મતની સખ્યાના જ બળથી, શ્રી ગોખલેએ અને તેમના મિત્રોએ રજુ કરેલા અનેક સુધારામાંથી એક પણ સુધારો સ્વીકાર્યા વગર સરકાર તે ખરડો પસાર કરી ગઇ એ સમયે કરેલા ભાષણની છટામાં શ્રી ગોખલેના ઝીણવટ ભરેલા અભ્યાસની છાપ પ્રતીત થાય છે

"There have been men among them who have regarded the affection and reverence of

their pupils as their most valued possession, who have looked upon the educated classes with a feeling of pride, and who have always stood up for them whenever anyone has ventured to assail them. One such Professor, within my experience was Dr. Wordsworth, grandson of the great poet-a man honoured and beloved as few Englishmen have been on our side. Another such man is Mr. Selby, whose approaching retirement will inflict a most severe loss on the Educational Department of our Presidency. My Lord, I am aware that it is invidious to mention names; but these two men have exercised such abiding influence over successive genarations of students during their time that I feel no hesitation in offering a special tribute of recognition and gratitude to them. Their hold over the mind of their pupils has been due, not only to their intellectual attainments, but also to their deep sympathy with them as a class which they had helped specially to create. I believe that such men have never had occasion to complain that their views on any subject did not recieve at the hands of educated Indians the consideration that was due to them. It is through such that some of England's best work in India is done; it is these who present to the

Indian mind the best side of English character and English culture It is such men that are principally wanted for the work of higher education in India in the present state of things, and the best interests of both the rulers and the ruled may safely be entrusted to their keeping I think, my Lord, there is practically no limit to the influence which a truly great Professor who adds to his intellectual attainments, a sympathy and love for his pupils may exercise over the minds of Indian students, whose natural attitude towards a teacher, *inherited through* a long course of centuries, is one of profound reverence. The recent Resolution of the Government of India on the subject of education strikes the right note when it says – "Where the problems to be solved are so complex and the interests at stake so momentous, India is entitled to ask for the highest intellet and culture that either English or Indian seats *of learning can furnish for* her needs " If the principle enunciated in this sentence be faithfully acted upon, it will go a long way to counteract the evil which is apprehended from the passage of this Bill How far, however, this will be done, remains to be seen Meanwhile the old order will change, yielding place to new. My Lord, one cannot contemplate without

deep emotion the disappearance of this old oder, for with all its faults, it had obtained a strong hold on our attachment and our reverence, and round it had sprung up some of our most cherished aspirations For the present, however, the hands of the clock have been put back and though this by itself cannot stop the progress of the clock while the spring continues wound and the pendulum swings, there can be no doubt that the work done today in this Council Chamber will be regarded with sorrow all over the country for a long time to come '

હવે હુ ઇ સ ૧૯૦૪ ના વરસ ઉપર આવુ છુ જુનાઈ માસમાં હિન્દી મહાસભાના સામાન્ય મંત્રી તરીકે શ્રી ગોખલે મદ્રાસ ગયા હતા મને યાદ છે કે પચ્ચાઈ આપા વ્યાખ્યાન મંદિરમાં એક મોટી ગંજાવર સભા ભરાઈ હતી તેમાં હુ હાજર હતો તે વખતે એમણે આપેલા વ્યાખ્યાનને અમેટતાં એમણે જે વાક્ધારા વછોડી હતી તે આજે પણ મારી સ્મૃતિની કિતાબમાં ઉજ્વળ પાનારૂપે ટકી રહેલ છે અંગ્રેજી ભાષામાં બોલવાની વક્તૃત્વ કળાના અસાધારણ સર્જન તરીકે શ્રોતાઓના ચિત્તપર શ્રી ગોખલેનુ તે દિવસનુ ભાષણ જડાઈ ગયુ હતુ આ રહ્યુ એ છટાદાર ભાષણ

' Now, gentlemen, I have myself paid some attention to history, and if I have been convinced of one thing more than another, it is this that you can never have a perfect parallel in history It is impossible for the circumstances to repeat

themselves, though you have the common saying that history repeats itself It may be that the history of the world does not furnish us instances where a subject-race has risen by agitation If so, we shall supply that example for the first time The history of the world has not yet come to an end, there are more chapters to be added therefore we must not be discouraged by the lessons which some people profess to draw from history Gentlemen I do not wish to detain you longer The great need of the situation is that you should have more faith in the work Our cause is a cause for which every one of us can do something Those who have money can give funds, those that have leisure can give time, those that have ability can contribute to the formation of public opinion on different questions Young men might come forward to take up the work of missionaries in connection with this cause There is a great deal of quiet work to be done for which we want young men who will be willing to take their instruction from their elders, willing to go among the public, without noise or fuss, not anxious to address meetings, but willing and content to do quiet work If we all recognise our respective duties in the spirit, we shall be able to turn our present efforts into

a great rousing movement for the political emancipation of this land In the presence of such a movement all our petty personal differences will sink, all our squabbles vanish, our faith shine radiantly, sacrifices will be made to the extent they are necessary and the country will march onwords, will press onwards to the reali sation of that destiny of which we should dream by night and on which we should muse by day"

હવે હુ ઇ સ ૧૯૦૫ મા હિન્દી મહાસભાના પ્રમુખ તરીકે તેમણે આપેલા મોટા વ્યાખ્યાનમાથી પ્રોત્સાહક ભાગ વાચી બતાવીશ આ ભાષણની ખૂબી એ છે કે તેમા એમના મહાન ગુરુ રાનડેની છટાનુ પૂરેપુરૂ અગ અતર્ગત થઇ ગયેલુ જણાય છે તેમની પોતાની કલમથી લખાયેલ ભાગ તો તેમા થોડોજ છે. તેનો મુખ્ય ભાગ, તેનો જોરદાર અને અસરકારક ભાગ તો રાનડેનોજ છે

Gentlemen, one word more and I have done I have no wish to underrate the difficulties that lie in our path, but I am convinced more than ever that they are not insuperable Moreover, the real moral interest of a struggle, such as we are engaged in, lies not so much in the particular readjustment of present institutions which we may succeed in securing, as in the strength that the conflict brings us to be a permanant part of ourselves The whole life of a people, which is broader and deeper than what is touched by purely

political institutions, is enriched even by failures, provided the effort has been all that it should be. For such enrichment the present struggle is invaluable. "The true end of our work," said Mr. Ranade nine years ago, "is to renovate, to purify, and also to perfect the whole man by liberating his intellect, elevating his standard of duty and developing to the full all his powers. Till so renovated, purified, and perfected, we can never hope to be what our ancestors once were --a chosen people by whom great deeds were performed. Where this feeling animates the worker, it is a matter of comparative indifference in what particular direction it asserts itself and in what particular method it proceeds to work. With a liberated manhood, with buoyant hope, with a faith that never shirks duty, with a sense of justice that deals fairly by all, with unclouded intellect and powers fully cultivated, and, lastly, with a love that overleaps all bounds, renovated India will take her proper rank among the nations of the world and be the master of the situation and of her own destiny. This is the goal to be reached-this is the promised land. Happy are they, who see it in distant vision; happier those who are permitted to work and clear the way on to it, happiest they, who live to see with

their eyes and tread upon the holy soil once more. Famine and pestilence, opression, and sorrow, will then be myths of the past and the gods will once again descend to the earth and associate with men as they did in times which we now call mythical." Gentlemen, I can add nothing that may be worthy of being placed by the side of these beautiful words. I will only call to your minds the word of another great teacher of humanity who asks us to keep our faith in spite of trying circumstances and warns us against the presumption of despairing, because we do not see the whole future clearly before our eyes:—

> Our times are in His hand,
> Who saith A whole I planned,
> Youth shows but half, trust God; see all nor be afraid.

હવે પછી હું એ ફકરો વાંચી સંભળાવવા માગું છું કે જેને લીધે શ્રી ગોખલે બંગાળાના લોકોમાં લોકપ્રિય થઈ પડ્યા હતા. તેમની ભાષાની કુમાશને લીધે, અને એમના ભાષણમાં જાળવેલા સંયમને લીધે તે બંગાળીઓનો પ્રેમ જીતી શક્યા હતા. એ પ્રેમ બંગાળાના લોકોએ કદિ વિસારે પાડ્યો નહોતો. લોર્ડ મિન્ટોની સરકારે રાજદ્રોહી સભાનો કાયદો ઘડ્યો હતો તેને અંગે આપેલા ભાષણનો આ છેવટનો ભાગ છે. આ કાયદો તકરાર ઊભી કરનારો અને કડવાશ ઊભી કરનાર હતો. તેને

લીધે હિંદીજનોને યુરોપીઅન સાથે વિખવાદ ઊભો થવા પામ્યો હતો. આ કાયદા પછી ઘણે વરસે હિન્દમાં "ગેઝેટ એક્ટ" પસાર થયો હતો તેની સાથે લગભગ ઘણી બાબતમાં આ કાયદો સામ્ય ધરાવતો હતો

The refusal of the sufferers in the recent disturbances to appear before Mr. Weston to give evidence is a significant illustration of the change that is coming over Bengal The Government propose to meet this change by a policy of repression My Lord, knowing them the people of Bengal as I do, I venture to predict that they will not be thus put down by force The Bengalees are in many respects a most remarkable people in all India It is easy to speak of their faults They lie on the surface, but they have great qualities which are sometimes, lost sight of In almost all the walks of life open to the Indians, the Bengalees are among the most distinguished Some of the greatest social and religious reformers of recent times have come from their ranks. Of orators, journalists, politicians, Bengal possesses some of the most brilliant But I will not speak of them on the occasion because this class is more or less at discount in this place, but take science or law or literature. Where will you find another scientist in all India to place by the side of Dr J C Bose

or Dr. Ray or a jurist like Dr. Ghose or a poet like Rabindra Nath Tagore? My Lord these men are not mere freaks of nature. They are the highest products of which the race is regularly capable: and a race of such capability cannot, I repeat be put down by coercion. *One serious defect of national character has often* been alleged against them—want of physical courage; but they are already being twitted out of it. The young men of Bengal have taken this reproach so much to heart that if the stories in some Anglo-Indian papers are to be believed, far from shrinking from physical collisions they seem to be now actually boiling for them. My Lord, *if the present estrangement between the* Government and the people of Bengal is allowed to continue, ten years hence there will not be one man in a thousand in that province who has a kindly feeling for the Englishman. The Government will have on their hand a tremendous problem, *for there are thirty*-three millions of Bengalees and the unwisdom and the danger of driving discontent under ground amidst such a population will then be obvious.

લોર્ડ મિન્ટોના સમયમાં અપાયેલાં બે બીજાં ભાષણોના ઉતારા હું હવે વાંચી જનાવીશ. એ વખતે હિન્દી પ્રધાનના હોદ્દા ઉપર જ્હોન

ઓસે હતા. હિન્દુસ્તાનના રાજ્યબંધારણમાં બહુ અગત્યના સુધારા તે સમયે થવાના હતા; પણ તેમાં કંઇક વિલંબ થઇ રહ્યો હતો. ત્રણ વરસ સુધી દેશમાં ખુબ અસંતોષ પ્રવર્તી રહ્યો હતો; અને કાયદાના ઉલ્લંઘનના અને રાજદ્વારી દૃષ્ટિએ થતાં ખુનામરકીના કૃત્યો આપણા ઇતિહાસને બગાડી રહ્યાં હતાં. ઈ. સ. ૧૯૦૭ અને ૧૯૦૮ ના વરસોમાં એ વાત જરા પણ સ્પષ્ટ થઇ ન હોતી કે લોર્ડ મોર્લેની સુધારાની દરખાસ્તો કેવાં રૂપની હતી. તેથી ઇ. સ. ૧૯૦૮ ના વરસના આગલા ભાગમાં ખરાદીલની અને મોભા ભરેલી સાવચેતીના સૂર આપણને શ્રી ગોખલે સંભળાવતા જણાય છે.

"My Lord, the Government will no doubt put down-indeed it must put down-all disorder with a firm hand. But what the situation really requires is not the policeman's baton or the soldier's bayonet, but the statesman's insight, wisdom and courage. The people must be enabled to feel that their interests are, if not the only consideration, at any rate the main consideration that weighs with the Government, and this can only be brought about by a radical change in the spirit of administration. Whatever reforms are taken in hand let them be dealt with frankly and generously. And my Lord, let not the words 'too late' be written on every one of them. For while the Government stands considering-hesitating, receding, debating within itself 'to grant or not to grant, this is the question'-opportunities rush past

it which can never be recalled. And the moving finger writes, and having writ moves on !"

બીજા વર્ષના અંદાજપત્રકના ભાષણમાં પણ એક બહુ છટાદાર પ્રોત્સાહક વાક્ધારા છોડવામા આવી હતી; માટે એ ભાગ તમારી પાસે વાંચવો જોઇએ.

"My Lord, among the many great men who have held office as Governor General in this country, there are three names which the people cherish above all others-the names of Bentick, Canning and Ripon. I venture to predict both as a student of Indian history and as one who has taken some part, however humble, in the public life of the country for the last twenty years, that it is in the company of these Viceroys that your Lordship's name will go down to posterity in India. Of Lord Morley, I will say only this. It would have been a sad thing for humanity if his tenure of office, as Secretary of State for India, had produced nothing more than deportations and Press laws. One, who was taught so highly, and to whose name such great honour attaches even in distant lands, cannot afford to be 'as other men are-a slave of routine and a victim of circumstance.' However, his great Liberalism has been amply and strikingly vindicated even in so difficult a position as that of the head of a vast bu-

reaucracy, and the temporary misunderstandings of friends and the unworthy taunts of opponents will not have been borne in vain, when the full results of the present measure of reform show themselves in this country. That passage in his speech in the House of Lords, foreshadowing Mr. Sinha's appointment, with its phrase 'one of the King's equal subject' has touched a chord in Indian hearts, which will keep vibrating for some time. It is a passage that will live in the history of this country–in any case it will remain engraved on the hearts of the people. My Lord, I sincerely believe that Your Lordship and Lord Morley have between you, saved India from drifting towards what cannot be described by any other name than chaos. For, however strong a Government may be, repression never can put down the aspirations of a people and never will."

એક બીજો ફકરો હું વાંચીશ. તે પ્રાથમિક કેળવણીના કાયદાના ખરડાને લગતો છે આ દેશના કોઈપણ પ્રતિષ્ઠિત માણસે આ પ્રશ્ન હાથ પર લીધો હોય તેના કરતાં ઘણા વરસ અગાઉ પ્રાથમિક કેળવણીના ફેલાવાના પ્રશ્ન ઉપર અને દેશમાં પ્રવર્તી રહેલા અભણપણા ઉપર વિજય મેળવવાના પ્રશ્ન ઉપર શ્રી ગોખલેએ ઉગરપૂર્વક ઘણું લક્ષ આપ્યું હતું. બીજે વરસે જ્યારે એમને એમ લાગ્યું કે કેવળ ઠરાવ લાવવામાં કંઈ લાભ નથી, ત્યારે તેમણે બની શકે તેટલી કાળજી રાખીને એ વિષયને લગતા કાયદાનો ખરડો ઘડી મદ્યો. એ ખરડો

તૈયાર કરવામાં મેં મદદ આપી હતી એ વાતનું આજે ગર્વપૂર્વક મને સ્મરણ થાય છે.' અહિં જરા હું મારા અંગત અનુભવની વાત કહી દઉં. સર ગુરુદાસ બેનરજી નામના એક મહાન પુરુષ હતા–તેઓ ઘણા મહાન પુરુષ થઈ ગયા એઓશ્રી કલકત્તા યુનિવર્સિટીના વાઇસચેન્સેલર (વિદ્યાપિઠના ઉપકુલનાયક) તરીકે લાંબો સમય રહ્યા હતા; અને તે પદવી ઉપર રહીને તેમણે ઘણી યશકલગીઓ પ્રાપ્ત કરી હતી. લોર્ડ કર્ઝને સ્થાપેલ યુનિવર્સિટી કમિશનના એ એક સભ્ય હતા. તે બહુ પવિત્ર હતા, ભલા સ્વભાવના હતા, અને તેમને હાડેહાડ હિન્દીપણું વરયું હતું. તેમણે સક્રિયરૂપમાં રાજદ્વારી કાર્યકરની દૃષ્ટિ તેમના જીવનમાં રાખી નહોતી; પણ શિક્ષણક્ષેત્રની દુનિયામાં તેમની પ્રતિષ્ઠા જબરજસ્ત હતી. બધા મહાપુરુષો માટે શ્રી ગોખલેની માનવૃત્તિ ઉંચી અને ઉંડી હતી; તેથી તેમણે નિશ્ચય કર્યો કે સર ગુરુદાસના આશીર્વાદ મેળવ્યા વગર એ ખરડો રજુ કરવો નહિ. તેથી અમે બન્ને આ મહાન પુરુષને મળવા ગયા. તેમણે એ ખરડો ક્યારનો વાંચ્યો હતો. તેમની સાથે જે ચર્ચા થઈ તે બહુ હકીકતથી ભરપૂર હતી અને ઉપયોગી પણ હતી. તે બુઝરગ મહા પુરુષ શું બોલ્યા હતા તે મને યાદ છે. 'મહાશય ગોખલે, તમે ધારતા નહિ કે આ કાયદો જરા પણ વિજય મેળવશે. હું ધારતો નથી કે આજે આપણો દેશ પણ એ કાયદાને ટેકો આપશે, અને એ વાત તો ચોક્કસ છે કે આ સરકાર તો તેને ટેકો આપવાની નથી; પણ જ્યાં સુધી આ ખરડો પસાર ન થાય ત્યાં સુધી તમારે તે ફરી ફરીને ધારાસભામાં રજુ કરવો જોઈએ તે કામ પડતું મૂકશો નહિ. કારણકે આ કાયદો વધારેમાં વધારે અગત્ય ધરાવનારો છે. પરાજ્ય તો નજીવી બાબત છે, આ દેશમાં આપણા નશીબમાં એ લખાયેલ છે. પણ આ કાયદાના મૂળભૂત સિદ્ધાંત વિષે આપણે આપણા દેશભાઈઓને એટલી બધી માહિતી આપવી જોઈએ કે જ્યાંસુધી દેશના ... પેથી ઉપર મફત અને ફરજીઆત પ્રાથમિક શિક્ષણના પ્રચા-

રનો કાયદો ચડી ન ચૂકે ત્યાં સુધી તમારે સંતોષ માની જંપીને બેસવું નહિ."

હવે આ ખરડો દેશ સમક્ષ એક વરસ સુધી રહ્યો હતો. જે લોકોએ દેશમાં ફરી ફરીને જાહેર મત કેળવવાનું કામ આને અંગે કર્યું હતું, અને શ્રી ગોખલેના કાયદાને ટેકો આપવાના ઠરાવો જુદે જુદે સ્થળે જાહેરસભા દ્વારા પસાર કરાવવાનું કામ કર્યું હતું તે પૈકીનો હું પણ એક હતો. આવા ઠરાવોવાળાં નિવેદનો લોકો તરફથી હજારોની સંખ્યામાં સરકાર તરફ મોકલવામાં આવ્યાં હતાં, પણ સરકાર તો લોકોના દબાણને જરાપણ નમતું આપવા તૈયાર નહોતી. ચોક્કસ કહું છું કે એમની સાંકડી નજરને લીધે સરકાર એમ માનતી કે યોગ્ય પ્રસંગે પણ જો જાહેરમતને સરકાર આધીન થાય તો જાહેરમતમાં એવી શક્તિ આવી જાય કે એ જાહેરમત ભવિષ્યમાં એવી રીતે મક્કમપણે રજુ કરતાં લોકો શીખી જાય કે તેનો સામનો કરવો સરકારને ભારે પડી જાય. વાત એમ હતી કે સરકારના આંતરિક વર્તુલમાં અને પ્રધાનમંડળમાં સભાસદો વચ્ચે મતભેદ પ્રવર્તી રહ્યો હતો. તેમાંના બે જણાએ એ ખરડાને પાછો ફેંકી દેવા માટે દુરાગ્રહ પકડ્યો હતો. તેઓએ એમ કહેલું કે "કોઈક દિવસે આપણે પોતે (સરકાર) તે કામ હાથપર લેશું. બહાર એમ જણાવવા દેવું ન જોઇએ કે આપણે જાહેર મતથી ડરતા રહીએ છીએ કે શ્રી ગોખલે અને તેની હિન્દસેવક સમાજની રહેમાં તણાઇએ છીએ" આ મુદ્દા ઉપર જે ગૃહસ્થે એ ખરડાનો જબરો સામનો કર્યો હતો તે સર હારકોર્ટ બટલર હતા. તે કેળવણી ખાતાના પ્રધાન હતા. એ બહુ શક્તિશાળી પુરૂષ હતા. થોડાજ વરસની નોકરી દરમ્યાન સનંદી અમલદારો વાસ્તે ખુરશી હોય છે તેની ઉંચામાં ઉંચી પદવીએ એ ચડ્યા હતા. જે દિવસે આ કાયદાના ખરડા ઉપર છેવટની ચર્ચા થવાની હતી તે દિવસની સવારે કોઇ સ.રા નશીબે શ્રી ગોખલેને જાણ થઇ હતી કે સરકારે એ કાયદાના ખરડાને ફેંકી

દેવાની ધારણા રાખી હતી સરકારના એક સભ્ય મિત્રાચારીનો સંબંધ શ્રી ગોખલે સાથે રાખતા હતા તેમણે આ સમાચાર પહોંચાડ્યા હતા અને સાથે સાથે ઉમેરીને કહ્યુ હતુ કે "મહાશય ગોખલે અમે પોતે એ કાયદો કોઈ દિવસે લાવવાના છીએ. તમારે હતાશ થવુ નહિ" એ કાયદાના ખરડાનું ભવિષ્ય તે પોતે જાણતા હોવાથી તેમણ પોતાની માહિતીનો ઉપયોગ આ છટાદાર ભાષણમા કર્યો હતો

"My Lord, I know that my Bill will be thrown out before the day closes I make no complaint I shall not even feel depressed I know too well the story of the preliminary efforts that were required even in England, before the Act of 1870 was passed, either to complain or to feel depressed. Moreover, I have always felt and have often said that we, of the present generation in India, can only hope to serve our country by our failures The men and women who will be privileged to serve her by their successes will come later. We must be content to accept cheerfully the place that has been allotted to us in our onward march This Bill, thrown out to day, will come back again and again, till on the stepping stones of its dead-self, a measure ultimately rises which will spread the light of knowledge throughout the land. It may be that this anticipation will not come true. It may be that our efforts may not conduce even

indirectly to the promotion of the great cause which we have all at heart and that they may turn out after all to be nothing better than the mere ploughing of the sands of the sea-shore. But, my Lord, whatever fate awaits our labours, one thing is clear We shall be entitled to feel that we have done our duty and where the call of duty is clear, it is better even to labour and fail than not to labour at all "

બેનો અને ભાઈઓ આજે મે મારું કામ પૂરું કર્યું છે. આજે મને એમ જણાયું હતું કે હું જે કંઈ મારા પોતાના બે ચાર નબળા શબ્દો મૂકવા શક્તિવાન છું, તેને બદલે ઉંડાણમાં ઉતરેલા દેશભક્તના અને અંગ્રેજી ભાષા ઉપર મહાન સ્વામિત્વ ભોગવનારના સારી રીતે ચુંટેલા શબ્દો આપણને વધારે આગળ લઈ જઈ શકશે એ મહાન નેતાના શબ્દોએ એમના સમકાલીન બનાવો ઉપર પોતાની ન ભૂંસાય એવી છાપ મૂકેલી છે એટલું જ નહિ, પણ આપણા દેશના બધા વર્ગના માણસોના હૃદય ઉપર પણ એ શબ્દોએ ઊંડી છાપ પાડી હતી. હું ખરેખર ઇચ્છું છું કે આજે મે મારી જાતને જરા વધારે છેટે પશ્ચાત્-ભૂમિકા ઉપર રાખી હોત તો ઠીક થાત જે થોડા ઘણા શબ્દો આજે હું મારા તરફથી બોલ્યો છું તે જરૂરના હતા. શ્રોતાઓને તો ગયા જમાનાના બનાવો, તે સમયના લોકોની લાગણી અને હૃદય સાથેની લોકોની ગડમથલથી તદ્દન અજાણી હોવાથી જે તે પ્રસંગના સંબંધો સ્પષ્ટ કરવા મારા શબ્દો જરૂરના હતા જ. જ્યારે આ બનાવો બની રહ્યા હતા, જ્યારે આ નામીચા શબ્દો ભાષણોમાં ગુંથાતા હતા ત્યારે હું મારા યૌવનના પૂરમાં હતો તે વખતે મને એ વાક્યોની એ શબ્દોની પ્રગલ્ભતાનો સાક્ષાત્કાર થયો હતો એ ભાષણોના ક્રમશઃ વાંચી

બતાવવામાં મને એ ધગશનો આજે તાજો અનુભવ થઈ રહ્યો છે હું અનુમાન કરી શકું છું કે એ શબ્દોએ તમારામાં પણ અમુક અંશે ધગશ અને તાઝગી ઉપજાવ્યાં છે.

## વિષય ઓગણીસમો

### ગોખલે અને મહેતા[1]

પ્રમુખ મહાશય, બેનો અને ભાઇઓ.

આપણા અતિ માનવંતા પ્રમુખ[2] સાહેબના વજનદાર અને પ્રેરણાત્મક શબ્દો સાંભળ્યા પછી હું થોડા સંકોચ સાથે બોલવાનો આરંભ કરૂં છું. એ શબ્દો પ્રેમથી નીતરતા હતા, એ શબ્દો ઉંચી સમજથી ભરપૂર હતા, એ શબ્દોમાં થોડુંક કવિત્વ હતું. અને આપણા ઋષિઓના હોઠમાંથી ઘણીવાર પ્રગટ થતું તેના જેવું તેમાં બેશક કંઈ ગૂઢ તત્ત્વચિન્તન હતું એ જાણીને મારા હૃદયના ઉંડાણમાં લાગણીનો સ્પર્શ થયો હતો માણસને જડ કરી નાખે એવું રાજવહિવટની કચેરીનું કામ ઘણા વરસ કર્યા પછી પણ શ્રી રામમૂર્તિમાં અજે પણ યુવાનને છાજે તેવી તાઝગી ભરેલી અને ઉત્સાહના જોમવાળી જીવન દૃષ્ટિ રહેલી છે. જ્યારે જ્યારે એમનાં વચનો આપણે સાંભળીએ છીએ ત્યારે ત્યારે એમના તરફથી નવું દર્શન આપણને મળ્યા વગર રહેતું નથી આપણે જ્યારે જ્યારે તેમને મળીએ છીએ ત્યારે ત્યારે એમનો સવિશેષ પરિચય સાધવાની તમન્ના આપણામાં જાગે છે આટલું

---

1 ઇ સ. ૧૯૪૩ માં ફેબ્રુઆરી માસની ૧૯ મી તારીખે મદ્રાસમાં આ ભાષણ આપવામાં આવ્યું હતું

2 શ્રી (પછી સર) એસ. વી. રામમૂર્તિ આઈ. સી એસ.

કરીને હું મારા વિષય ઉપર આવીશ.

મારા ગુરુજી ગોખલે સંબંધી અગાઉ ઘણીવાર મેં વ્યાખ્યાન આપ્યા હોવાથી આજે એમના જીવનની અમુક દિશાના દર્શન વિષે હું કંઈક કહેવા ઇરાદો રાખું છું મહેતા અને ગોખલેનાં એકમેક પ્રત્યેનાં વલણ એ સબંધી કંઈક કહેવા હું ઇરાદો રાખું છું. સર ફીરોજશાહ શ્રી ગોખલે કરતા ઘણે વયે મોટા હતા, એ બન્ને વચ્ચે એકવીસ વરસનો તફાવત હતો. અને તમે જાઇ શકશો કે આ કારણને લઇને નાનેરાનું મોટેરા તરફનું વલણ અમુક અંશે નક્કી થયું હતું. આ વલણ માનવૃત્તિનું અને પ્રશંસક અનુયાયીનું હતું. આ વલણ એમના બન્નેના સમગ્ર જીવન દરમ્યાન, દેશના કામને અંગે થતા સહકાર દરમ્યાન જરાપણ વિકૃત થવા પામ્યું નહોતું. જે લાયકાતની આપણે કીંમત આંકીએ છીએ એવી અનેક લાયકાત પરત્વે સર ફીરોજશાહ અને શ્રી ગોખલે એકમેક સાથે મળતા આવતા હતા. તેમનામાં દેશપ્રેમની પૂરી ધગશ હતી, તેમનામાં ગંભીરતા અને કામ માટેની દીલગી હતી, તેમનામાં જાહેર હિંમત હતી, તેમનામાં ઉદ્યોગશીલતા હતી, અને હિન્દુસ્તાન અને હિન્દુસ્તાનની પ્રજાની પરિસ્થિતિનું તેમનામાં ઊંડું જ્ઞાન હતું. તેઓ બન્ને ઉચ્ચ કક્ષાના ક્ષેત્રમાં રહી કામ કરતા હતા, અને તેમના બન્નેનાં કામોનું સામાન્ય લક્ષણ એ હતું કે તે કામનું મૂલ્યાંકન કાયમી રહેતું અને તેમના કામમાંથી દેશભક્તિની પ્રેરણા મળતી. સર ફીરોજશાહ શ્રોતાઓનાં ચિત્ત હરી લેતા શ્રી ગોખલેની બાબતમાં પણ એમજ હતું. પણ તેમની ચિત્ત હરી લેવાની રીતો ઘણીજ જુદી હતી તે બન્નેના ચહેરા ઉપર કેવળ રુચિકર સૌન્દર્ય તો વસી રહેલું હતું જ પણ ચારિત્ર્યની છાપ પાડી શકે એવો પ્રભાવ પણ વસેલો હતો આપણને એવી ભાવના થતી કે એ પુરુષો વિષે કંઈ જાણવાથી આપણા જીવન પર મોટી અસર થાય છે તેમના જ્ઞાનના વિસ્તારમાં, અને લોકોપર પડતા તેમના પ્રભાવની વિસ્તૃતતામાં

એ બન્ને એમના દેશબંધુઓમા ચડીઆતા હતા એવુ આપણુને તત્તજ લાગી આવતું હતુ. પણ મારે તમને તત્તજ કહી દેવુ જોઇએ કે તેમના બન્નેનાં આકર્ષણો મોટે અંશે એકમેકથી ભિન્ન હતાં સર ફીરોજશાહ જાણે આપણા પર સત્તા ચલાવતા હોય એમ લાગતુ હતુ. જ્યારે તમે એમના ચહેરાનુ પૂરેપૂરૂં દર્શન કરતા ત્યારે તમારા પર એમની આંખમાથી એવી તીરછી નજર પડતી કે તેને લીધે તમે લગભગ સજ્જડ બની જતા. તમને એમ લાગતું કે તમે એમની સત્તા નીચે છો. ધારાસભામાં મે એમને સત્તાપૂર્વક અને આવડતપૂર્વક એવી રીતે બોલતા જોયા છે કે તેમને સાભળનારામાંના દરેકનુ લક્ષ એમના તરફ ખેચાઇ રહેતુ. જ્યારે ધારાસભાનો કોઈ સભ્ય બોલવા ઊભો થતો ત્યારે દર બે ત્રણ મિનિટે તે બોલનાર સર ફીરોજશાહ તરફ નીહાળતો અને એ સભાગૃહના એ અધિષ્ટાતા ઉપર તેમણે કેવી છાપ પાડી છે તે જાણી લેતો શ્રી ગોખલેની સત્તાનો પ્રભાવ એમના ચહેરા ઉપર એટલે અંશે પ્રકાશતો એમ તો હું કહી શકતો નથી. શ્રી ગોખલે પણ તમારા ચિત્તને હરી લેતા પણ જો મારે તેનો ચોકસ ચિત્ર દોરવુ હોય તો મારે કહેવુ જોઇએ કે એમના ચહેરા ઉપર રુચિરતા, પ્રસન્નતા હતી, બંધુભાવ હતો, પ્રેમળતા હતી, અને પરિચિતતામાંથી જાગે તેવી હોમ ળતા હતી, જેને લીધે પ્રેમના બંધનથી તમે એમના તરફ ખેચાઇ જતા પણ આ ઠેકાણે એ બન્ને વચ્ચેનુ સામ્ય પૂરૂં થાય છે સર ફીરોજશાહનો અવાજ સમૃદ્ધ અને ઘોર હતો, જ્યારે તે શ્રોતા વર્ગ સામે બોલવા ઊભા થતા ત્યારે કોઇપણ પ્રકારનો આયાસ કર્યા વગર તે પોતાનો શબ્દ દૂરના ખૂણામા બેઠેલાને પણ સભળાવી શકતા, એમનુ સામાન્ય ગુંજન પણ તમારૂ ધ્યાન ખેચ્યા વગર રહેતુ નહિ અને એમના ભાષણની ઇમારત ઉન્નત અને જોરદાર રહેતી જ્યારે તે કોઇની ટીકા કરવા ઊભા થતા ત્યારે તે ટીકાનો ઘા બહુ સખત નીવડતો, કોઈ વ્યક્તિ પર હલ્લો લઇ જવાનો તેમને વિચાર થતો તો પછી જે રીતે તે એ ગૃહસ્થને ઉધડા લેતા તેમા દયાનો ભાવ જરાપણ રહેતો

નહિ. પોતે ધારે તો તે સાવ ભુદ્ર થઈ શકતા. તે નમ્ર પણ થઈ શકતા. તેમના અવાજને ચડઉતર કરાવવાનું ક્ષેત્ર તેમણે બહુ વિશાળ-પહોળું રાખ્યુ હતું. શ્રી ગોખલેના અવાજમાં એ ગુણનો પૂરેપૂરો અભાવ હતો. પોતાના શ્રોતાઓનું ધ્યાન પોતા તરફ જકડી રખાય એવી રીતે શ્રી ગોખલે પણ બોલતા ખરા; પણ તેમનો અવાજ તો જુદોજ હતો; તે જરા નીચલા સપ્તકની કલપરથી આવતો હતો. જ્યારે તમે એમનું ભાષણ સાંભળતા ત્યારે તમને એમ લાગતું કે પોતાના ભરપૂર હૃદયથી બોલતા માણસ તરફ અને પોતે બોલેલા દરેક શબ્દની અને શબ્દના પદની શક્તિનું પુરૂં ભાન રાખી બોલતા માણસ તરફ તમે જાણે ખેંચાઈ રહ્યા હો. તેમના ચહેરાના અંગે અંગમાં અને તેમના અવાજમાં એમની પ્રમાણિકતાની અને પ્રતીતિની છાપ તમે જોઈ શકતા હતા. વળી તેમના ભાષણમાં કોઇ જાતની મજાક નહોતી, સમોવડીઆની કોઈ જાતની હાસિ નહોતી; સખત ટકો મારવા જેવું એમના ભાષણમા કંઈ પણ રહેતું નહિ. એમના ભાષણમા દલીલો ઉપર દલીલ ખડકાયા કરતી; તેમાં નૈયાયિકના તર્ક હતા; અધિકૃત દફતરોમાંથી અને નિવેદનોમાથી મેળવેલા સંખ્યાબંધ આકડાઓ અને ગણતરીના કોઠાઓ એમના ભાષણમા આવતા; અને વિશેષમાં નમ્ર વાદવિવાદની ચર્ચાનો સૂર તેમાં રહેતો. તેમા સમજાવટનો એક સૂર પ્રવર્તી રહેતો હતો. એ સમજાવટનો સૂર તમને એક મિત્રનો હોય તેમ લાગતો; તમને એમના મતમાં ભેળવવા પ્રયત્ન કરવા ઇચ્છતા માણસનો એ સૂર જણાતો; અને કેવળ દલીલોના બળથી તમને ગભરાવી નાખવાના ઇરાદાથી કે સત્તાના બળથી તમને દબાવી દેવાના ઇરાદાથી બોલનાર માણસનો એ સૂર તમને લાગતો નહિ.

આગળ જઇ વિચારીએ તો તેમના બન્નેના વ્યક્તિત્વમાં પણ જે મોટો ભેદ હતો તે અવલોકન કરનારને જણાયા વગર રહે તેમ નહોતું. સર ફીરોઝશાહ (મુંબઇમાં) રોજ પોતાની વકીલાતની કચેરીએ આવતા;

અને ત્યાં પોતાની આસપાસ સખ્યાબંધ પ્રશંસકોને ભેગા કરી તે થાણું જમાવી બેસતા. એ મંડળી વિશ્વાસપૂર્વક એમને એવી તો વળગી રહેતી કે કોઇ પણ કામમાં કદિપણ એમનો વિશ્વાસ ભગ એ મંડળીએ કર્યો નહોતો; તે મંડળીના બધા તેમના વડાને વફાદારીથી વળગી રહેતા; તેમનો પડ્યો બોલ તે ઝીલી લેતા, અને જે ભાવનાઓ સર ફીરોજશાહ સેવતા તેજ ભાવના ભર્યા શ્વાસોચ્છ્વાસ તે બધા લેતા હતા જાણે દરરોજ દિવસના આગલા ભાગમા તેમની કચેરીમાં દરબાર ભરાયો હોય તેવુ થતું હતું. દશબાર કે કોઇવાર પંદર ગૃહસ્થો ત્યાં એકઠા થયેલા તમે જોઇ શકો; પણ તેઓ રોજ અચૂક ત્યાં હાજરી આપતા હતા. ત્યાં તેઓ જાહેર જીવનના અગત્યના પ્રસગો ઉપર વાતચીત ચલાવતા, મુબઈ શહેર સુધરાઇના પ્રશ્નો ઉપર વાતચીત ચલાવતા, આપણા દેશમા અને ગ્રેટબ્રિટનમા હિન્દના જે મહાન મિત્રો હતા તેમના વિષે વાતો ચલાવતા અને દેશની ઘણીજ અગત્યની બાબતો ઊભી થઇ હોય તેના વિષે પણ વાતો ચલાવતા હતા. હિન્દી મહાસભા જેવી મોટી સભામા તે જ્યારે આવતા ત્યારે બધા માણસોની દૃષ્ટિ સર ફીરોજશાહ જ્યા બેઠા હોય તે દિશાએ મંડાઇ રહેતી જો સર ફીરોજશાહ પોતે સભામાં હાજર હોય તો પછી એમનો દિગ્દર્શક આત્મા ત્યા હાજર છે જ એમ ન માનનરો ભાગ્યેજ કોઇ નીકળતો. જ્યા સુધી સર ફીરોજશાહ જાગ્રત હોય અને જ્યા સુધી કાર્યવાહીની લગામ તેમના હાથમાં હોય ત્યા સુધી કોઇપણ જાતની હરકત આવતી જ નહિ એમનુ વ્યક્તિત્વ દાબ બેસાડનારૂ હતુ; એ વ્યક્તિત્વની અવગણના કોઈ કરી શકતું નહિ.

શ્રી ગોખલે વિષે આમ હતું એમ હુ કહી શકું નહિ શ્રી ગોખલે એવા હતાજ નહિ. અને સર મહેતા જેટલી સત્તાનો પ્રભાવ એ ધરાવતા નહોતા. ખરી રીતે તો એમ હતુ કે શ્રી ગોખલેના દેખાવમાં અને વલણમાં એક પ્રકારની નમ્રતા અને દબાતા રહેવાની વૃત્તિ હતી.

પોતાની જાતને આગળ ધપાવવાનો અણગમો તેમનામાં હતો. શ્રી ગોખલેના ઘડતરમાં માનવૃત્તિનું તત્ત્વ વધારે પડતું હતું. પોતાના વડિલોને, દેશની સેવાના કામમાં જે લોકો એમના કરતાં આગળ ધપ્યા હતા તેમને, જાહેરમાં દર્શાવી શકાય એવી કોઈપણ પ્રકારની દેશ સેવા જેમણે કરી હોય તેમને, જે લોકો કેવળ વયની દૃષ્ટિએ મોટા હોય એટલું જ નહિ, પણ દેશભક્તિમાં અને ચારિત્રમાં સામાન્ય મનુષ્યની કોટિ કરતાં જે વધારે ઉંચા ચઢ્યા હતા તેમને: આ બધાને અંગત માન આપવાનું શ્રી ગોખલે કદિ ચુકયા નહોતા. તેથી દાદાભાઈ નવરોજી પ્રત્યેના, એમના વલણમાં, રાનડે પ્રત્યેના, મહેતા પ્રત્યેના, અને મહાત્મા ગાંધી એમનાથી ચાર વરસે નાના હતા તો પણ એમના પ્રત્યેના, અને જ્યાં જ્યાં માન આપવું એમને જરૂરનું લાગતું હતું તે બધા પ્રત્યેના વલણમાં તે પોતાના અન્તરાત્માથી જ નમતું આપતા હતા. એમના વલણમાં જ તમે આ ભાવ જોઈ શકો તેમ હતું. તેમની સૌની સાથે એ જે રીતે વાત કરતા તે રીતમાં તમે આ જોઈ શકો તેમ હતું. તે લોકોના અભિપ્રાયની જે રીતે એ કીંમત આંકતા તે રીતમાં તમે એ જોઈ શકો તેમ હતું. એ લોકોના રાજીપામાં શ્રી ગોખલે પ્રસન્ન રહેતા હતા.

એમના સંયુક્ત જીવનની કથાના પાછલા દિવસોમાં એમ કહેવાય છે કે સર ફીરોજશાહ, શ્રી ગોખલેથી અમુક પ્રકારે અતડા રહેતા હતા; કારણકે એમને જણાવા લાગ્યું હતું કે શ્રી ગોખલે દેશ સમસ્તનો કાન પકડી શકે એવા થયા હતા, શ્રી ગોખલે જ્યાં ત્યાં પોતાની છાપ પાડતા થયા હતા, અને પોતાના ઉપર પોતાનો હરીફ તેની વિશેષ અગત્ય ઠસાવી રહ્યો હતો. બેનો અને ભાઈઓ, આ જાતની લોક વાયકા તદ્દન જુઠી હતી એમ હું કહેવા માગુ છું. તે બન્નેના ચારિત્રમાંથી કે બન્નેના વર્તનમાંથી આવો ખ્યાલ ફેલાવાને નાનું સરખું પણ કારણ ઊભું થયું નહોતું. દેશજનોની પ્રીતિના અને દેશજનોના માનના

ક્ષેત્રમાં સર ફીરોજશાહ પોતાની જાત માટે એટલી બધી સલામતીભર્યું અને અડગ સ્થાન મેળવી શકયા હતા કે બીજો માણસ તેમનું સ્થાન લેવાના સંભવને કારણે એમનામાં અદેખાઈ જાગવાનો સવાલજ ઊભો થઈ શકે તેમ નહોતું. આ બાબતમાં શ્રી ગોખલેને લાગે વળગે છે ત્યાં સુધી હું મારા અંગત અનુભવ ઉપરથી અને અંગત માહિતીને આધારે કહી શકુ છુ કે (જે બાબતના ફકરા હું ટાંકી બતાવીશ) હરિફાઈનો ખ્યાલ અથવા સર ફીરોજશાહને ઢાંકી દેવાનો ખ્યાલ શ્રી ગોખલેના સાદા અને વિનયી હૃદયમાં કદિ પણ જાગ્યો નહોતો. નહિ જ! તેમને એવી લાગણી પણ કદિ ઉદ્ભવી નહોતી એમનો તો ઉન્નત આત્મા હતો. બીજા કોઇ માણસની નામના કે પ્રતિષ્ઠા ખુંચવી લેવાનો એ પ્રયત્ન કરતા હતા એવી વાત કરવી એ એમની યાદગીરીને કલુષિત કરવા જેવુ થાય. ઈ. સ. ૧૯૦૧ મા સર ફીરોજશાહે વડી ધારાસભામાંના પોતાના સ્થાનનુ રાજીનામુ આપ્યુ હતુ ત્યારે શ્રી ગોખલેએ એમને લખેલા પત્રમા જે લખ્યુ હતું તે હું તમને વાંચી સંભળાવીશ. ઇમ્પીરીઅલ કાઉન્સિલમા-વડી ધારાસભામા સર ફીરોજશાહે બજાવેલી કામગીરીની હકીકત તમારી પાસે રજુ કરવાનો આ વખત નથી. આ તબકકે એટલુજ કહેવુ બસ થશે કે તે એટલી મોટી નામનાથી અને પ્રતિષ્ઠાથી છવાઇ રહ્યા હતા, કે એમનુ સ્થાન યોગ્યતા પૂર્વક સંભાળવાનો વિચાર કરતા ઘણા માણસોના દીલ નિરાશાથી પાછાં હઠતા હતા તે વખતે તાજેતરમાં પ્રાંતિક ધારાસભામાં ચુટાઇ આવેલા શ્રી ગોખલેએ એક કાગળમા પોતાની મનોવાછના દર્શાવી હતી. એ પત્ર લાગણીની ઊર્મિઓથી એટલો બધો છલકાતો હતો અને અંગત મનોભાવથી એટલો બનો તરબોળ બનેલો હતો કે આટલે લાંબે વખતે એ પત્રના વાચનથી મા મા પ્રેમરસની-કરુણાની લાગણી ઊભી થાય છે. તમે અગાઉ એ કાગળ કદિ વાંચ્યો નહિં હોય. તે લાંબો પત્ર છે પણ હું ધારૂં છું કે સર ફીરોજશાહ માટેના એમના માન વિષે મેં

જે હમણા જ કર્યું છે તે માનવૃત્તિ દર્શાવનારા અને અંગત મનો-ભાવથી નીતરતા અને ખણખણાટ ભરી રીતે બોલતા શબ્દો હું જ્યારે તમારી પાસે વાંચીશ ત્યારે તમને કંટાળો તો નહિ જ ઉપજે.

## ઈ. સ. ૧૯૦૨ ના જાન્યુઆરીની ૧૫ મી તારીખે સર ફીરોજશાહને શ્રી ગોખલેએ લખેલો પત્ર

"જે ફર્ગ્યુસન કોલેજને ચરણે મેં મારા યૌવનનાં ઉત્તમ વર્ષોની સેવા અર્પણ કરી છે તે કોલેજમાંથી હું નિવૃત્ત થવાની તૈયારીમાં છું. અને મારા જીવનનો બાકીનો ભાગ હું હિન્દમાં અને ઇંગ્લાંડમાં રાજ-કીય ક્ષેત્રના કામમાં અર્પણ કરવાનો ઈરાદો રાખું છું. મને એમ લાગે છે કે જે ભાવનાથી દાદાભાઈ નવરોજી છેલ્લાં પચ્ચાસ વરસથી કામ કરી રહ્યા છે તે ભાવનાથી પોતાનો બધો સમય અને બધી શક્તિ જાહેર કામને અર્પણ કરવાને જ્યાં સુધી યુવાનો બહાર ન પડે ત્યાં સુધી ઘણી ખરી સાચી પ્રગતિ થવી અશક્ય છે એટલું જ નહિ પણ જે જે ભૂમિકા આપણે જીતી શકયા છીએ તે પણ ગુમાવી બેસીએ એવો ભય ઝઝુમી રહ્યો છે. કૌટુમ્બિક જીવન સાથે અને સ્થિરતા ભરેલા ગૃહસ્થાશ્રમ સાથે જે મુખ્ય ગાંઠથી હુ બંધાયો હતો તે ગાંઠ મારાં પત્નીના અવસાનથી શિથિલ બની ગઇ છે. જે ભક્તિથી હું મારી કોલેજ માટે કામ કરી રહ્યો છું તે ભક્તિ રાજકીય કામકાજના ક્ષેત્રમાં બહુ માતબર પ્રયત્ન કર્યા વગર હું અર્પણ કરી શકું છું. મારા માટે માસિક રૂ. ૧૨૫ ની આવક મેં ઊભી કરી છે અને તેમાં મારૂં માસિક રૂ. ૨૦ નું કોલેજમાંથી મળતું નિવૃત્તિવેતન મેળવતાં જે રકમ થાય તે મને સગવડ ભર્યા જીવન માટે પુરતી થઇ પડશે. મને હવે જો કોઈ વાતની અપેક્ષા હોય તો તે આટલી જ કે મારી જાતને દેશને ઉપયોગી બનાવવાની તક મને મળે. અલબત્ત જ્યાં સુધી આરોગ્ય અને શરીરશક્તિ તમને વરેલાં રહે ત્યાં સુધી મુંબઇ ઇલાકાના પ્રતિનિધિ

તરીકે વડી ધારાસભામાં તમે ચાલુ રહો તો બધા લોકો ખરા અન્તઃકરણથી પ્રસન્ન રહે. તમારી મહાન બુદ્ધિ અને તમે બજાવેલા કામનો અજોડ ઇતિહાસ એવો છે કે બીજો કોઇપણ હરીફ તમને પહોંચી શકે નહિ. પણ એવી લોકવાયકા ચાલુ થઈ છે કે તમે થોડા વખતમાં કાઉન્સિલમાંથી નિવૃત્ત થવાના છો. મારા પોતાના અંગત કારણસર હું ઇચ્છું છું કે એ રાજીનામાનો પ્રસંગ જરા વિશેષ મોડો આવે તો ઠીક.

મેં આશા રાખી હતી કે તમે નવી ચુંટણી માટે ઉમેદવારી કદિ ન કરત તો પણ કોઈ પણ પ્રકારે તમે તમારી આ વખતની મુદત પૂરી કરશો; એ મુદત ૧૯૦૨ ના મધ્ય ભાગ સુધી તો ખલાસ થતી નથી; અને એ રીતે એ દરમ્યાન પ્રાંતિક કાઉન્સિલમાં કંઇક મારૂં ઉપયોગી કામ હું તમને બતાવી શકયો હોત કે જેથી જ્યારે તમે નિવૃત્ત થાઓ ત્યારે આ ઇલાકામા તમારાથી છેટે રહીને તમારી પાછળ જાહેર હિત માટે જે લોકો કામ કરી રહ્યા છે તેમાં હું સર્વથી ઓછામાં ઓછી લાયકાતવાળો તો નથી એમ તમે મારા માટે વિચાર કરી શકયા હોત. હું જે કઈ પ્રમાણિકપણે વિચારી રહ્યો છું તેજ કહું છું કે દરેક જણને એમ લાગે છે કે કુદરતી બક્ષિસ અને જાતે વિકસાવેલી બક્ષિસના સંબંધમા, પ્રતિષ્ટાની બાબતમાં, રાજકીય કાર્યક્ષેત્રની નેતાગીરી લેનારમાં આવશ્યક મનાતી ઘણી લાયકાત બાબતમાં આપની બરાબરી કરી શકે એવો કોઇ આ પ્રાતમા નથી; એટલુજ નહિ પણ તમારી પડખે આવી શકે એવો પણ કોઇ નથી.

તમારી પછી તમારી ખુરશી ઉપર આવવાની ઉમેદ રાખનારા માણસો માટે તમારા માટે કહ્યું તેવુ કોઈથી કહી શકાય તેમ નથી, અને જે જુદાજુદા ઉમેદવારો છે તેમની લાયકાતમાં બહુ જુજ તફાવત હોવાથી, હું આપની સહાનુભૂતિ માટે અને આપના ઉત્તેજન માટે વિનતિ કરૂં છું. મને પૂરેપૂરૂં ભાન છે કે એ પદવી માટે હું ઉમરમાં

વધારે પડતો નાનો છું, પણ ઈ. સ. ૧૮૯૭ માં મારે જે ભયંકર માનસિક ચિંતાનો ભાર સહન કરવો પડ્યો હતો તેને લીધે હું નિર્ણય શક્તિમાં અને અનુભવના ક્ષેત્રમાં મોટો બની ગયો છું. હું નવી કારકીર્દી સરખામણીમાં નાની ગણાતી ઉંમરે શરૂ કરૂં તે પૂરેપૂરી રીતે ગેરલાભકારક નીવડે એવું તો કોઈપણ કારણે કહી શકાય નહિ. હું આપને ખાતરી આપુ છું કે માનવાળી પદવી મેળવવા માટે કોઈ જાતની અંગત મહત્વાકાંક્ષા મને પ્રેરી રહી છે એમ આપ માનશો નહિ. એ મારનાં મારાં કારણો સાવ જુદાં છે.

× × × ×

ઇ. સ. ૧૮૯૭ માં એ વરસ દરમ્યાન બનેલા બનાવોને અંગે મારો જે દુઃખદ હિસ્સો હતો તેના સંબંધમાં મારા માથા ઉપર જ્યારે ભયંકર ટીકાઓના વરસાદનું સંપૂર્ણ તોફાન આવી પડ્યું હતું ત્યારે આમની સભામાં શ્રી ભાવનગરીએ મારા ઉપર હલકા પ્રકારનો હલ્લો કર્યો હતો અને મને ( Dispicable perjurer ) તિરસ્કારવા યોગ્ય જુઠા પુરાવા રજુ કરનારનું હલકું નામ આપ્યું હતું. તેથી મારી લાગણી વધારેમાં વધારે દુખાઈ હતી. એ શબ્દોએ મારા હૃદયમાં ઝાળ પ્રકટાવી હતી; જે રાતે મેં એ શબ્દો છાપામાં વાંચ્યા તેજ રાતથી મેં નિશ્ચય કર્યો હતો કે ફર્ગ્યુસન કોલેજને આપેલાં વચનમાંથી છૂટો થાઉં કે તરતજ મારે મારૂં જીવન ઈંગ્લાંડમાં મારા દેશની રાજકીય પ્રગતિ સાધવાના કાર્યમાં વાપરવું; કારણકે મારા દેશની રાજકીય પ્રગતિના કાર્યને મારે હાથે મારા ઇરાદા વગર તે વખતે ગંભીર નુકસાન પહોંચાડવામાં આવ્યું હતું. અને એવા પ્રકારના કામ માટે વાઈસરોયની કાઉન્સિલના સભાસદ તરીકે થોડી મુદતનું કામ મને બહુ ઉપયોગી નીવડશે ઇ. સ. ૧૮૯૭ માં બનેલો દુઃખદ પ્રસંગ મારી વિરૂદ્ધમાં વારંવાર લાવી શકાય; પણ તે બનાવ બની ગયા પછી લોર્ડ સેન્હર્સ્ટે પોતે આપેલ પ્રમાણપત્ર જેવો દાખલો અને મુંબઇની અને

સુપ્રીમમાં સભ્ય તરીકેની મારી કામગીરી મારી વિરૂદ્ધના ટીકાકારોનું મોઢું બંધ કરવા માટે પુરતાં થઇ પડે તેમ છે. ઈંગ્લાંડમાં રહીને કામ થાય એ મારા અન્તઃકરણને બહુ ગમે છે કારણકે તેનાથી સર વીલીઅમ વેડર્બર્ન, શ્રી હ્યુમ, અને મી. દાદાભાઈ પ્રસન્ન થશે, જેમના નામ ઉપર ચાર વરસ પહેલાં હું એક પ્રકારની ઝાંખપ લગાડવામાં કારણભૂત બન્યો હતો.

× × × ×

મેં ખુલ્લા દીલથી અને સંકોચ વગર આ પત્ર લખ્યો છે; અને આશા રાખું છું કે મારા લખવાનો ઉલટો અર્થ લેવામાં નહિ આવે. જાહેર જીવનમાં મારા ઉપર આપનો મોટો ઉપકાર ચડ્યો છે; અને મને લાગે છે કે મારે મારા હૃદયની અભિલાષા તેમજ હૃદયના કારી ઘા આપની પાસે ખુલ્લા મૂકવા; તેમ કરવા માટે મને આપના તરફથી અવગણના નહિ મળે."

બીજે વરસે લોર્ડ કર્ઝનની આજ્ઞાથી જાણીતો યુનિવર્સિટી કમિશનનો અહેવાલ રેલે તરફથી પ્રકટ થયો. એ અહેવાલે આખા દેશમાં જોરદાર ચળવળ ઊભી કરી હતી. યુનિવર્સિટીઓનાં ખાતાંઓને લાગ્યું હતું કે એ અહેવાલની ભલામણોમાં ઘણાં ભયનાં સ્થાન હતાં; મુંબઈ યુનિવર્સિટીએ એ ભય તરફ સૌથી પહેલાં પોતાનું લક્ષ દોર્યું હતું; અને રેલેની ભલામણો ઉપર વિચાર કરવા એક સમિતિ એ યુનિવર્સિટીએ યોજી હતી. આ ભલામણો બારીકાઇથી તપાસી જોવામાં સર ફીરોજશાહે આગળ પડતો ભાગ લીધો હતો; અને યુરોપીઅન અને હિન્દી સભ્યોની બનેલી એ સમિતિ પાસેથી સર્વાનુમતે ભલામણો અને સૂચના મંજુર કરાવવામાં એમનો હાથ હતો; એ અહેવાલમાં અસલી ભલામણો ઉપર કડક ટીકાઓ કરવામાં આવી હતી. શ્રી ગોખલે તે સમયે કલકત્તામાં (રાજધાનીમાં) હતા; તેથી તે જાણી શકયા હતા કે યુનિવર્સિટી કમિશનની ભલામણો સામે શહેરમાં સખત વિરોધ

હતો તો પણ મુબઈ યુનિવર્સિટી કમિટી તે ભલામણોનો અસ્વીકાર કરે એવુ બનતુ જરા પણ સભવિત નહોતુ તે સમિતિમાં ભિન્ન ભિન્ન મત હતા બીજા ઉપર પોતાના મતનો પ્રભાવ પાડવાનુ બળ સર ફીરોજશાહમા હતુ તેટલુ બીજા કોઇમા નહોતુ, તેથી તે એવો અહેવાલ તૈયાર કરી શકયા કે જે પરથી એમ કહી શકાય કે લોર્ડ કર્ઝનનો હેતુ યુનિવર્સિટીઓને સરકારી કચેરી બનાવી દેવાનો હતો તેનો સખત સામનો એ અહેવાલમા થયો હતો શ્રી ગોખલેએ તે વખતે સર મહેતાને પત્રમા લખ્યુ હતુ કે —

"એક જ અપવાદ સિવાય સમિતિના યુરોપીઅન સભ્યો આપની બધી ટીકામા અને દરખાસ્તોમા સમત થયા છે એ આપણા બધાનો ધ્યાન ખેચે એવો વિજય ગણાય દરેક જણે સ્વીકારવુ જોઇએ કે એ વિજય આપની મોટી કુનેહથી, પ્રભાવથી અને આપના જોરદાર વ્યક્તિત્વથી મળી શકયો છે અહિં એમ વિચારાય છે કે તમારી સમિતિનો આ અહેવાલ મુબઈ યુનિવર્સિટી સ્વીકારે અને ઘણુ કરીને તેમ થશેજ તો યુનિવર્સિટી કમિશનની ભલામણુ સામેનો વિરોધ ઘણોજ બળવાન બનશે જેમ આપણે મુબઇમા કર્યુ છે (અથવા તરતમાં કરશુ) તેમ અહિં કલકત્તામા યુનિવર્સિટી બહાર પડીને કમિશનના અહેવાલનો વિરોધ કરે એવી આશા અહિંના લોકો સેવતા નથી તેથી અહિંના અને આપણી તરફના રાજકીય નેતાની લાયકાતમાં અને રાજકીય કમતી પણમા મોટો તફાવત છે એ અહિં છૂટથી સ્વીકારવામાં આવે છે અહિના લોકો કેવા ઊર્મિલ છે અને કેવી સહેલાઇથી બીજાથી દોરાઈ જાય છે તે આપ જાણો છો ૪ સ ૧૯૦૧ ની હિન્દી મહાસભા પછી નદીની હિન્દી કોંગ્રેસ સમિતિને દાખી દેવામાં આપની અને મેનર્જીની જોહુકમી માટે જે લોકો બરાડા પાડતા હતા તેજ લોકો આજે આપના વખાણ કરી આસમાન સુધી આપને ચડાવી દે છે અને આપને હાલના સમયના મોટામા મોટા રાજકીય નેતા તરીકે

માન્ય ગણે છે (હું કહું છું કે) બહુ વાજબી રીતે માન્ય રાખે છે."

ઇ. સ. ૧૯૦૪ માં શ્રી ગોખલે મદ્રાસમાં હતા; ત્યારે ત્યાં તેમણે રાજકીય પરિસ્થિતિ ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. એ પ્રસંગ મને બરાબર યાદ છે. તે વખતે હું સોસાઈટીમાં જોડાયો નહોતો; પણ તે સભાનો ચિતાર અત્યાર સુધી મારા મનપર તાજો રહ્યો છે. તે વખતે શ્રી ગોખલેએ સર ફીરોજશાહ વિષે જે શબ્દો કહ્યા હતા તેની છાપ મારા મનપર પોતની મેઠે પડી ગઇ હતી.

"આપણે જાપાન પાસેથી આ ધડો શીખવાનો છે, (જાપાન ભવિષ્યમાં દુશ્મન બનશે એમ તે વખતે ધારવામાં આવ્યું નહોતું- આખી દુનિયા એ રીતે જાપાનની પ્રશંસા કરતી હતી, આપણે બધા જાપાન વિષે બધું જાણવાનું પસંદ કરતા હતા) કે જો આપણાં બધા કામ સફળ બનાવવાં હોય તો જ્યાં સુધી નેતાઓને તેમના અનુયાયીઓ તરફથી જાપાનમાં દેખાય છે તેવી શિસ્ત ભરેલી આજ્ઞાધારકતા ન મળે ત્યાં સુધી આપણા બધા પ્રયત્નો કેન્દ્રિત, સંગઠિત થઇ શકે નહિ. એ વાત સાચી છે કે આપણા દેશમાં એકજ વિચારના, સ્થિર વિચારના ઘણા નેતાઓ નથી કે જે આપણને દોરી શકે; પણ આપણી પાસે એવા નેતા બીલકુલ નથી તેમ ન કહી શકાય. આપણી પાસે સર ફીરોજશાહ મહેતા એવા એક નેતા છે તે ખરા દીલવાળા, સ્વદેશભક્તિથી ભરપૂર, ઉંચી શક્તિઓથી સંપન્ન અને દેશને દોરવણી આપવાને બધી રીતે લાયકાત ધરાવનારા છે પણ આપણા કેળવાયેલા લોકોના મોટા ભાગનો પૂરેપૂરો ટેકો આવા માણસોને મળ્યા કરવો જોઇએ."

ત્રણ વરસ પછી મુંબઇ શહેરમાં ધ્યાન ખેંચે એવી ચળવળ ઊભી થઇ હતી. મુંબઇની મ્યુનિસિપલ કોરપોરેશનમાં સર ફીરોજશાહે કોઇ પણ પ્રકારના વિરોધ વગર ઉચ્ચ સત્તા સ્થાપી દીધી હતી; તેથી તે

યુરોપીઅન કોમની ઇર્ષ્યાને અને અદેખાઇને પાત્ર બની ગયા હતા. તેથી તેઓએ એક ટોળકી રચવાનો નિશ્ચય કર્યો અને ચુંટણી કરનારા ઉપર એક સંપીથી તેઓએ પોતાની લાગવગ વાપરવાનો નિશ્ચય કર્યો હતો; કે જેથી બીજી ચુંટણી વખતે સર ફીરોજશાહ સભ્ય તરીકે બીલકુલ ચુંટાયજ નહિ. એ સારી પેઠે જાણીતું હતું કે સર ફીરોજશાહની વિરૂદ્ધના પક્ષની આગેવાની મુખ્યત્વે મુંબઈ સરકારના અમલદારોએ લીધી હતી. સરકારને શરમાવે એવું આ ગણાય. આજે પણ તેને સંભારવામાં ઘણીજ ઘૃણા ઉપજે છે. મ્યુનિસિપલ કોરપોરેશનના મુખ્ય માણસો, એકાઉન્ટન્ટ જનરલ, મુબઇના કલેકટર અને પોલીસ કમિશનર તરફથી એક ટોળકી રચવામાં આવી અને સુલેહના અમલદાર જે. પી. ના મતદાર મંડળ ઉપર ખુલ્લી રીતે લાગવગ લગાડવાનું કામ એ ટોળકી કરવા લાગી. આ માનનીય મંડળના માણસોએ સોળ સભ્યો ચુંટવાના હતા; અને એકાઉન્ટન્ટ જનરલની, કલેકટરની અને પોલિસ કમિશનરની લાગવગનું બળ એટલું મોટું હતું કે ચુંટણી વખતે એઓ એવી ગોઠવણ કરી શકે એમ હતું કે જ્યારે મત ગણતરી થાય ત્યારે સર ફીરોજશાહનો ક્રમાંક સત્તરમો આવે. સદ્ભાગ્યે એમની તિવ્ર દૃષ્ટિ એ જોઈ શકી કે એ સોળ પૈકીના એક ગૃહસ્થ મુંબઇ કોરપોરેશનના કન્ટ્રાક્ટર ઇજારદાર હતા; અને ચુંટાઇ આવવા માટે તે બીલકુલ લાયકાત ધરાવી શકે નહિ. તેથી બહુજ થોડા સમયમાં તે માણસને દૂર કરવામાં આવ્યો અને સર ફીરોજશાહ દાખલ થઇ શકયા. પણ એ તો જુદી વાત છે. ટાઇમ્સ ઓફ ઈન્ડીઆ અને બીજાં વર્તમાનપત્રોના પીઠબળથી આગળ પડતા યુરોપીઅનો એક હીલચાલ શરૂ કરે, આ મહાન નેતાની સામે એક મંડળી ઊભી થાય, તે એવી એક ટોળકી રચે કે જેમના પ્રયાસથી આ મહાપુરુષને કોરપોરેશનથી દૂર કરવામાં આવે, ( જે કોરપોરેશન મગરૂરીથી સર ફીરોજશાહ મહેતાનું બાળક ગણાતું, અને ઘણીવાર જો મહેતા સભામાં હાજરી ન આપી

શકતા તો એ સભા મૂલતવી ગખવામા આવતી ) એ બીનાથી આખા દેશનું ધ્યાન તે સમયે એ બનાવ તરફ દોરાયું હતું. એક વિરાટ જાહેરસભા ભરવામા આવી; અને તે વખતે સૌને એમ લાગ્યુ કે શ્રી ગોખલે તે વખતે કલકત્તામાં વડી ધારાસભામાં પોતાની ફરજ બજાવી રહ્યા હતા ત્યાંથી એમને એ સભાનું પ્રમુખસ્થાન લેવા મુબઇ આવવાનું આમત્રણ આપવુ શ્રી ગોખલે આવ્યા. મુંબઇ શહેરમાં ફેલાઇ રહેલ પુણ્ય પ્રકોપની અને તિરસ્કારની લાગણીનો સાચો પડઘો પાડી શકે એવા સમસ્ત ભારતના અનોખા મહાપુરૂષ તરીકે એમને જાહેર સન્માનથી નવાજેશ કરવામા આવ્યા હતા. એમણે તે વખતે કરેલા ભાષણમાથી એક ફકરો હુ વાચું છુ; એ આખું ભાષણ વાચવા જેવુ છે.

"કોઇપણ ટપી ન શકે એવી મહાન શક્તિ ધરાવનાર સર ફીરોજશાહ જેવો માણસ ૪૦ વરસ સુધી પોતાના શહેરને ચરણે, એ શક્તિ એક પણ પાઈ લીધા સિવાય અને જરા પણ સકોચ રાખ્યા વગર ધર્યા કરે તો એવા માણસને કોઇ પણ દેશમાં અને કોઈ પણ મ્યુનિસિપલ કોરપોરેશનમાં અપ્રતિમ મોટાઇ મળ્યા વગર રહેજ નહિ. આવી સરસ કામગીરી જેમને ચોપડે ચડી ચુકી હેય તે માણસ પોતાના સાથીઓ ઉપર વડિલપણુ ભોગવે એ તો સાવ સમજી લેવા જેવી જ વાત છે, આવા વડિલપણા માટે જે બડબડાટ કરે તે તો આપણા મનુષ્ય સ્વભાવનાં મૂળતત્ત્વોને જ સ્વીકારતા નથી એમ સમજવુ જોઇએ. આવા પ્રકારના ઉપરીપણાના સ્વીકારમા એક પ્રકારની ઊંડી કૃતજ્ઞતા સમાયેલી છે, જેમની સેવા કરવામા એક માણસે પોતાની આખી કારકીર્દિ અર્પણ કરી હોય તેમના તરફ આવી ઉંડી કૃતજ્ઞતા હોયજ, અને તેની સાથે સાથે પોતાના નેતાના ડહાપણમા અને નિર્ણય શક્તિમા ઉંડો વિશ્વાસ પણ જોડાયેલો હોય છે. મુબઇ કોરપોરેશનમા સર ફીરોજશાહનું જે સ્થાન છે તે બેશક આખા હિન્દુસ્તાનમાં અદ્વિતીય ગણાય. પણ મી. ચેમ્બરલેન બર્મિન્ગહામમા જે જોરદાર લાગવગ ધરાવતા હતા

તે એમના જોટાની જ ગણાય. ઘણાં વરસો સુધી ઈંગ્લાંડના વ્હીગ પક્ષમાં લોર્ડ પામર્સ્ટન જે સ્થાન રોકી બેઠા હતા તે પણ સર ફીરોઝશાહના દાખલાથી જુદો પાડી શકાય તેવો દાખલો નથી; આગળ જતા લિબરલ પક્ષમાં મહાન ગ્લેડસ્ટને જે પ્રભાવ પાડ્યો હતો તે પણ તેવોજ હતો."

હવે પછી હું જે પત્ર વાંચવા માગું છું તેમાંથી એવો પુરાવો નીકળે છે કે જેની સામે જરા પણ શંકા ઉઠાવી શકાય નહિ એ પત્ર સર ફીરોઝશાહને લખાયેલો નહોતો; તેમની હકીકત જાહેર સભામાં ભાષણરૂપે બોલવામાં આવી હતી એમ પણ નથી. એ લેખ દુનિયા આગળ હું પહેલીવાર જ પ્રસિદ્ધિમા મૂકું છુ. આ શહેરના શ્રી વી. કૃષ્ણસ્વામી આય્યર ઉપર લખાયેલો એ અંગત કાગળ છે. તે વખતે એટલે ઈ. સ. ૧૯૦૮ માં તે વરસની કોંગ્રેસની બેઠક ભરાય તેની પહેલાં લોર્ડ મિન્ટોએ સૂચવેલા રાજદ્વારી સુધારા જાહેર થશે એમ આશા રાખવામાં આવતી હતી. એ કોંગ્રેસની બેઠક પહેલી કનવેન્શનની બેઠકરૂપે આ શહેરમા ભરાઇ હતી. આ સુધારાને ઉદાત્ત સ્વરૂપ આપવામા અને તેમાં પ્રગતિનાં લક્ષણો દાખલ કરાવવામાં લોર્ડ મિન્ટોની સાથે સાથે શ્રી ગોખલેએ પણ મોટી જહેમત ઉઠાવી હતી. તે કામમા એમણે જે ભાગ ભજવ્યો હતો તેને માટે એ બહુ ગૌરવ લેતા હતા તેથી તેમણે શ્રી વી. કૃષ્ણસ્વામિ આય્યરને એક કાગળ લખ્યો હતો. એ પત્રમાં સર ફીરોજશાહનું નામ બહુ માનપૂર્વક દાખલ કરેલામા આવ્યું છે.

### એ પત્ર

"એ વાત હવે ચોક્કસ છે કે હવે આવવાના સુધારા તાત્વિકતાથી ભરેલા હશે, અને કોંગ્રેસની બેઠક મળે તેની પહેલા એ સુધારાની જાહેરાત થઇ જશે કેટલાંક સ્પષ્ટ કારણને લીધે એ સુધારાની હકીકત હું તમને આ પત્રમાં આપી શકતો નથી, પણ હું જાણું છું કે તમારો

મારાપર વિશ્વાસ છે અને મારી પાસેથી જાણી લેવામા તમને જરા પણ વાંધો હોઈ શકે નહિ કે લોર્ડ મોર્લેમા આપણે મૂકેલો વિશ્વાસ ડીસેમ્બર માસમાં પૂરેપૂરી રીતે બર આવશે. હિન્દુસ્તાનની જાહેર જનતાના મન ઉપર તે સુધારાની પૂરેપૂરી અસર થવા પામે તેના માટે જે જરૂરનું છે તે એ છે કે એ સુધારાની જાહેરાત સાથે જ કેટલીક દિશામા સરકારે સમજાવટ પતાવટનુ અગત્યનુ પગલુ ભરવુ જોઇએ. અને મજબુત કારણસર હું માનુ છુ કે આવાં પગલાં સરકાર ભરે કે કેમ તેનો આધાર બધારણને અનુસરનારો પક્ષ આવતી કોંગ્રેસને પડખે કેવી રીતે ઊભો રહે છે તેના ઉપર રહેશે તેમજ એ સભામા કોંગ્રેસ જે અભિપ્રાય આપશે તેના ઉપર પણ તેનો આધાર રહેશે તેથી એ બહુ જરૂરનુ છે કે આવતી નાતાલમા દેશના બધા ભાગમાથી બધારણના વિચારવત અભ્યસીઓની મોટી સંખ્યા કોંગ્રેસની બેઠકમા ભેગી મળે, અને પ્રમુખની ખુરશી ઉપર બધારણના સિદ્ધાતને અનુસરનારામાં સૌથી જે મોખરે છે તે સર ફીરોજશાહ મહેતા બેસે નજીકના ભવિષ્યમા આપણું જાહેર જીવન જે પાયા ઉપર રચાવાનુ છે તે પાયાના સિદ્ધાતને આ વરસના પ્રમુખના ભાષણમા ફરીથી રજુ કરવા પડશે, અને વગ દાર મડળમાં તો આ જાહેરાતની રાહ ખૂબ રસપૂર્વક જોવાય છે તેથી બધી દિશાએથી સર ફીરોજશાહ મહેતા ઉપર તેમની નાખુશી કે નામરજીને એક કોર મૂકી દે એવુ દબાણ થવુ જોઇએ, અને આવતી કોંગ્રેસની બેઠકના પ્રમુખ તરીકેની તેમની હાજરીનો જબરજસ્ત લાભ મેળવી લેવો જોઇએ એ બેઠક યાદગાર બનાવોથી ભરપૂર અને એવા બધા પ્રયત્નો થવા જોઇએ "

શ્રી ગોખલે સર ફીરોજશાહ તરફ કેવી મોટી માનવૃત્તિ ધરાવે છે, કેવી ઉંચી ભમના ધરાવે છે તે આ પત્ર સ્પષ્ટ બતાવી આપે છે. હિન્દુસ્તાનના રાજકાજમાં કટોકટીનો વખત આવ્યો હતો ત્યારે કોંગ્રેસના વધારેમાં વધારે લાયક પ્રમુખ તરીકે શ્રી ગોખલેએ એમને માન્યા

હતા; તે વખતે જૂની કોંગ્રેસ વ્યાવહારિક રીતે વિલીન થઈ ગઈ હતી; અને નવા પાયા ઉપર નવી કોંગ્રેસની તે વખતે રચના થવાની હતી. લોર્ડ મિન્ટો હિન્દુસ્તાનની પ્રજાને જરા સંતોષ આપવાનો ઇરાદો રાખતા હતા. તેમણે સુધારાની જે યોજનાની જાહેરાત કરી હતી તેના ઘડતરમાં શ્રી ગોખલેએ થોડો ભાગ લીધો હતો, એ યોજનામાં દેશનો ઘણો લાભ રહેલો છે એમ શ્રી ગોખલેને જણાતું હતું.

ઈ. સ. ૧૯૧૫ માં બન્ને જણ શ્રી ગોખલે અને સર ફીરોજશાહ સંસારમાંથી વિદાય થયા; શ્રી ગોખલે એ વરસના આગલા ભાગમાં અને સર ફીરોજશાહ વરસના પાછલા ભાગમાં વિદાય થયા. શ્રી ગોખલેના અવસાનથી સ્વાભાવિક રીતે દેશમાં મોટો હાહાકાર વર્તી રહ્યો હતો. શ્રી ગોખલેના નામની અને તેમની સેવાની યાદગીરી રાખવા માટે મુંબઈમાં મોટી જાહેરસભા ભરવામાં આવી હતી તેમાં મુંબઈના ગવર્નર લોર્ડ વિલિંગ્ડન અને લેડી વિલિંગ્ડન પણ હાજર રહ્યાં હતાં. તે સભામાં જ્યારે ઘણાખરા માણસો બોલી રહ્યા ત્યારે સર ફીરોજશાહને તેમની મરજી વિરૂદ્ધ મંચ ઉપર આવવાને વિનતિ કરવામાં આવી. એમના ઉપર શોકનો પ્રભાવ એટલો બધો જામી ગયો હતો કે તે એ સભાના કામકાજમાં ભાગ લઈ શકે તેમ નહોતું. છાપાના એક પ્રતિનિધિએ કહ્યું હતું કે તેમના ચહેરા ઉપરનો સિંહનો જે રૂવાબ હતો તે એ દિવસે અસ્ત પામ્યો હતો. તેમનું મોઢું સાવ પડી ગયું હતું; તેમના સ્નાયુ ઢીલા થઇ ગયા હતા; અને વૃદ્ધાવસ્થાને લીધે, નબળાઇને લીધે, અને શોકને લીધે તેમના ભવાં ઉપર કરચલીઓ આવી ગઇ હતી એવી કરચલીઓ કોઈએ એ ચહેરા ઉપર પહેલાં જોઇ નહોતી. જ્યારે સર ફીરોજશાહ એ સભાના કામકાજમાં ભાગ લેવા બહાર પડ્યા ત્યારે પોતાના શરીરને કેવળ પોતાની ઇચ્છા શક્તિના બળથી તેમને પકડી રાખવું પડ્યું હતું. લાગણીથી ગુંગળાઇ ગયેલા અવાજથી તેમણે નાનું સરખું ભાષણ આપ્યું. આ રહ્યો તેનો અગત્યનો સાર.

" મેં આજે લાંબુ ભાષણ કરવાનો ઈરાદો રાખ્યો હોત તો પણ હું સંબંધ પૂર્વક એક સરખું બોલી શકયો ન હોત; કારણ કે મારે પડખેથી મારા કીમતી દોસ્તો એક પછી એક ખરતા જોઈને મને ઘણી જ દીલગીરી થાય છે, હું અતિશય ખિન્ન થઈ ગયો છું, અને મારી પાકતી જતી વયમાં મારી જાતને હું એકલવાયો થયેલો દેખું છું. તેલંગ એમના વડવાઓના સાથમાં ચાલ્યા ગયા; રાનડે આપણી વચ્ચે છે જ નહિ; બદ્રુદિન ચાલ્યા ગયા; અને આપણા પ્યારા ગોખલેએ, અફસોસ! પોતાની આંખો હમેશ માટે બંધ કરી દીધી છે; અને બીજાં ઘણાંના નામ હું આપી શકું તે બધા મને મૂકી ચાલતા થયા છે– મને તજીને, મને એકલવાયો બનાવીને ચાલતા થયા છે. દેશ માટેનું જે ભગીરથ કામ આપણા ઉપર આવી પડયું છે તે કામમાં હું જાણે હવે એકલો જ થઈ ગયો છુ.

દિલગીરીના તીવ્ર ભાન સાથે મારાથી યાદ કર્યા વગર રહેવાતું નથી કે કેવી કેવી યોજનાઓ ગોખલેએ ઘડી હતી, કેવી મોટી આશાઓ તેમણે સેવી હતી, પોતાના પરમપ્રિય દેશના વિકાસ માટે અને પ્રગતિ માટે તેમણે પોતા માટે કેવાં કેવાં કામ નક્કી કરી મૂકયા હતાં. જે કામ આપણે આપણી આગળ ઊભું કર્યું છે તે કામ ગોખલેની મદદ વગર, તેમના સહકાર વગર, તેમની દોરવણી વગર ખંત પૂર્વક કેમ ચાલુ રહી શકશે તે હું સમજી શકતો નથી."

બેનો અને ભાઈઓ આ બે મહાન પુરુષો વચ્ચે મતભેદ હતા. એ વાત સંતાડવાની જરૂર નથી. એ તો એક સામાન્ય અનુભવની વાત છે. અને તે તમે સમજી શકશો જ. બે મહાન પુરૂષો એક જ રીતે દેશના કામમાં રચ્યા પચ્યા હોય, અને એક જ જાતના જ્ઞાનથી સજ્જ થઈ દેશ ભક્તિથી પ્રેરાઈને એક જ જાતના પ્રશ્નનો ઉકેલ લાવવામાં તે ગુંચાયા હોય, ત્યારે તે હંમેશા એકમત રહે એ બનવું કેવું અશકય છે! ખરી રીતે તો તેઓ એકમતના રહ્યા હોય તો

એ લોકો જાણતા હોવાથી તેના માટે આવા પ્રકારનું વિરોધ દર્શક પગલુ ભરવાની ચર્ચા તે જ્યારે કરતા હતા ત્યારે શ્રી ગોખલેએ એમ કરવાની ના કહી હતી અને પોતાનો વિરોધ રજુ કર્યો હતો. તેમણે કહ્યુ કે "આ પગલું આપણને છાજતું નથી; આપણે આવા પ્રકારે વર્તવુ ન જોઇએ" પણ સર ફીરોજશાહ તે વિષે બહુ આતુર હતા. તેથી તેમણે શ્રી ગોખલેને લખી જણાવ્યુ કે તે પોતાના નિર્ણયમાં ફેરફાર કરી શકતા નથી. પછી શ્રી ગોખલે એમની સાથે જોડાયા, તેમણે કહ્યું "ઠીક, હું તમારી પાછળ ચાલ્યો આવીશ; મારા સાચા કામમાં હું એકલો રહું તેના કરતાં ખોટા કામમા તમારી સાથે રહેવાનું હું પસંદ કરીશ" અને કાઉન્સિલની રજા લઈ બહાર નીકળવાનો શ્રી ગોખલેનો વારો આવ્યો ત્યારે બીજા ગૃહસ્થો ક્રોધના ભાવથી જેમ એકદમ ચાલ્યા ગયા તેમ એમણે ન કર્યું. તેમણે ધારાસભા છોડતાં પહેલા નાનું સરખુ ભાષણ કર્યું હતું.

"નામદાર ગવર્નરસાહેબ, મારો અંગત ખુલાસો હું આપની રજાથી રજુ કરી શકુ? આજે બપોરે જે ટીકા મે કરી હતી તેમાં મેં જણાવ્યું નહોતું કે જો આ સુધારો ઉડી જવા પામે તો મારે કયો માર્ગ લેવાનો છે તેના વિષે એક પણ શબ્દ ઉચ્ચારવાની મારી મરજી નહોતી. નામદાર સાહેબ, હુ એટલુ કહેવાની મારી ફરજ સમજુ છુ કે મારા માનવંતા ગોઠીઆઓમાંના કેટલાકે જે માર્ગ સ્વીકાર્યો છે તે મારે પણ સ્વીકારવો જોઈએ હું આ માર્ગ ઘણી આનાકાની પછી અને ઘણી દીલગીરી સાથે સ્વીકારૂ છુ. આપ નામદાર તરફ કે આપ નામદારના ગોઠીઆ તરફ અંગત માનનો અભાવ દર્શાવવાનો મારો હેતુ નથી. માત્ર કર્તવ્યના ઉગ્ર ભાનને લીધે જ આ પગલું લેવા હું પ્રેરાયો છુ. કારણકે જો હું અહિં જરા વધારે સમય હાજર રહુ તો આ કાયદામાં મારો સહકાર હોવાની છેવટે જે જવાબદારી મારાપર આવે તે સ્વીકારવા હું તૈયાર નથી."

તે પછી શ્રી ગોખલે ચાલતા થયા. પણ તેથી સર ફીરોજશાહને તે પૂરેપૂરા રાજી રાખી શકયા નહિ. કારણકે તેમણે ગવર્હનર સાહેબને અને તેની કાઉન્સિલને અંગત ખુલાસો રજુ કર્યો . પછી આ પગલું લીધું હતું. અને સર ફીરોજશાહના મત પ્રમાણે. એ લોકો આવા અંગત ખુલાસાનું માન મેળવવાની લાયકાત ધરાવતા નહોતા. આપણા તરફના આ વિવેકી વર્તન વાસ્તેનો હક્ક તેઓએ કયારનો . ગુમાવી દીધો હતો.

અત્યાર સુધી જાહેરમાં ન આવેલો બીજો કાગળ હું તમારી પાસે રજુ કરૂં છું. આ પત્ર ઈ. સ. ૧૯૦૬ માં લખાયો હતો, અને જે વિષય અત્યારે લગભગ વિસારી દેવામાં આવ્યો છે તે વિષયને. લગતી વાત એમાં આવે છે. જે લોકો ડૉ. એની બિસાન્ટની પ્રવૃત્તિ વિષે જાણે છે તે બધાને યાદ હશે કે દેશના રાજબંધારણમાં જે સુધારા હિન્દીજનો ઇચ્છતા હોય તે સુધારાને કાયદાના રૂપમાં કલમ કલમ વાર ઓઢવી એક કાયદાનો ખરડો તૈયાર કરવાનો વિચાર સેવાતો હતો. ઘણા લોકોએ સૂચવ્યું હતું કે આવો ખરડો ઇ. સ. ૧૯૦૫ ની આસપાસ તૈયાર કરાવી ઈંગ્લાંડની પાર્લામેન્ટ તરફ કોઈ વગદાર વ્યક્તિ મારફત રવાના થવો જોઇએ. જ્યારે શ્રી ગોખલેએ આ બાબત સર ફીરોજશાહની સલાહ લીધી ત્યારે એ ખરડાનું રૂપ ઘડાઈ ગયું હતુ. તેમણે એ ખરડાને લાત મારી ફગાવી દીધો. આવી બાબતમાં વિચાર કરવાની એમની કુદરતી પ્રેરણાશક્તિ વધારે જોરદાર હતી. અને કયે પ્રસંગે શું બનશે તે એ બરાબર જાણી શકતા હતા. તેમણે કહ્યું કે જો આમ કરીએ તો તેમાં મોટું જોખમ આપણે ખેડ્યું ગણાય. તેથી શ્રી ગોખલેએ એક પત્ર શ્રી પી. કૃષ્ણસ્વામિ આય્યરને લખ્યો કેઃ

"૧૪ મી એપ્રિલે હું ઇંગ્લાંડ જવા રવાના થાઉ છું. મારી સાથે કાયદાના ખરડાની જે નકલ હું લઈ જવા ધારતો હતો તે બાબતમાં ગંભીર મુંઝવણ ઊભી થવા પામી છે. એ વિષય પરત્વે સર પી. એમ

મહેતાએ ઘણું જોરદાર વિરોધવાળું વલણ પકડ્યું છે. આપણે પોતાને હાથે ઘડાયેલા મુસદ્દામાં ચોક્કસ દરખાસ્તો અને માગણીઓ મૂકીને આપણે આપણી જાતને બંધનમાં મૂકવી ન જોઈએ એવો આગ્રહ એ રાખે છે. પણ તે કહે છે કે આપણાથી જેટલું બને તેટલું વધારે આપણે માગવું, અને સુધારાના હવે પછીના હપ્તાનું સ્વરૂપ નક્કી કરવાની જવાબદારી સરકાર ઉપર જ આપણે નાંખવી જોઈએ. અને એમના અભિપ્રાયને માન આપવું જોઈએ. જાહેર જીવનમાં તેમના ઉચ્ચ સ્થાનનો વિચાર કરીએ, અને મુંબઈ ધારાસભાના અને વડી ધારાસભાના સભ્ય તરીકે તેમના અજોડ અનુભવનો વિચાર કરીએ તો એમના અભિપ્રાયને અવગણવો એ ઠીક ન ગણાય. અહિંથી કોઈપણ મુસદ્દો મારી સાથે લઈ ન જવો એજ ઉત્તમ માર્ગ જણાય છે."

આ બતાવી આપે છે કે જેમ શ્રી ગોખલે તરફથી અપાતું હતું તેમ સર ફીરોજશાહના સહવાસમાં આવનારા તરફથી પણ એમના અભિપ્રાયને ઘણું ઉંચું માન આપવામાં આવતું હતું.

બીજી ત્રણ અગત્યની એવી બાબતો હતી કે જેના વિષે તે બન્ને જુદા અભિપ્રાય ધરાવતા હતા. હું એ બાબતમાં લાંબા ઉતારા તમારી પાસે રજુ કદાચ નહિ કરી શકું પણ હું તમને આટલું તો કહી શકું. ઇ. સ. ૧૯૦૫ માં જ્યારે શ્રી ગોખલેએ હિન્દ સેવક સમાજ ઊભી કરી ત્યારે તેમણે એ સંસ્થાના ઉદ્દેશ, નિયમ વગેરેને લગતા કાગળીઆ તેમજ શ્રી ગોખલેની પોતાની ભાવના સર ફીરોજશાહ પાસે રજુ કરી હતી. સર ફીરોજશાહે તે વિચારને ભારપૂર્વક નાપસંદ કર્યો હતો. ક્યા પ્રકારની વિચારશ્રેણી એમણે સ્વીકારી હતી તે હું જાણતો નથી; પણ શ્રી ગોખલેએ મને આટલું કહ્યું હતું. તેમણે શ્રી ગોખલેને કહ્યું હતું કે હિન્દ સેવક સમાજના સેવકોનું જીવન સંયમ અને તપશ્ચર્યાવાળું રાખવામાં આવ્યું છે તેથી, તેઓને પોતાના યોગક્ષેમ માટે બહુ જુજ રકમ સોસાઈટીમાંથી મળવાની છે તેથી, અને તેઓના પોતા માટે પણ

બીજી કોઈ કમાઈ કરવાની તેમને મના કરવામાં આવી છે, અથવા તો પોતાનાં અંગત કામો ઉપર ધ્યાન આપવાની તેમને મનાઈ કરવામાં આવી છે તેથી સર ફીરોજશાહને શંકા રહેતી હતી કે એવીજ રીતે દેશની સેવા જે લોકો કરી શકતા ન હોય તેવા માણસો વચ્ચે આ સેવકો જાણે જરા ઉચ્ચ કોટિના-ઉંચી ન્યાતના હોય એવું બની જશે; અને આવા સેવકોનું તેમના સહકારીઓ સાથેનું અને બીજા દેશભક્તો પ્રત્યેનું વલણ કદાચ જરા નૈતિક મોટાઈ ભોગવનારા માણસો જેવું બની જશે. પોતાના દેશની સામાન્ય જનતા પાસેથી વધારે પડતું માન મેળવવાનો તેઓ દાવો કરશે. હું આ વાત એટલા માટે કહું છું કે તે વાતમાં થોડી અગત્ય રહેલી છે. અમે કયી જાતના માણસો છીએ તે તમે તો જાણો છો. અમે મોટા હોવાનો જરાપણ આડંબર રાખતા નથી. ઉલટાનું તમારામાંના કોઈનું ધ્યાન ખેંચાયું હશે કે જ્યારે અમે દેશના જુદા જુદા ભાગમાં ફરીએ છીએ ત્યારે તમારા બધાની વચ્ચે અમે ઉતરતી પંક્તિના સ્થાન માટે સર્જાયા હોઇએ એવી રીતે અમારૂં વર્તન અમે રાખીએ છીએ.

વિચારભેદનો-મતભેદનો બીજો જાણીતો મુદ્દો છાપખાનાના કાયદાને લગતો હતો. તે કાયદા માટે મી. એસ. પી. સિંહાએ (-પાછળથી સર) પોતા ઉપર જવાબદારી લીધી હતી. તે વખતે શ્રી ગોખલે તેમના સહયોગી હતા. તેમણે છાપખાનાના કાયદા કરવા વિરૂદ્ધ સખત વાંધો ઉઠાવ્યો હતો અને તેમા ઘણા સુધારા તેમણે સુચવ્યા હતા. અને દરેક કલમ ઉપર તેમણે પોતાની લડત રજુ કરી હતી. પણ છેવટે જો કે તેમણે એ કાયદાની તરફેણમાં મત નહોતો આપ્યો તોપણ તેમણે આ કાયદાની વિરૂદ્ધ પણ પોતાનો મત આપ્યો નહિ. તેમ કરવાનું કારણ પણ હતું. એ મારે તમારી પાસે કહી દેવું જોઇએ. કારણકે ખાસ કરીને યુવાન વર્ગ માટે તો એ હકીકત ખૂબ ધ્યાન આપવા જેવી છે. તમને યાદ હોવું જોઇએ કે લોર્ડ સિંહા વાઇસરોયને મદદ કરની કારો-

જ ની સભાના પહેલા હિન્દી સભાસદ હતા તેને માટે લોર્ડ મોર્લેએ ખૂબ તકલીફ ઉઠાવી હતી. વાસ્તવિક રીતે ગ્રેટબ્રિટનના બધા આગળ પડતા રાજદ્વારી પુરુષો અને રાજકીય ક્ષેત્રમાં ફરતા માણસો આ બાબતમાં એમની સામે થયા હતા. પણ તેમણે એ બધાને કોરે મૂકી દીધા હતા કમનસીબી એવી આવી કે લોર્ડ સિંહાએ જેવી નવા હોદ્દાની લગામ હાથમાં લીધી કે તરતજ તેમને ભાગે આ છાપખાનાનો કાયદો પેશ કરવાનું કામ આવી પડ્યુ હતુ; જે કાયદા તરફ તે પોતાના ખગ અંતઃકરણનો અણગમો રાખતા હતા. તેની કલમો એટલી બધી સંકુચિત હતી, એટલી બધી કડક હતી, અને એટલી બધી દમાણ લાવનાર સ્વરૂપની હતી કે તેમણે એમ કહ્યુ હતુ કે એ કાયદાની જવાબદારી ઉપાડવા તે તૈયાર નહોતા. તેમણે કહ્યુ હતુ કે તે રાજીનામું પણ આપે, અને જો તે રાજીનામું આપે તો શા શા બનાવ બને, અને લોર્ડ મોર્લેના ચિત્ત ઉપર તે કેવી નિરાશાજનક અસર ઉપજાવે તેની બીકને લીધે સિંહાના મિત્રોમાના ઘણા લોકો તેમને ત્યા ખાનગી રીતે એકઠા થયા તેમા સર લોરેન્સ જેન્કિન્સ નામના ચીફ જસ્ટિસ પણ હતા રાત અને દિવસ આ લોકોએ તેમને સલાહ આપી અને કાયદામાં અનેક ઝીણા મોટા સુધારા કરવામા તેમને એવી મદદ કરી કે જેને લીધે એ કાયદાની કડકાઈ તેમાંથી ખસેડી લેવામાં આવી હતી. તો પણ એ કાયદાનો ખરડો બેબો તો હતો જ અને પડદા પાછળ રહીને જે શ્રી ગોખલેએ લોર્ડ સિંહાને એમના પ્રયત્નમા બધી રીતે ટેકો આપ્યો હતો. તેમણે તેમને કહ્યુ હતુ. "દરેક તબક્કે આ ખરડાની સામે થવા માટે મારે તમારી રજા લેવાની છે." ત્યારે સિંહાએ કહ્યુ "જો તમે એ ખરડાનો વિરોધ કરવાના છો તો આમાથી તરતજ છૂટા થવાની તમે મને રજા આપો" તેમણે પોતાના સ્થાનનું રાજીનામુ આપવાની ધમકી આપી, અને શ્રી ગોખલે તે ખરડાની સામે ન થાય તેવી રીતે એમણે એમના ઉપર ખૂબ સમજાવટવાળું દબાણ કર્યું. તેમના પ્રત્યેના માનને લીધે, અને જો તે રાજીનામુ આપે

તો વળી કંઇ નવુ બની જાય તેની બીકને લીધે, અને રખેને આ પ્રસગનો એક દાખનારૂપે સવળો અને સાચો અર્થ દેશમા સમજાયા વગરનો રહેવા ન પામે એટલા માટે શ્રી ગોખલે બોલ્યા "આટને સુધી હુ તમારી સાથે રહીશ, હુ એકદર રીતે કાયદાના ખરડાની તરફેણમાં તો બોલીશ, અને તેની વિરૂદ્ધ મત આપતાં હું અટકીશ, પણ તેની સાથે મારા પોતાના અન્તરાત્માને માન આપી હું તે કાયદાની તરફેણમાં મત આપીશ નહિ " જ્યારે આ વાત સર ફીરોજશાહને કાને પહોચી ત્યારે તેમને બહુ ગુસ્સો ચઢ્યો હતો તેમણે કહ્યુ કે સિંહા સાથે કોઇ જાતના કરારમાં ઉતરવાનુ ગોખલેનુ કામ નહોતુ. મિંહાને પોતાનુ કામ કેમ લેવુ તે આવડતુ હતુ. મુબઇ ઇલાકાના પ્રતિનિધિએ (ગોખલેએ) સીધી સડક પરથી શા માટે આડે જવુ જોઇએ ? સિંહાની મદદમાં ખભેખભો લગાડી શા માટે તેમણે ઊભા રહેવુ જોઈએ ? અને લોકોની ટીકાનો મોટો ભાર પોતા ઉપર શા માટે તેમણે વહોરી લેવો જોઇએ ? તેમણે તો કાયદાની વિરૂદ્ધ જ મત આપવો જોઇતો હતો. અને તેમનો મત એ કાયદાની વિરૂદ્ધ છે એમ સૌને જણાવવું જોઇતુ હતુ આ કૃત્ય માટે સર ફીરોજશાહ શ્રી ગોખલેને કદિ પણ માફ કરે તેમ હતુ જ નહિ.

તે પછી પ્રાથમિક કેળવણીના કાયદાનો ખરડો એવો હતો કે જેને અગે શ્રી ગોખને સર ફીરોજશાહનો સહકાર મેળવી શકયા નહોતા. તેનાં અનેક કારણો હતાં એ વસ્તુની નીતિના સ્વરૂપ માટે નહિ પણ તે કાયદાને અંગે કારોબારી વ્યવસ્થાને કારણે અને ધારાઓની ગોઠવણને કારણે એ મતભેદ રહ્યો હતો. એ બાબતમાં શ્રી ગોખલે સાથે સર ફીરોજશાહ પૂરેપૂરા સમત થયા નહોતા

પણ જે મુખ્ય મુદ્દા ઉપર તે બન્ને એકમેકથી વિરૂદ્ધ વિચાર ધરાવતા હતા તે મુદ્દો દક્ષિણ આફ્રિકાના પ્રશ્નનો હતો તમને યાદ હશે કે ઈ. સ. ૧૯૧૪ માં આપણા હિન્દીઓનો અને ગોરા લોકો વચ્ચેના

ઝઘડાના મુખ્ય મુદ્દાનું સમાધાન થવા માટે સ્મટ્સ—ગાંધીનું નામીચું કરારનામું થયું હતું. એ સમાધાન એવું રચાયું હતું કે જેને અંગે આપણા તરફથી ઘણું નમતું આપવાનું હતું. શ્રી ગોખલે અને શ્રી ગાંધી એવા નિર્ણય પર આવ્યા હતા કે આપણી હિન્દી પ્રજાને–લગભગ દોઢલાખ જેટલી હિન્દી પ્રજાને–તેમના પર આવી પડેલી ભયંકર પરિસ્થિતિમાંથી બચાવવાના હેતુથી આખા સામ્રાજ્યમાં સમ્રાટના હિન્દી પ્રજાજનને વસાહત કરવાનો સ્વતંત્ર હક્ક ગણાતો હતો તે હક્ક જતો કરવાનું જરૂરનું હતું. આ વસાહત કરવાનો હક્ક ખરી રીતે આપણા બોલવામાં જ રહ્યો હતો અને આપણે એ હક્કનો દાવો કરી શકીએ એટલા પુરતો રહ્યો હતો. રાજ્યબંધારણની કોઈ કલમથી કે કોઈ કાયદાની રૂએ એ હક્ક સ્વીકારવામાં આવ્યો નહોતો. બધાં સંસ્થાનો તરફથી આ હક્ક સ્પષ્ટ રીતે નકારવામાં આવ્યો હતો. તેથી કરીને એ હક્ક એવો હતો કે જેને માટે આપણે જોરથી બોલ્યા કરતા હતા પણ સામેના પક્ષે તે કદિ ચાલવા દીધો નહોતો–મજુર રાખ્યો નહોતો. શ્રી ગાંધીએ અને શ્રી ગોખલેએ—બન્ને જણાએ દક્ષિણ આફ્રિકાની ગોરી વસ્તીને કહેવું પણ હતું કે "અમારી મરજી પડે તેટલીવાર અને અમારી મરજી પડે તેટલી સંખ્યામાં આ દેશમાં દાખલ થવાના હક્કનો અમે હવે પછી બીલકુલ દાવો કરશું નહિ. અમે એ હક્ક જતો કરશું અને તમે પરદેશના માણસોને વસાહત માટે દાખલ કરવાનો કાયદો પસાર કરો, અને તમારી ઇચ્છા હોય તો એ કાયદાની રૂએ અમારા લોકોને દક્ષિણ આફ્રિકાને કિનારે પગ મૂકતાં અટકાવી રકો" આમ કરવું એ સારૂ છે એમ સર ફીરોજશાહ માનતા નહોતા. તેમને બહુ તીવ્ર લાગણી થઇ આવી અને મનમાં લાગ્યું કે આપણી હીન્દીપ્રજાની ગમે તેવી હાડમારી હોય તો પણ આપણે આટલું નમતું આપવું જોઇતું નહોતું. તેમની લાગણી એટલી બધી તીવ્ર બની ગઇ હતી કે તે પછીના દિવસોમાં જે જે જાહેરસભામાં શ્રી ગાંધી કે શ્રી ગોખલે દક્ષિણ આફ્રિકાની પરિસ્થિતિનો ચિતાર આપવા ભાષણ કરવાના હોય

તે જાહેરસભામા તે હાજરી પણ આપતા નહોતા. મારે કહેવું જોઇએ કે એઓને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે એવા બનાવો બન્યા અને તેથી સર ફીરોઝશાહ વગેરે અંશે સાચા ઠર્યા-એમની માન્યતા સાચી ઠરી આપણે હાથે કરીને આપણો મોટો હક પાછો ખેંચી લીધો હતો. શ્રી ગોખલે કે શ્રી ગાંધીની કોઇ પ્રકારની નબળાઈને લીધે આમ બન્યું નહોતુ પણ હિન્દી કોમ માટે સંસ્થાનોમા ગોરા લોકો અસાધારણ હલકા ખ્યાલ ધરાવતા હતા તેથી, ગોરા લોકોની સંસ્કૃતિને બધી જાતની હરકત પાડતી અને નીચે ઉતારતી દેશીઓમાંથી બચાવી લેવાનો તેમનો હક હતો તેથી, અને ગોરા લોકોએ જેના માટે મોટા ભોગ આપ્યા હતા તે જીવનના ઉચ્ચ ધોરણને ટકાવી રાખવાના આર્થિક કારણોને લીધે આમ બન્યું હતું

હવે હું માત્ર બે બીજા મત રજુ કરવા માગું છું. એક વાત એ હતી કે શ્રી ગોખલેની અને દેશના બીજા ઘણાખરાની મહાન ઇચ્છા ઊભી થઇ કે સુરતની કોંગ્રેસમા વિનીતવાદી અને ઉગ્રવાદી લોકો વચ્ચે જે મતભેદ ઊભો થયો હતો તે સમાધાનીથી ભેરી જવો જોઇએ અને ફરીથી કોંગ્રેસનુ સ્વરૂપ બધા પક્ષના સભ્યના સંગવાળું બનવું જોઇએ. શ્રી ગોખલે હમેશાં સમાધાનીની વૃત્તિવાળા હતા તેમનુ ચિત્ત લીનધાર ઉપર નાચતું નહોતું તે માયાળુ અને કોમળ હૃદયના હતા તે ઘણી-વાર અમને એસાઇટીમાં કહેતા 'અમારામાંના ઘણાનાં જીવન ઝઘડા ટંટાના અને કુસંપનાં વાદળો નીચે જેમ પસાર થયા તેમ તમારાં જીવન પસાર ન થાય તો સારૂં એમ હું ઇચ્છુ છુ આ દેશના લોકો વચ્ચે તમે સૌ વિગેર હાર્દિકતાના વાતાવરણમાં વિચરતા રહો એમ હું ઇચ્છુ છુ.' સમાધાની વાસ્તે તેમણે ખુબ મહેનત લીધી પણ તેમાં તે ફાવ્યા નહોતા પણ આમ કરવા માટે સર ફીરોઝશાહ એમના ઉપર ખુબ ગુસ્સે થયા હતા તેમણે કહ્યું હતું કે 'મારે તમને કહી દેવું જોઇએ કે હવે હાથિ વખત આપણે એ લોકોની સાથે દોરદોરી મીલાવીને એમને

કોંગ્રેસમાં રાખી શકશું નહિ. એ લોકો અંદર દાખલ થઇ જશે, અને મુશીબતો ઊભી કરશે, અને પછી તમારે ઘણીજ કપરી મુશીબતોના સંજોગ વચ્ચે અને ઘણી વધારે રાષ્ટ્રીય દીલગીરીના સંજોગ વચ્ચે એમનાથી છૂટા પાડવું પડશે"

બીજો મતભેદનો પ્રશ્ન એ હતો કે દેશના પ્રગતિવાન પક્ષે શ્રીમતી એની બિસાંટ તરફ કયા પ્રકારનું વલણ ધારણ કરવું. એ બાઈ બહુ ઉતાવળી ગતિથી પોતાની જાતને દેશનાં કાર્યોમાં આગલી હરોળમાં મૂકી રહ્યાં હતાં, અને એવો પણ ભય હતો કે તે કોંગ્રેસના કાર્યથી પણ મોખરે જઈ પહોંચે; અને રાજકીય ક્ષેત્રમાં સૌથી પહેલું સ્થાન તે પ્રાપ્ત કરી લે. સર ફીરોજશાહ, વાચ્છા અને બીજા ઘણા એ બાઇ તરફ ભયકારક અને જોખમી વ્યક્તિ તરીકે જોતા હતા. સૌને સન્માન પૂર્વક જોવાની શ્રી ગોખલેની સ્વાભાવિક વૃત્તિને લીધે તે શ્રીમતી બિસાંટ તરફ દુનિયાની એક મહાન વ્યક્તિ તરીકે જોતા હતા. વિદ્યામાં તે સંપન્ન હતા, અને વિશ્વવ્યાપી તેમનો અનુભવ હતો. મોટાં મોટાં કાર્યો માટે મહાભારત શક્તિ કામે લગાડવા માટે તે જાણીતાં હતાં અને આ દેશમાં શિક્ષણના ક્ષેત્રમાં, ધર્મ પ્રવૃત્તિમાં, અને તે સમયના રાજકારણમાં પણ અથાક પરિશ્રમવાળી સેવા અર્પણ કરવા માટે તે જાણીતાં થયાં હતાં. તેથી શ્રી ગોખલે કોઇપણ રીતે શ્રીમતી બિસાંટના વિરોધી થવાની વૃત્તિ સેવી શકતા નહોતા. અને હું પોતે શ્રીમતી બિસાંટની કેટલીક પ્રવૃત્તિથી દૂર રહેતો, ત્યારે તે ઘણીવાર મને કહેતા. "એમ ન કરશો. તે બાઇને પડખે ઊભા રહો." પણ વાચ્છા અને સર ફીરોજશાહ તો તદ્દન કડક વલણ ધરાવતા હતા. શ્રીમતી બિસાંટ વિષે તેમને જે શંકા રહેતી હતી તેમાંથી એ લોકો કદિ પણ મુક્ત રહી શકતા નહોતા. તેથી છેલ્લી ઘડી સુધી તેઓએ શ્રી ગોખલેને અને બીજા લોકોને તે બાઇ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખતાં અટકાવ્યા હતા. "ઓલ ઇન્ડીઆ હોમરૂલ લીગ" નામની

સંસ્થાના પ્રમુખ થતાં દાદાભાઈ નવરોજીને પણ અટકાવવાનો તેઓએ પ્રયત્ન કર્યો હતો; પણ ઉત્સાહના આવેગમાં શ્રી દાદાભાઇ તો એ સંસ્થામાં જોડાયા હતા. અને વાચ્છાએ અને સર ફીરોજશાહે તે વાસ્તે તેમની સામે વાંધો ઉઠાવ્યો હતો. મેં તમને કહ્યું હતું કે શ્રી ગોખલે તો તેમના સ્વભાવથી જ તદ્દન જુદા પ્રકારના માણસ હતા; તેથી તે શ્રીમતી બિસાંટને અંગત માન આપતા હતા; અને એ બાઇને માટે અમે બધા પૂજ્યભાવ બતાવીએ, માન આપીએ અને ગણકારતા રહીએ એ રીતે શ્રી ગોખલેએ અમને પ્રેર્યા હતા

એનો અને બાઇઓ, શ્રી ગોખલે અને સર ફીરોજશાહ વચ્ચે એકમેક વાસ્તે પ્રેમનો, માન ભરેલો અને અતૂટ સહકારનો સંબંધ હતો અને સાથી તરીકે તેઓ બન્ને એક દીલાથી જોડાયલા હતા તે સમજાવવા મેં પુરતું તમને કહ્યું છે. એક સરખા અનુરક્તિથી, એક સરખા ઉત્સાહથી, તે બન્ને રાષ્ટ્રના પ્રશ્નોનો અભ્યાસ કરતા અને રાજકારણનાં કાર્યની સેવા ઉઠાવતા; અને મહાન કાર્યો માટે દીલો-જાનીથી, વફાદારીથી અને સફળતાથી તે બન્નેએ કામો કર્યાં હતાં.

# વિષય વીસમો

## ગોખલે,' અને તેમના વિષે ઓછી જાહેરમાં આવેલી બાબતો[1]

આપણા દેશમાં જીવન ચરિત્રનાં પુસ્તકો ગંભીર—લગભગ નૈતિક ગંભીરતાવાળાં હોય છે. ચરિત્રના નાયકના શા અભિપ્રાય હતા, નાયકે કયા ઝઘડા કર્યા હતા, કયા પ્રકારના વિજય તેણે મેળવ્યા હતા. એ બધું પુસ્તકને પાને ચડે છે. પણ તે શું ખાતાપીતા હતા, તેમની કેવી આદતો અને ખાસીયતો હતી, અને તે કેવા પ્રકારની મજા પસંદ કરતા હતા, તે વિષે જીવન ચરિત્રના લખનારા કંઇ પણ લખતા નથી. જીવનની આ હળવી બાજુ પુસ્તકમાંથી બાતલ રાખવામાં આવે છે. છતાં આવી વાતો વગર કોઈપણ માણસના જીવનનું વર્ણન પૂર્ણ ગણાય નહિ. તે કેવો પોશાક પહેરતા, તે કેવી રીતે હાલતા ચાલતા અને કેવી રીતે જમતા જુઠતા એ બાબત જ્યાં સુધી આપણે જાણીએ નહિ ત્યાંસુધી એ માણસ વિષે માનસિક ચિત્ર આપણે દોરી શકીએ નહિ. શ્રી ગોખલેની મૂર્તિ સારી રીતે પરિચિત હતી—તેમનું રૂપાળું મોઢું, તેમનો ગૌરવર્ણ, તેમનો કાળો ભૂરો લાંબો ડગલો, તેમની લાલ પાઘડી, ઝીણી કિનારીવાળી ધોળી સફેત પિછોડીઃ આ એમનું સ્વરૂપ. તેમ છતાં હું

---

૧ ઇ. સ ૧૯૪૫ માં ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે મદ્રાસની રોયાપેટામાં સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટીમાં અપાએલું વ્યાખ્યાન. માનવંતા ન્યાયમૂર્તિ શ્રી એન. ચન્દ્રશેખર આય્યર તે સભાના પ્રમુખ હતા.

તમને જણાવું કે કોઈ કોઇ વાર તે ટોપી પહેરતા, અને પોતાના માથા ઉપર લાંબો રંગીત ફેંટો પણ મુલાયમ પાઘડી તરીકે પહેરતા. તે પણ ઘણાં વરસો સુધી–દખ્ખણના તળપદા માણસોની પેઠે તે જમતી વખતે સનાતન કાળથી માનીતુ થયેલું રેશમી અબોટીઉં પણ પહેરતા, અને જ્યાં સુધી તેમણે ઇંગ્લાંડનો પહેલો પ્રવાસ નહોતો ખેડ્યો ત્યાં સુધી તો તે માથા ઉપર શિખાના વાળનો મોટો ઝુડો રાખતા અને તેની મજાની ગાંઠ વાળી રાખતા, આટલુ જાણ્યા પછી તમને એમ નથી લાગતુ કે શ્રી ગોખલે જાણે આપણી પાસે વધારે નિકટ આવી ઊભા હોય? તમને એઓ આમા મળ્યા હોય તો તમે એમને પરિચિત માણસ તરીકે બોલાવો અને કહો, "વારૂ! ગોપાળરાવ, આજે કેમ છો?" જ્યારે હું શ્રી ગોખલેને પહેલીવાર મળ્યો હતો ત્યારે તે શરીરે જરા સ્થૂળ બન્યા હતા, અને કોઇ પણ વ્યાયામ માટે તેમને રૂચિ નહોતી. એક સમય એવો હતો કે તે "ટેનિસ" ની રમત રમતા હતા, અને રમવામા યુવાનને છાજે એવી તાકાત અને ઉત્સાહ તે બતાવતા હતા પ્રૌઢતા એમનામાં વહેલી આવી પહોંચી અને તેથી તેમને ફરવા જવાનો વ્યાયામ ફરીથી સ્વીકારવો પડ્યો નિયમિત રહેવાના આપણા સન્માર્ગના નિયમો પાલન કરવામા આપણી દશા શી થાય છે તે આપણે કયા નથી જાણતા? ફરવા જવાના વ્યાયામના સરળ ક્ષેત્રમાં પણ અદેખા સંજોગો આપણી સામે ત્રીજે કે ચોથે દિવસે કાવતરૂં રચે છે અને આપણે અનિવાર્ય નશીબને આપણો ધર્મ સમજીને આધીન થઇ જઇએ છીએ આવા એકાદા પ્રસગે એઓ ટેનિસના પટાંગણ ઉપર મને અને પ્રિન્સિપાલ પ્રાંજપેને એક મેક સાથે ટક્કર ઝીલતા નિહાળી રહ્યા હતા રમત રસાકસી ભરી હતી, પણ સહેલાઈથી તેનો છેડો આવે તેમ નહોતુ એક અજાણ્યા મેમાન એમના માનીતા વિદ્યાર્થીને ટપી જાય એ એમને ગમતું નહોતું. તે તરતજ બોલી ઉઠયા. "શાસ્ત્રી તમને આમ તેમ ધકાવે છે તે જોતાં મને હીણપ લાગે છે" મને શબ્દના ઔચિત્ય માટે હમેશ આગ્રહ રહેતો હોવાથી મને

જણાય કે "હિણપ" શબ્દનો પ્રયોગ જરા અતિશયતા તરફ ઢળવાની ભૂલ સૂચવતો હતો. પણ જ્યારે હું રમતમાંથી પાછો ફર્યો ત્યારે મે મારા મન સાથે ગુંજન ચાલુ કર્યુ—જો મારે ભાગ્યે પ્રાંજપે જેવો મને વિદ્યાર્થી મળ્યો હોત, અને મેં તેમને "રેગ્લરશિપ"ની પદવી પ્રાપ્ત કરતા જોયો હોત, અને સીધેસીધો મે તેમને મોટી કૉલેજનો પ્રિન્સિપાલ બનાવ્યો હોત, અને તે પ્રિન્સિપાલના હાથ નીચે પ્રાધ્યાપક તરીકે મગરૂરીથી મે નોકરી કરી હોત, તો ખરેખર મેં પણ માન્યુ હોત કે મારો તે વિદ્યાર્થી ટેનિસની રમતમા અજીત હોવો જોઇએ અથવા કોઇ પણ રીતે તેને મળેના હક્કથી તે અજીત રહેવો જોઇતો હતો. તેથી મે સાર કાઢયો કે "ગમેતેમ હોય તો પણ આખરે શ્રી ગોખલે માંસ અને રુધિરના બનેના માણસ હતા.' માંસ અને રૂધિર શબ્દ વાપરતા મને મી. એચ. ડબ્લ્યુ નેવિન્સનનો એક રમુજી પ્રસગ યાદ આવે છે. તે હિન્દુસ્તાનમાં ઇ. સ ૧૯૦૭-૮માં પત્રકાર તરીકે આવ્યા હતા અને ' The New sprit in India " નામનુ પુસ્તક તેમણે લખ્યુ હતુ. શ્રી ગોખલેએ તેમને કહ્યુ હતું કે રાજકારણની તેમની પોતાની પ્રણાલિકાને લગાડવામા " Moderate " (નરમ) વિશેષણને તે તિરસ્કારતા હતા. નેવિન્સને પોતાની ચોપડીમા એ વાત લખી નાખી અને ઉમેર્યું કે "માંસ અને રૂધિરવાળા બધા માણસોએ એમજ કરવું જોઇએ".

તે શુ ખાતા પીતા તે બાબત તમે થોડુ ક જાણવા ઇચ્છો છો ? મીઠી પીશાબના તે દરદી હોવાથી તેમને ખાવા પીવામાં સખત સયમ રાખવાનું કહેવામાં આવ્યું હતુ; પણ એ સંયમ તે હમેશા પાળતા નહિ. ચિપ્પુણ ઉલ્લાસમાં રહેતા કોઈ પણ આંધ્ર જનને ખુશ કરી દે એટલી તીખાશવાળા મરચાં નાખીતે તૈયાર કરેતું રીંગણાનુ શાક તો તેમને રોજ જોઇતું. જ્યારે તે એકલા જમતા ત્યારે તે એવડા મેટા મોટા કોળીઆ ભરતા કે જાણે તે ઘણા દિવસના ભૂખ્યા હોય, અને તે

પોતાનું જમણ બે ત્રણ મિનિટમાં પતાવી દેતા. સાચા બ્રાહ્મણ જે ઘીની કીમત બીજી બધી વસ્તુ કરતાં વધારે આંકે છે ને ઘીનો તેમણે ઝેરના જેવો ત્યાગ કર્યો હતો. પોતાની પડખે જમવા બેઠેલાની થાળીમાં ઘી પીરસાય એ પણ એમનાથી સાંખી શકાતું નહિ. કોઈએ મને કહ્યું હતું કે આ અણગમો થવાનું કારણ એ હતું કે દવાની સાથે ઘણા દિવસો સુધી તેમને ઘીના ઢેફાં ગળી જવાં પડ્યાં હતાં. દહીં એમની માનીતી વાની હતી; અને દહિંમાંથી બનાવેલ શીખંડની અનુપમ લાયકાત વિષે જ્યારે તે બોલવાનું શરૂ કરતા ત્યારે તો તે ઊર્મિલ બની જતા હતા. એની સાથે સરખાવી શકાય એવી મીઠાઈ હિન્દુસ્તાન સમસ્તમાં એમને મન બીજી કોઈ નહોતી. અને જે પેશવાએ શીખંડ ખાવામાં સામ્રાજ્ય ગુમાવ્યું હતું તેમને એમના હૃદયમાં એ ભૂલ માટે દરગુજર કરવા પણ તૈયાર રહેતા. તેમણે લોર્ડ કિચનરને (હિન્દી સેનાપતિ) મોટા ખાણાંના ટેબલ ઉપર પેશવાના શીખંડના શોખની આ જ વાત કરી હતી. મને લાગે છે કે એમનું શીખંડ પ્રત્યેનું પ્રેમ ભરી પ્રશંસાભર્યું વલણ કેવળ પુસ્તકીયું હોવું જોઈએ. સામાન્ય મહારાષ્ટ્રીય માણસ જેટલું શીખંડ ખાય તેટલું ખાવાની ચમત્કારિક શક્તિ એમનામાં નહોતી. મહારાષ્ટ્રીય બ્રાહ્મણ એકજ બેઠકમાં તોફાવાળા નાળીએર જેટલો શીખંડનો લોચો ચટ કરી શકે છે. હું જો વધારેમાં વધારે ખાઈ શકવાનું બીડું ઝડપું તો તે માત્ર બે આંગળી ભરીને જીભપર શીખંડ ચોટાડવા જેટલુંજ. તમારામાંના જે લોકો હજુ પણ કુવાના દેડકાં જેવા હોય અને શીખંડ વિષે કંઈ જાણતા ન હોય તેમના માટે શીખંડની જે છેલ્લામાં છેલ્લી વ્યાખ્યા અંગ્રેજી કોષમાં આપી છે તે હું અહિં વાંચી સંભળાવું. "a viscous cloving viand, much valued in the Deccan, of which the main ingredient is curds thouroughly dehydrated, heavily saccharified and besaffroned to saturation point." પોતાના દેશની ખાવાની ઉમદા વાનીનો ગર્વ લેવો

એ એક પ્રકારની દેશભક્તિની ઇષ્ટ પ્રવૃત્તિ છે. આખા હિન્દુસ્તાનમાં મદ્રાસીઓ પોતાની જાતને નમ્ર રાખી બીજાને ઉચ્ચ સ્થાન આપવા વધારેમાં વધારે તત્પર હોય છે. પણ મને ખાતરી છે કે જ્યારે મદ્રાસની-સાદી ઇડીલીની વાતો વાતે રાયચુર કે વિઝગાપટ્ટમની પેલી પારના પ્રદેશમાં પ્રશંસનીય શબ્દો બોલાતા એ મદ્રાસી સાંભળે છે ત્યારે એ પણ પોરસાયા વગર રહેતો નથી.

જો કે શ્રી ગોખલે અમુક અંશે સભ્યતાવાળા અને પ્રેમાળ હૃદયના હતા. તો પણ હિન્દુસ્તાનની રીતભાતને ધોરણે એમનામાં એક ગુણની ખામી હતી, તે સૌને સહેલાઇથી મળી શકે એવો ગુણ એમનામાં નહોતો. અગાઉથી મુલાકાત માટે નક્કી કરી રાખેલ કાર્યક્રમ પ્રમાણે લોકોને મળવાનું તેમને વધારે પસંદ હતું. કોઇ પણ જાતની યોજના કે સૂચનો રજુ કરતાં ન હોય એવો કોઇ પણ માણસ સહેજ વાતચીત માટે એમની પાસે જઇ ચડતો તો તે એમને ગમતું નહિ. એમના પ્રશંસકો અને અનુયાયીઓ કેવળ એમના દર્શન માટે એમની આસપાસ ટોળે વળે તો હું કલ્પના કરી શકું છું કે તેવે વખતે તો તેમની તબીયતના ભુકાજ થઇ ગયા હોય. કોઇને ખોટું ન લગાડવા માટે તે પોતે બહુ કાળજી રાખતા, તેની સાથે તે પોતે બધા શિષ્ટાચાર પાળતા હતા. સામાન્ય રીતે એક ખમીસ પહેરીને પોતાના રહેવાના નાનાશા મકાનની પરશાળમાં તે બરાબર વચ્ચે બેસતા; અને તેમની આડે ઝાડ, વેલાનો પડદો એવી રીતે ગોઠવાઇ જતો કે બહારનાં માણસો તેમને દેખી શકતા નહિ. અહિં એમના પરિચિત સહવાસીઓ અને મિત્રો વગર અચકાયે આવી શકતા, અને એમના વાર્તાલાપનો લાભ મેળવી શકતા. એ વાર્તાલાપ બોધ લેવા જેવા, ભાતભાતના વિષયોપરના, દન્તકથા અને કીસ્સાઓથી ભરપૂર અને અટ્ટહાસ્યથી અને છોકરાઓની પેઠે તાળીઓના ગડગડાટથી ચેતનમય બન્યા હોય તેવા હતા. કોઇ કોઇ પ્રસંગે કોઇ અજાણ્યો માણસ એમને આવતો દેખાય ત્યારે એ પોતાની

બેઠક પાસેના ઝાડના પાદડા એકમાર ખમેડી ઝાડના ખાચામાથી પેલા અજાણ્યા માણસનું બરાબર અવલોકન કરી લેતા. જો એમની મુલાકાતે આવનાર માણસ બહુ જાણીતો ન હોય અગર તો પૂરેપૂરો અજાણ્યો હોય તો તેઓ એકદમ ઉઠીને પોતાનો કોટ પહેરી લેતા અને તેનો સત્કાર કરવાના દીવાનખાનામા એમની સાથે વાતચીત કરવા જઇ બેસતા. સર રઘુનાથ પ્રાંજપે તો એમ કહે છે કે મુલાકાતે આવેના માણસના દોનમા એઓ એક પ્રકારનો કડપ બેસાડી શકતા હતા. હું એ વાત એટલી સ્પષ્ટ રીતે અને કડક રીતે કહી શકું નહિ પણ એટલું તો કબુલ રાખવું જોઇએ કે તે સહેલાઈથી પીગળતા નહિ, અને માણસો એવી ફર્યાદ પણ કરતાં કે એમનામાં એક પ્રકારની તોછડાઈ હોવાથી અને વધુ પડતો શિષ્ટાચાર તે માગતા હોવાથી એમની સાથે છૂટથી વાતચીતનો પ્રવાહ વહેવડાવવાનું ઉત્તેજન માણસોને મળતું નહિ વિદ્યાર્થીઓએ એમની પાસે કેમ વર્તવું એ બાબતમાં એમણે બહુ સાવચેત રહેવું પડતું હતું. લ્હેરી લાલાની રમતી, છૂટ અને સ ગ શૈલીની વાતો આજના વિદ્યાર્થીઓ કેટલીક વાર પોતાના વડિલો સાથે કરે છે તેવી વાતો સાંભળવાનું તેમને ગમતું નહિ દાદાભાઈ પ્રત્યેની, રાનડે, મહેતા, ભંડારકર અને જોષી પ્રત્યેની એમની પોતાની રીતભાતમાં જૂના જમાનાના શિષ્ટાચાર-વાળા માનની છાપ રહતી હતી. તેમને સ્વાભાવિક રીતે શ્રદ્ધા રહેતી કે જ્યારે કોઈ યુવાન માનવૃત્તિના બાહ્યાચાર તજી દે છે ત્યારે તેમના હૃદયનો પૂજ્ય ભાવ પણ તે જતો કરે છે

આ તક મને લાગે છે કે શ્રીમતી બિઝાન્ટ બાયેની એમની પદેથી મુલાકાતનો તેમણે પોતે આપેલો અહેવાલ મારે તમારી પાસે વર્ણવી બતાવવો જોઇએ પૂનાની આગલી મુલાકાતોમાંની એક મુલાકાત વખતે શ્રીમતી બિઝાન્ટે એક સભામાં ભાષણ આપ્યું હતું. તે સભામાં શ્રી. ગોખલે હાજર રહ્યા હતા. આ સભામાં થીઓસોફી-સમાજમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોના પ્રશ્નોના તે બધ ઉત્તર આપતાં

હતો. જ્યારે શ્રી. ગોખલેનો વારો આવ્યો ત્યારે તેમણે એ બાઇની બરાબર ખબર લીધી, અને પ્રશ્નો પૂછવાની એમની રીત જરા તકરારના સ્વરૂપની લાગી, એટલે અધીરાઇથી તે બાઈ ભભકી ઉઠ્યાં—"ભલા જુવાન, જ્યારે તમે મારી ઉમ્મરે પહોંચશો ત્યારે આ બધી ચીજો તમને વધારે-સ્પષ્ટ પ્રકાશમાં દેખાશે." તેના પરથી નિર્ણય થયો કે શ્રી. ગોખલે-થીઑસૅાફિકલ સોસાઇટીની વિરૂદ્ધના છે. પણ તેને લીધે આ વાતની પાછળનું એક પૂછડું ચાલુ લટકતું રહ્યું. ઘણાં વરસો પછી શ્રીમતી બિસાન્ટ અને બીજા કેટલાક આગળ પડતા થીઑસૅાફિસ્ટો શ્રી. ગોખલેને એ સમાજના સભ્ય તરીકે ગણવાનો દાવો કર્યા કરતા હતા. મેં એકે વખત એ વિષે એમને પ્રશ્ન પૂછયો હતો ત્યારે તે ઉગ્ર બની ગયા હતા અને તેમણે કહ્યું હતું કે "હવે પછી જો કોઇ મને થીઑસૅાફિસ્ટ ગણે તો મારા નામથી તમે એ વાતની સ્પષ્ટતા કરશો; હુ તેમ કરવાનો તમને અધિકાર આપું છું." આ અણુગમતા ખબર શ્રીમતી બિસાન્ટને મારે પહોંચાડવા પડે એવો સમય તરતજ આવી ચડ્યો. તે સાંભળી એકાદ પળ સુધી તો જાણે શ્રી. બિસાન્ટને ચટકો લાગવાથી ભજવાળ આવી હોય એમ લાગ્યું, પણ તેમણે તરત જ મનની સમતા આણી અને વાતનો વિષય બદલાવ્યો. પાછળથી તપાસ કરતાં જણાયું કે શ્રી ગોખલેના હાલોજન દોસ્તે સોસાઇટીમાં દાખલ થવાની નિયત થયેલી પ્રવેશ ફી એમના વતી ભરી દીધી હતી અને ચોપડા ઉપર સભ્ય તરીકે એમનું નામ બે ત્રણ વરસ ચાલુ રખાયું હતું. હું અનુમાન કરૂં છું કે આ વાતની શ્રી ગોખલેને ખબર તો હોવી જોઇએ, પણ તેમણે એમ કરવાની કબુલાત એમના મિત્રને આપી નહોતી, અને આ સંશયાત્મક પરિસ્થિતિનો ઝટ નીકાલ થઈ ગયો. થીઑસૅાફિસ્ટોના વર્તુલોમાં આપણને કેટલીક વાર જણાય છે કે આ માન્યતા-શ્રી ગોખલે એ સોસાઇટીના સભ્ય હતા-એ માન્યતા ચાલુ રહી હતી. પણ મેં રજુ કરેલ જોરદાર નકારાત્મક સમાચાર એવા છે કે એ દિશાની બધી સાચી ખોટી

અફવા એ સમાચારથી શાન્ત થઈ જવી જોઈએ. પણ એક પ્રકારની ગેરસમજુતી ઊભી થવાનો સંભવ છે તેની મારે સાવચેતી રાખવી જોઈએ. શ્રીમતી બિસાન્ટે હિંદુસ્તાનની ધર્મથી માનેલી પોતાની માતૃભૂમિની અજોડ સેવા કરી હતી એવી સાક્ષી જરા પણ ખચચાટ વગર જીવનની છેલ્લી ઘડી સુધી ગોખલેએ આપ્યા કરી હતી, અને અંગત વર્તનમાં એ બાઈએ દુનિયામાં જે મોટાઈ પ્રાપ્ત કરી હતી તેના બદલામાં તેમના પ્રત્યે દરેક પ્રકારે માનની દૃષ્ટિથી તે જોતા આવ્યા હતા. શ્રીમતી બિસાન્ટને મળતી બધી તક તે ઝડપી લેતાં અને શ્રી ગોખલેની દેશભક્તિના નગદ સોનાની પ્રશંસા તે બાઈ દરેક તકે કરતાં. તે બાઈએ અનેકવાર જાહેર કર્યું હતું કે "New India"ની કતારો એમના માટે ખુલ્લી હતી અને એ વર્તમાન પત્ર એમનું પોતાનું જ છે એમ શ્રી ગોખલેએ સદા માનવું જોઈએ.

ન્યાયમૂર્તિ સદાશિવ આચ્યરે એક બનાવની હકીકત કહી હતી તે પરથી આબેહુબ ફલિત થાય છે કે સાચી ધગશવાળા સ્વભાવનાં માણસો એકમેક પ્રત્યે અનિવાર્ય રીતે ખેંચાયા વગર રહેતાં નથી. આ વાત એમણે ઈ. સ. ૧૯૨૬ ની આવી સંવત્સરીના ઉત્સવ વખતે જણાવી હતી. ઈ. સ. ૧૯૦૮ માં મદ્રાસમાં પહેલી–આમંત્રિત કોંગ્રેસની બેઠક મળી હતી, તે વખતે–સંસાર સુધારાની પરિષદના વ્યાસપીઠ ઉપરથી દલિત વર્ગને ઉન્નત કરવાના વિષય ઉપર એક રોમાંચક વ્યાખ્યાન શ્રી ગોખલેએ આપ્યું હતું. (તે વખત સુધી એ વર્ગને "દલિત" Depressed વિશેષણ લગાડવામાં આવતું હતું). ભાષણ પૂરું કરી તે જેવા પોતાની ખુરશી પર બેસવા ગયા કે તરતજ સદાશિવ આચ્યરે તેમના વસ્ત્રનો છેડો પકડી લીધો અને એ છેડા ઉપર સન્માનવૃત્તિના તોરમાં ચુંબન કર્યું. માણસના હૃદયના ઉમળકાને ટાઢા પાડી નાંખે એવાં ન્યાયની કચેરીનાં કામો ઘણાં વરસો સુધી કર્યા પછી પણ ઉત્સાહભરી–પવિત્ર ઉત્સાહની–મૂળભૂત ચીણગારી શ્રી

સદાશિવમાં ણુઆઈ નહોતી ગઈ એ ખરેખર નવાઈ પામવા જેવી બાના ગણાય.

શ્રી ગોખલેને પણ એક વખત એક કુટેવનું લફરૂં વળગ્યું હતું; તે એ કુટેવને વશ થઈ ગયા હતા. પોતા પાસેની હજામત કરતી વેળા વાપરવાના સાબુની નળી જેવી ડાબલીમાં તે સોનાની ગીનીઓ ભરતા, અને તે પોતાની પડખે શ્રી ગોખલે હમેશ રાખતા. તે એક વાર ચોરાઈ ગઈ હતી. તેમણે એવી જ બીજી ડાબલી લીધી અને ફરીથી તેમાં ચળકતા સોનાની ગીનીઓ ભરી હતી.

શ્રી ગોખલેનો પોતાની પુત્રી પ્રત્યે ઘણો પ્રેમ હતો; પણ જેમ બીજા પિતા હમેશાં પ્રેમનું પ્રદર્શન કરે છે તેમ તેમણે કદિ કર્યું નહોતું. એ પુત્રીઓ એમનાં બેનની સંભાળ નીચે અલગ રહેતી હતી. અને ઠરેલ અંતરે એ પુત્રીઓ તેમને મળવા આવતી હતી. તેમની મોટી પુત્રી ( હમણા સૌ. ઢવળે ) અભ્યાસમાં જરા પાછળ પડી ગઇ હતી ત્યારે શ્રી ગોખલેએ એમના માટે એવું કડક સમયપત્રક કામ કરવા માટે ઘડી આપ્યું હતું કે તે જોઇ સર લલ્લુભાઇ શામળદાસની પુત્રીએ શ્રી ગોખલેને ખૂબ ઠપકો આપ્યો હતો. તે વાત સર લલ્લુભાઇએ મને કહી હતી. સર લલ્લુભાઇની પુત્રીએ આવા કંઈક શબ્દો ઉચ્ચાર્યા હતા–" તમારે કેવળ કડક મહેતાજી જ થવું ન જોઇએ પણ પ્રેમાળ પિતા પણ તમારે બનવું જોઇએ "–આટલી હકીકતમાં એક વાત હું ઉમેરૂં. જ્યારે સિમ્પ્લીકિનમાં સિદોગી લેનમાં શ્રી ગોખલે મારા મેમાન થઇ રહ્યા હતા ત્યારે આ પ્રસંગ બન્યો હતો. પૂનાથી ખબર આવ્યા કે તેમની બીજી પુત્રી ઓચિંતી માંદી પડી છે અને તેમની હાજરીની બહુ જરૂર છે. થોડીવાર તો તે હચુપચુ મનના રહ્યા. અને તેમણે ક્યાં જવું તે નક્કી કરવાના વિચારમાં પડ્યા. પ્રાથમિક કેળવણીના કાયદાના ખરડાને અંગે આદરેલ પ્રવાસ તેમણે બંધ પાડી ઘેર પાછા ફરવું કે કેમ તેનો તે વિચાર કરવા

લાગ્યા. મેં આગ્રહ કર્યો કે તેમણે ઘેર જવાનો નિશ્ચય કરવો. તે આગ્રહને વશ થઈ તેમણે જે શબ્દો મારી પાસે ઉચ્ચાર્યા હતા તે આજે ચોત્રીસ વરસ પછી મને લાગણીના ઉમળકા સાથે યાદ આવે છે. તેમણે કહ્યું–કે "હું આજે અર્ધા દાયકાના શબ્દો તે પુત્રી તરફથી સાંભળી રહ્યો છું. બાપનો પ્રેમ અને બાપની કાળજી કેવાં હોય તેનો મને ખ્યાલ જ ક્યાંથી હોઈ શકે?" ગરીબ બિચારી બેનડી! તે માંદગી પછી તેણે ઝાઝા દિવસો કાઢ્યા નહોતા.

સર્વન્ટ ઓફ ઈન્ડીઆ સોસાઈટીના[2] મુખ્ય અધિષ્ઠાતાને સ્થાને પોતાના પછી કામ કરનાર તરીકે તે મારૂં નામ મૂકતા ગયા હતા એવી જે સામાન્ય માન્યતા છે તે અનેકવાર મેં ખોટી પાડી છે.

---

૨ ઇ. સ. ૧૯૨૩ માં શ્રી ગોખલેની સંવત્સરીને દિવસે શ્રી શાસ્ત્રીએ આપેલા ભાષણમાં નીચેના વાક્યની સ્પષ્ટતા કરી હતી–"વારંવાર એવું નિવેદન જાહેરમાં આવે છે કે મરણની પથારીએ શ્રી ગોખલેએ તેમને એમના વારસ અનુયાયી નીમ્યા હતા"–આની સ્પષ્ટતા કરતાં શ્રી શાસ્ત્રીએ ઉમેર્યું હતું કે "સોસાઇટી વિષે તેમને યાદ આપવામાં આવી હતી, અને તેને વાસ્તે એમની જે ઈચ્છા હોય તે કહેવાની તેમને વિનતિ કરવામાં આવી હતી. તો પણ તેમણે કંઈ કહ્યું નહોતું. કદાચ છેલ્લી ઘડી સુધી તેમણે એક હલકી સમજ પકડી રાખી હતી મારા માટે એમને હમેશા એ હલકી સમજ હતી કે રાજકારણના બીજા પંથ તરફ મારૂં ચોખ્ખું વલણ હતું અને હું તે. વેરાથી ટંકાયેલો ઉદ્દામવાદી હતો. કદાચ, તેમને એ પણ યાદ આવ્યું હોય કે શ્રી ગાંધી હિંદુસ્તાનમાં પાછા ફર્યા છે. અને સોસાઈટીમાં જોડાવા વિષે તેમની વચ્ચે આતુરતાવાળી વાતચીત થઈ હતી. પણ મને પૂરો વિશ્વાસ છે કે–જાણે કે તેમણે મને પ્રત્યક્ષ કહ્યું હોય–તેટલો પૂરો મને વિશ્વાસ છે કે આ વિષય પરત્વે એમણે ધારણ કરેલા મૌનનું કારણ વધારે ઉંડું હોવું જોઈએ. મરતો માણસ જે માર્ગ ઠરાવી જાય છે તેને લીધે બીકતોની પેઠે સંસ્થાઓ પણ કેટલું સહન કરે છે તે વાતની એમને ખબર હતી. તે સોસાઇટીને પોતાના બાળકની પેઠે ચાહતા હતા; અને બીજી બધી વસ્તુ કરતાં એમના

જ્યારે એમને એ બાબતમાં એમના જીવનની છેલ્લી ઘડીએ પૂછવામાં આવ્યું ત્યારે તે કંઈ પણ કહેવા ખુશી નહોતા. આ હકીકત વાસ્તવિક રીતે સત્ય જ રહી છે. પણ સર પી. સી. રૅની આત્મકથાનું પુસ્તક ઈ. સ. ૧૯૩૨ માં પ્રકટ થયું તેમાં એક ફકરો એવો છે કે જેને વાસ્તે થોડોક ફેરફાર સૂચવવાની જરૂર રહે છે. પ્રાથમિક શિક્ષણના કાયદાના ખરડાના કામને અંગે ઇ. સ. ૧૯૧૧ માં શ્રી ગોખલે અને હું એમને મળવા ગયા હતા. અમારી આ મુલાકાત વિષે એ પોતાના પુસ્તકમાં આમ લખે છે. " એક વાર ગોખલે શ્રી શાસ્ત્રીને ( હમણાં Rt. Hon'ble Shrinivas Shastri ) લાવ્યા હતા; અને તેમને પોતાના જેવા સામાન્ય ગરીબ શિક્ષક તરીકે ઓળખાવ્યા અને મને કાનમાં ધીમેથી કહ્યું કે તેમને શ્રી ગોખલે પોતાના ભવિષ્યના વારસ સમજતા હતા. મારે કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે ઉંડાણમાં ઉતરીને અવલોકન કરવાની એમની શક્તિ તથા અંતરની વાત જાણવાની શક્તિ તદ્દન સાચી ઠરી છે. સાચી ઠર્યા કરતાં પણ વધારે

---

હૃદયમાં સોસાયટીનું સ્થાન ઉંચું હતું. એમના જીવનમાં એ સંસ્થાનું ભવિષ્ય એ એમની મોટામાં મોટી ચિંતાનો વિષય બન્યો હતો. તેમના મરણ પછી તે સંસ્થા કેમ ચલાવવી તે માટે ઝીણામાં ઝીણી સૂચના એમને સ્થાને બીજો કોઈ ગૃહસ્થ હોત તો તેણે આપી હોત. પણ મોટા ભાગના માણસોમાં હોય છે તેના કરતાં એમનામાં વધારે મોટું ડહાપણ અને વધારે મોટી શ્રદ્ધા હતી. મરતા ગુરૂજીની ઇચ્છાના અવરોધ વગર પોતાના શિષ્યોની નિર્ણયશક્તિ ઉપર તે વાત તેમણે મૂકી દીધી. તેને માટે શક્ય હતું તે બધું એ કરી છૂટ્યા હતા; અને હવે પૂરા વિરક્ત ભાવથી તેમણે એ સંસ્થાથી છૂટા થવું જોઈએ; થોડા વખત પહેલાં એ જ વિરક્ત ભાવથી તે પોતાના કુટુંબથી છૂટા પડ્યા હતા. આ પવિત્ર ભૂમિમાં થોડાક ઉચ્ચ કોટિના માણસોના જીવનને અંતે જે પરમ સંન્યાસ વૃત્તિ આવે છે તે પ્રકારના સંન્યાસની એ ઘડીઓ હતી; પોતાનું જે પ્રેયસ માનવામાં આવતું હોય તે પ્રત્યેની એ અંતિમ અનાસક્તિ હતી, પાર્થિવ આસક્તિની ચીજોમાંથી પોતાના આત્માને ખસેડી લેવાની એ ઘડીઓ હતી ".

ઊંચી નીવડી છે. નોંધ લેતાં ખરેખર નવાઇ ઉપજે છે કે હિંદુસ્તાનના બે મહાન રાજદ્વારી પુરુષો જે જે સભામાં-શું દેશમાં કે શું પરદેશમાં-ભાષણ કરવા ઊભા થતા ત્યાં શ્રોતાઓ તરફથી તેમને તાળીઓથી વધાવી લેવામાં આવતા એટલું જ નહિ, પણ તેઓ શ્રોતાઓનાં વખાણ અને સન્માન મેળવતા. તે બન્ને મારા જેવા (સ્કૂલ-માસ્તર) શાળાના શિક્ષકો હતા".

શ્રી ગોખલેને એક સોજીથી ટેવ હતી; ઘણા ખરા પ્રસગે અને જે તે બાબતમાં સરત મારવાની તેમને ટેવ હતી. "આવો, આના ઉપર ચાલો આપણે પાંચ રૂપીઆની સરત મારીએ" એ રકમ તેમની એકમ હતી. (એક રૂપીઓ નહિ) એકવાર એમણે મારા સામી સરત ફેંકી. મેં એ કામમાં વાંધો ઉઠાવ્યો. તેમણે એમ અનુમાન કર્યું કે આવડી મોટી રકમ (પાચ રૂપીઆ)થી હું ખમચાઇ ગયો હોઇશ, તેથી તે અધીરાઇથી બોલી ઉઠયા-"ચાલો, એક રૂપીઆની સરત માંડો" મેં કહ્યું કે કોઇપણ પ્રકારની સરત બકરી એની સામે મારૂં અન્તઃકરણ વાંધો ઉઠાવે છે, અને તરત જ હું ચાલતો થયો એમ ન કર્યું હોત તો મારા ઉપર લશ્કરી ખટલો ચાલવાનું જોખમ રહ્યું હોત.

જો કે શ્રી ગોખલે પાસે કદિ પણ ઘણા પૈસા રહેતા નહિ. તો પણ હું જ્યારથી એમને ઓળખતો થયો ત્યારથી એમની રહેણી ઊંચી હતી; એમના જેવાની રહેણી હોવી જોઇએ તેના કરતાં વધારે ઉંચી હતી. તે નોકરોને રાજા મહારાજા તથા ઉમરાવની પેઠે બક્ષિસ-પોસ આપતા હતા. કોઇ સારાં કામ માટે ઉઘરાણાં થતાં તો તેમાં તે ઉદારતાથી પોતાનો ફાળો ભરતા હતા. તે પોતાના મિત્રોને ખુલ્લે દીલે મદદ આપ્યા કરતા.

એમના ધાર્મિક વિચારો વિષે હું અજાણ બોલી ગયો છું. અતિશય Agnostic-નિખાલસતાના તાનમાં તેઓ ઘણીવાર પોતાને (ઇશ્વરને

અગમ્ય સમજનાર) અગમ્યવાદી ગણાવતા; અને એ ઉપાધિ એમને વળગી રહી હતી. સ્પષ્ટ જણાશે કે એ ઉપાધિ સાચી રીતે એમને લગાડી શકાય તેમ નહોતું. ઈ. સ. ૧૮૯૮ ની સાલ જેટલા જૂના વખતમાં જ્યારે એમને "ખાટી પત્ર" લખી આપવાનો ડંખ લાગ્યો હતો, ત્યારે આપણને જણાય છે કે તે ગુરુ દત્તાત્રેયની સહાય માગવા પ્રાર્થના કરતા હતા, અને મોટા મોટા દ્દઢ સંકલ્પો તે રચતા. જેમાં "ૐ"ને આચરણમાં મૂકવાની વાત હતી, તેમજ ઉત્તમ ફિલસૂફી વાળા ધર્મ શીખવાની અને તેનો બોધ આખા જગતને આપવાની વાતો પણ હતી. એમની જે મક્કમ માન્યતા હતી તેમાં ઉચ્ચ પ્રકારની વૈરાગ્ય વૃત્તિને અવકાશ નહોતો, કોઇ ચિહ્ન, પ્રતિક કે ક્રિયા-પ્રક્રિયાઓને અવકાશ નહોતો. કલકત્તામાં મને જે સાંજે સોસાઇટીમાં દાખલ કરવામાં આવ્યો તે સાંજ બહુ ચોક્કસ રૂપે મારી સ્મૃતિના પટ ઉપર હું લાવી શકું છું. તે વખતે તેમણે મને શુદ્ધિ અર્થે સ્નાન કરવાની આજ્ઞા કરી હતી; અને નાની સરખી જે ક્રિયા મારે કરવાની હતી તેની મને માહિતી આપવામાં આવી હતી; અને અર્ધી દરગુજર કરવાના શબ્દમાં મને કહેવામાં આવ્યું હતું કે કોઇ પ્રકારના આધ્યાત્મિક પુણ્ય વાસ્તે આમ કરવાનું નથી, પણ આ પ્રસંગને ભવ્યતાનું રૂપ આપવા એમ કરવાની જરૂર હતી. મારે એ વાત બહારના માણસો સાથે કદિ ચર્ચવી નહિ, તેમજ એ વાતને પ્રસિદ્ધિ પણ આપવાની નહોતી. હું સમજું છું તેમ આ મનાઇ હુકમ દરેક નવા સભ્યને લાગુ પાડવામાં આવતો હતો; કારણ કે સામાન્ય રીતે આ વાતની ખબર જાહેર જનતાને હોતી નથી. એમણે એકવાર મને પૂછ્યું: "તમને જ્યોતિષમાં વિશ્વાસ છે." મેં જ્યારે નકારમાં જવાબ આપ્યો ત્યારે તેમણે કહ્યું કે એ શાસ્ત્રને આધારે ભાખાયેલાં કેટલાંક ભવિષ્ય પોતાની મેળે સાચાં પડ્યાં હતાં અને તેમણે શંકા દર્શાવી કે એની બનેલી બાબતનો ખુલાસો હું કેમ કરી શકીશ. મેં ઉત્તર આપ્યો કે વિજ્ઞાનના ક્ષેત્રમાં હજુ ઘણા ગુંચવાડા ભરેલા પ્રશ્નો નિરાકરણ ભરેલા

ખુલાસા માગી રહ્યા છે. પણ તેના પરથી આપણા ઉપર ફરજ પડવી ન જોઇએ કે જ્યોતિષ વિદ્યાના જાણકાર જે ગણતરી અને તેનાં ફળ આપણી પાસે રજુ કરે તે આપણે માની જ લેવાં. તે પછી આ વિષય એમણે મારી પાસે કદિ પણ બીજી વાર છેડ્યો નહોતો. પણ મને ખબર પડી હતી કે તે પોતાની જન્મકુંડલા ઉપરથી જ્યોતિષી પાસેથી દર પખવાડીઆનાં ભવિષ્યનાં નિવેદનો મગાવતા અને તે જ્યોતિષીને તે રીતસર દક્ષિણા આપતા હતા. એમના અવસાન પછી એ જ્યોતિષી તરફથી મારાં ભવિષ્યફળનાં પખવાડિક નિવેદનો મારા તરફ મોકલવામાં આવતાં, પણ મેં તેના પર લક્ષ જ આપ્યું નહોતું તેથી વખત જતાં એ નિવેદનો આવતાં બંધ પડ્યાં હતાં.

હવે હું એક રમુજી અનુભવની કથા તમને કહી સંભળાવીશ. ઇ. સ. ૧૯૧૫ ના આખલા ભાગમાં જ્યારે શ્રી ગોખલે રાજરોગના પંજામાં સપડાયા હતા, ત્યારે અમારા એક ભલા મિત્ર અમારી સાથે રહેતા હતા અને અમારી ચિંતાઓનો ભાર હળવો કરવામાં તે પોતાનો હિસ્સો આપતા હતા. તેમનામાં જીવનકથાના લેખકમાં હોય એવી જિજ્ઞાસા અસાધારણ આકારે વિકસેલી હતી. સોસાઇટીના સભ્યોને તે બહુ ઝીણા ઝીણા પ્રશ્નો પૂછતા, અને સભ્યોએ તેના ઉત્તર આપવા પડતા. એમના આવા પ્રશ્નો હતાઃ ગોખલે એમની પ્રાર્થના–સ્તુતિ–સ્તોત્ર–નિયમસર રોજ બોલતા? મંદિરે જતા? સમાજમાં પ્રચલિત અપવાસ અને ઉત્સવો તે ઉજવતા? માબાપનાં શ્રાદ્ધ તે સરાવતા હતા? ગીતા કે બીજાં કોઇ ધાર્મિક પુસ્તકોનો તે અભ્યાસ કરતા? આદિતી આટલી એ માણસની જે તૃષા જાગી હતી તે છીપાવવા અમારાથી બન્યું તે અમે તેમને કહ્યું. પણ એક પ્રશ્ન એવો આવ્યો કે જેને લીધે અમે જરા ઝાંખા પડ્યા. "તે તે યજ્ઞોપવિત ધારણ કરતા હતા?" અમારામાંના કોઇ પણ આ બાબે સાચી હકીકત જાણતા નહોતા. એમને એ પ્રશ્નનો ઉત્તર બહુ

અગત્યનો જણાતો હતો. સીધો પ્રશ્ન 'માંદા માણસને પૂછવાનું જોખમ ખેડીએ તો શું ખોટું? કોઇ વિશ્વાસુ નોકરને એ બાબતની તપાસ કરવાનું શા માટે ન સોંપી શકાય? આ હેતુ માટે ઘરના નોકર ચાકરના મંડળ સાથે કોઇ કાવાદાવાપૂર્વક કામ લેવામાં અમે તેમને ઉત્તેજન આપ્યું નહિ. તેમજ આવા પ્રકારની શોધ માટે ખરા દીલથી તેમને અમે મદદ પણ ન કરી. આ ગૃહસ્થ તે પછી ઘેર પાછા ગયા, એમના આત્માને આ છાની વાત કનડતી તો હશે જ. બિચારો એ મેમાન! એ તો સીધાવી ગયો. એવે સ્થળે સીધાવી ગયો કે જ્યાં હું કંઇ પત્રવ્યવહાર કરી ન શકું. નહિ તો, આજે એમના ગોખલે સંબંધી તૈયાર કરેલા કાગળોમાં ખાલી રહેલી જગ્યામાં હું પૂર્તતા કરી આપત. અમે ન ધારેલા માણસો તરફથી વિશ્વસનીય બાતમી મળી છે કે તેમના જીવનનાં છેલ્લાં બારેક વરસ દરમ્યાન તે પોતાના ખભા ઉપર કે કંઠમાં જનોઇ પહેરતા નહોતા, મેં ઘણા ભણેલા માણસોને કંઠમાં જનોઇ પહેરતા જોયા છે; અને એ રીતે જનોઇ પહેરનારા સમાજ સામેના ખુલ્લા બળવામાં પણ ભળતા અટકે છે અને રૂઢિચુસ્તોનાં ટોળામાંના એક ગણાવવામાંથી બચી જાય છે. કલકત્તામાં જ્યારે જૂના વખતની વડી ધારાસભામાં હાજરી આપવા શ્રી ગોખલે નિયમસર જતા, ત્યાં ઉંચા સંસ્કારવાળાં બ્રહ્મો સમાજના સિદ્ધાંત પાળનારાં એક બાઇ એમનાં મિત્ર હતાં. શ્રીમતી ર મેમાનોનો ઠાઠમાઠથી સત્કાર કરતાં અને જમવાના ટેબલ ઉપર બેઠા હોઇએ ત્યારે જે વાર્તાલાપ થતો તે ઉચ્ચ આત્માવાળો અને પ્રાણવાન હતો. તે બાઇ શ્રી ગોખલેના ચારિત્રનાં પ્રશંસક હતાં તેમજ એમના જાહેરજીવન માટેની ધગશનાં પણ પ્રશંસક હતાં, અને શ્રી ગોખલે જે કામ કરતા તેમાં તે ખાસ રસ લેતાં. લોકો કહેતા કે એ બાઇ શ્રી ગોખલેના Egeria ઇજીરીઆ હતાં. હવેની કથા હું એ બાઇના પોતાના શબ્દોમાં જ ચાલવા દઇશ. ઇ. સ. ૧૯૪૩ નો આજનો જ સંવત્સરીનો દિવસ હતો. ગોખલેના નામથી તે બાઇએ જે હાઇસ્કૂલ સ્થાપી હતી તે સ્કૂલની કન્યાઓ પાસે સંવત્સરીને

દિવસે તે વાર્તાલાપ રજુ કરતાં હતાં. આ શાળાના હિત માટે એ બાઈએ પોતાની જાત અર્પણ કરી હતી.

"અમારી આ ચર્ચામાં એક પ્રસંગ ઊભો થયો હતો તે હું તમારી પાસે વર્ણવી બતાવીશ. તે પરથી તમારી પાસે પુરવાર થશે કે શ્રી ગોખલેને સત્ય વાસ્તેનો આંતરિક નક્કર પ્રેમ હતો, અને પોતાની ભૂલો કબુલ કરવાનો મોટો સદ્‌ગુણ તેમનામાં હતો. એક દિવસે સાંજે જમ્યા પછી અમે બન્ને અમારા એકમેકના સિદ્ધાંત એકમેક ઉપર ઠસાવવાની કોશેશ કરતાં હતાં. (ગોખલે રાજકારણના કામને અગ્રસ્થાન આપતા હતા, આ બાઈ સંસાર સુધારાના કામને મોખરે મૂકવા માગતાં હતાં) વાતમાં મને જરા ક્રોધ ચઢ્યો અને મેં કહ્યું ભાઈશ્રી ગોખલે, હિન્દુસ્તાનના ઐક્યના અને રાજકીય સ્વાતંત્ર્યના તમારા આદર્શો ભલે રહ્યા, પણ મને કહો તો ખરા કે તમારા કયા માણસો ખરા હૃદયના અને સત્યવાદી છે? તમે તમારી જ્ઞાતિની સંસ્થાને પણ છોડી શકતા નથી; તમે મૂર્તિપૂજામાં માનતા નથી, છતાં તમારા દેશના મોટામાં મોટા રાજકીય ક્ષેત્રના નેતાઓ કાશીએ જાય છે અને જૂની શાસ્ત્રવિધિ પ્રમાણે પિંડશ્રાદ્ધ કરે છે. તમારા રાજકીય ક્ષેત્રના કાર્યક્રમમાંથી કોઈ પણ માણસ પોતાના અંતઃકરણની પ્રતીતિ પ્રમાણે જીવન ગાળતો નથી. છતાં તમે હિન્દુસ્તાનમાં એકતા લાવવા માગો છો અને રાજ્ય કરવા માગો છો. મને ખાતરી છે કે તમારા વિચારો બધા ઉદાર છે તો પણ તમે બ્રાહ્મણના કૂળમાં જન્મ્યા છો તે દર્શાવવા તમારા ખમીસની નીચે તમે જનોઈ રાખો છો. તમારા જેવામાં પણ અંતઃકરણની પ્રતીતિનું બળ નથી. મેં જોયું કે એ જરા ગંભીર બન્યા, મને લાગ્યું કે મારી પરિચિતતાને લીધે મારે જે હદમાં રહી બોલવું જોઈએ તે હદ એમના ઉપર અંગત હુમલો કરી હું વટાવી ગઈ હતી તેથી મેં નો વિષય બદલાવ્યો અને બીજી ઉચ્ચ કક્ષાની બાબતો હાથ પર લીધી. તમે માનશો? બીજે દિવસે સવારે એક ચોટાડેલું પરબીડીઉં

મારી પાસે આવ્યું. તેમાં એમની જનોઇના બે કકડા બીડવામાં આવ્યા હતા, અને તેમાંની એક કાગળની કાપલી ઉપર નીચેના શબ્દો લખવામાં આવ્યા હતા.

"સાચા રાહ પર આવવા મને જાગ્રત કર્યા બદલ તમારા ઘણા એશાન માનું છુ. હુ કબુલ કરૂં છું કે જો હું જનોઇની જરૂરીઆતમાં માનતો ન હોઉં તો પછી તે જનોઇ પહેરવાની મારે જરૂર નહોતી. હવે પછી હું મારા અંતઃકરણની પ્રતીતિ પ્રમાણે વર્તન રાખવાનો પ્રયત્ન કરીશ. માફ કરજો"

મેં એ જનોઇ અને તેની સાથે કાગળની કાપલી એક નાની ડાબલીમાં રાખી મૂકી છે. જીવનમાં એવુ ભાગ્યેજ બને છે કે તમને વીરલ માણસના સહવાસમાં આવવાની તક મળે જે માણસ સત્યને ચાહે છે અને પોતાની ભૂલ કબુલવાનું પુરતુ બળ ધરાવે છે."

સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટીના બંધારણ અને નિયમોના આગલા ભાગમાં શ્રી ગોખલેએ "ઉદ્દેશ" સબંધી જે જાણીતું લખાણ મૂકયુ છે તેમાં એક ધ્યાન ખેંચે એવુ વાકય આવે એ કયા ચોક્કસ પ્રદેશને લાગુ પડે છે અને તેની શી અગત્ય છે તે વિષે મતભેદ ઉભા કરે એવી ચર્ચા થઈ પડી છે. એ કયે સ્થાને આવેલ છે તે સમજાવવા હું આખો ફકરો વાંચું તો ઠીક પડશે.

"આ કામમા યશસ્વી થવાની એક સરત એ છે કે આપણા દેશના માણસોએ પુરતી સંખ્યામા બહાર પડવુ જોઇએ, અને જે જુસ્સાથી ધર્મનું કાર્ય માથે લેવાય છે તે જ જુસ્સાથી તેમણે આ કામમાં પોતાની જાત અર્પણ કરવી જોઇએ. જાહેર જીવનમાં આધ્યાત્મિક ભાવ દાખલ થવો જોઇએ. દેશના પ્રેમથી હૃદય એવુ તો ભરાઇ જવુ જોઇએ કે તેની બાજુએ બીજી બધી બાબતો તુચ્છ જેવી જણાવી જોઇએ. માતૃભૂમિ માટે ત્યાગ બતાવવાની દરેક તકને પ્રસંગે

આનંદ મ્હાણે એવી કળકળતી દેશભક્તિ, ખુશીમતથી કે ભયને લીધે પોતાના ઉદ્દેશમાંથી પાછાં ડગના ભરવાની બીલકુલ ન. કહે એવું નિર્ભય હૃદય, કોઇપણ કારણે ન ડગી શકે એવી વિશ્વભર્ગની વ્યવસ્થામાં ઉંડી શ્રદ્ધા, આ લાયકાતથી સજ્જ થઇને કામ કરવા ઇચ્છનારે પોતાને સોંપાયેલું કામ કરના બહાર પડવુ જોઇએ, અને પોતાની જાતને દેશની સેવા કરવામાં ધસી નાખવનો પ્રમોદ પ્રાપ્ત કરવા વિનયપૂર્વક પ્રયત્નો આદરના જોઇએ "

શ્રી ગોખલેના ચિત્તમાં જ્યારે કોઈ દીવ્ય પ્રેરણા થઈ હતી-બેશક તે વખતે આ ફકરો ઘડવામાં આવ્યો હતો એ ભાવના પવિત્ર છે, સદ્ધર્મસૃષ્ટિના પ્રદેશની એ ભાવના છે, જે પુરુષો આધુનની ઉન્નત ભૂમિકાએ પહોંચ્યા હોય, અને જેમણે પોતાની જાત ઉપર જીત મેળવી હોય તેવા પુરુષો સિવાય અન્યને માટે એ આ ઢબવાળી ભાવના અપ્રાપ્ય ગણાય તેવી છે એને ધ્રુવ તારો માનવામાં આવ્યો છે તેની મદદથી સોસાઇટીના સભ્યોએ પોતાની વચન નૌકાને કર્તવ્યના બંદરમાં હંકારી લઈ જવાની હોય છે આ શબ્દોનું તાત્પર્ય ખરા જીવનના વ્યવહારમાં ઉંડુ રહે કે છીછરૂં રહે, આવે પ્રસંગે ખરો અર્થ સારવાના માર્ગ-સ્તંભની જરૂર પડે તો સભ્યોએ જે પ્રતિજ્ઞા લીધી હોય છે તેનો અને સભ્યોની રોજની દોરવણી માટે વિહિત થયેલા નિયમોનો અભ્યાસ કરવો આ પ્રતિજ્ઞાઓ અને આ નિયમો અમુક સિમા મુકરર કરી આપે છે. એ સિમાડાની મર્યાદામાં સભ્યોનાં કાર્યો વ્યાપ્ત રહેવાં જોઇએ ઉપરની મર્યાદાથી ઉંચે તેઓએ ચડવુ ન જોઇએ અને નીચલી હદથી નીચે તેમણે પડવુ ન જોઇએ. કાયદાશાસ્ત્રીઓ હમેશ આવુ જ કહે છે કે કોઇપણ ધારાની કલમો એજ કાયદો છે, તે ધારાની પ્રસ્તાવના, કે ઉદ્દેશ અને કારણો બતાવનાર ઉલ્લેખ-કાયદો ગણાય નહિ તેમ પણ એ કલમો જ છે તે પૂરેપૂરી સંતોષકારક કે આધારભૂત ગણાય, જ્યાં અડસટ્ટે માર્ગ બતાવે એવી તો ગણાય એ કલમો

એટલે જે માણસે આ નિયમો ઘડ્યા અને જે પોતે નિયમોને અનુસર્યા એ માણસે જે વર્તન બતાવ્યું હોય અને દાખલો બેસાડયો હોય તેમાંથી ફલિભૂત થતો માર્ગ. શ્રી ગોખલે પહેલા સભ્ય તરીકે દશ વરસ રહ્યા. જો કે એટલી ટુંકી મુદતમાં જાહેર કામને અંગે એમનાં કાઠા જેટલું કાઠું બીજો કોઇ જવલ્લેજ સાધી શકે, તેમણે મેળવેલી સિદ્ધિ મેળવવાનું બીજા કોઇનું ગજું ન ગણાય તો પણ તેમના કાર્યના ક્ષેત્રનો વિસ્તાર, તેમની કામ કરવાની રીત આખી દુનિયાના નિરીક્ષણ માટે રહી જવા પામી છે. ચારિત્ર અને આંતરિક જીવનના મૂળ સુધી એ પ્રતિજ્ઞાનો અને નિયમોનો પ્રભાવ પહોંચે છે. મને ૩૭ વરસનો અનુભવ છે; અને એ પ્રતિજ્ઞા અને નિયમોને અનુસરી હું જીવન ગાળી શકયો નથી એ વસવસામાંથી હું એક પણ ઋતુમાં મુક્ત રહી શકયો નથી. જ્યારે આપણા મદ્રાસના કોંગ્રેસ પક્ષના મિત્રોએ પોતાની સરકાર રચી અને પોતાના હોદ્દાના પગારનાં અને વિશેષ સુશાહીગનાં ધોરણ જાહેર કર્યાં, અને તેમના વર્તન માટેના નિયમો જાહેર કર્યાં ત્યારે મેં તેમનામાં રહેલા ઉચ્ચ ગુણોનો તરત જ સ્વીકાર કર્યો અને મારી અંગત કદર એ દિશામાં દર્શાવવા સારૂ મેં ધારાસભામાં કહ્યું કે ત્યાગની યુનિવર્સિટીમા અમે સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાઇટીવાળા મેટ્રિક્યુલેશનને દરજ્જે જઇને અટકયા હતા. શ્રી રાજગોપાલાચાર્ય અને તેમના ગોઠીઆઓ તો એ યુનિવર્સિટીની ડૉક્ટરની પદવીએ પહોંચવા ધારે છે.

હવે હું એક એવા મોટી અગત્યના અને નક્કર હેતુવાળા સાહસની વાત તમને કહીશ કે જે હજુ સુધી સામાન્ય રીતે કોઇની જાણમાં આવી નથી. પૂના પાસે પ્રખ્યાત વિધવાશ્રમના સંસ્થાપક અને પાછળથી સ્ત્રીઓની યુનિવર્સિટીના સ્થાપક ડૉ. ડી. કે. કર્વેએ પોતાના વિધવાશ્રમ માટે કામ કરનાર લાયક ઉમેદવારોનું એક મંડળ મેળવ્યું હતું; આ મંડળમાંથી તેમણે આશ્રમના જેવી એક સંસ્થા ઉભી કરી.

આ સંસ્થાના નિયમો અને સભ્યોએ પાળવાની સરતો હિંદસેવક સમાજની સરતો કરતાં વધારે કડક હતી. થોડાં વરસો પછી અહંતાનો લોપ ઇચ્છતા આ ગૃહસ્થના આત્માને પૂર્ણ શાંતિ–આરામ અને સંતોષ આ આશ્રમમાં મળતાં નહોતાં. તે વખતે થી ગોખલેના વાક્યે જાહેર-જીવન આધ્યાત્મિક ભાવનાવાળું થવું જોઇએ, એમના આંતરિક આત્મા ઉપર પકડ જમાવી; અને એ વાક્યે અધિકતર સ્વાર્થત્યાગની અને કડક તપવાળા વર્તનની અપેક્ષા બતાવી. તેથી તેમણે નવું કાર્યકર મંડળ રચ્યું. આ માણસોએ નિસ્વાર્થતાના અધિકતર ઉચ્ચ શિખરે પહોંચવું હતું. તેથી તેમણે એ સંસ્થાનું નામ "નિષ્કામ કર્મમઠ" આપ્યું; અને ગીતામાં દર્શાવેલ અનાસક્તિવાળાં કર્મનો આદર્શ સ્વીકારવામાં આવ્યો. આ સંસ્થાના કર્મયોગીઓ અને કર્મયોગીનીઓ મઠમાં સભ્ય થતાં પહેલાં આઠ પ્રતિજ્ઞા લેવા બંધાયેલ હતાં. ભાષાની દૃષ્ટિએ અને ક્ષેત્રવિસ્તારની દૃષ્ટિએ આ પ્રતિજ્ઞાઓ અમારી પ્રતિજ્ઞાઓ સાથે વધારે મળતી છે; અને કદાચ તે પ્રતિજ્ઞાઓ શી હતી તે જાણવાનું તમને મન થશે જ.

(ક) આજથી હું મારું જીવન મઠના કામમાં અર્પીશ.

(ખ) હું મારી શક્તિઓનો પૂરેપૂરા અંશે ઉપયોગ કરીશ અને આ સંસ્થા માટે સંબંધ ધરાવતા કામમાં હું જ્યારે રોકાયો હોઇશ ત્યારે હું કદિપણ મારા અંગત લાભની ઇચ્છા કરીશ નહિ.

(ગ) આ સંસ્થાના નિયમોને અનુસરી જે નિર્ણયો લેવાશે તેને હું વાંધા વગર અધીન રહીશ.

(ઘ) મારા પોતાના અને મારા પર આધાર રાખનારાના યોગક્ષેમ વાસ્તે બહુમતીથી જે ગોઠવણ થશે તેનાથી હું સદર્વ સંતુષ્ટ રહીશ.

(ચ) હું મારું અંગત જીવન પવિત્ર રાખીશ.

(છ) મારાં રહેણીકરણી અને પોશાક ઠાઠ વગરનાં અને સાદાં રહેશે.

(જ) બીજાઓની ધાર્મિક માન્યતાની બાબતમા હું ઉદાત્તભાવ સેવીશ, અને તેમની લાગણીઓને ધક્કો લાગે એવુ જરા પણ આચરણ કરીશ નહિ.

(ઝ) હું કોઇને ધિક્કારીશ નહિ.

આ નવા મઠના ઇતિહાસમાથી એક અર્થસૂચક હકીકત બહાર આવે છે. કારણકે નિ શંક સાચી વસ્તુ માટે પણ ઘણુંય જોવાનું હોય છે, એ સત્યનો દાખલો આ મઠનો ઇતિહાસ પૂરો પાડે છે. આશ્રમ અને મઠ વચ્ચેનો તફાવત નજરે ચડે એવો હતો અને તેમાંથી ઈર્ષા અને વૈર ઊભાં થયાં હતાં આ પ્રકારની ગેરસમજુતી બહુ તીવ્ર બનવા પામી. બન્ને પક્ષની–આશ્રમપક્ષ અને મઠપક્ષ–સંમતિથી ડૉ કર્વે શ્રી ગોખલે પાસે લવાદી ચુકાદા માટે આવ્યા. આ બે હરીફ સંસ્થાઓને ઊભી કરનારના સંયમવાળી ભાવનાને જાગૃત કરનાર આધ્યાત્મિકકરણનો મંત્ર શ્રી ગોખલેનો પોતાનો હતો. તેથી એક રીતે આ કારસ્થાનની જવાબદારી શ્રી ગોખલેની પોતાની હતી. શ્રી ગોખલેએ નિર્ણય આપ્યો કે આશ્રમવાસીઓની ફર્યાદ વ્યાજબી હતી, અને તેમને થોડી રાહત મળવી જોઈતી હતી આ હેતુસર એમણે એક ચોખ્ખુ ઉપજાવી કાઢયું. તે વખતે હું ત્યાં હતો તેથી તેમણે મને કહ્યું હતુ કે આ પ્રશ્નને અંગે માણુસાઇની બાજુનો કર્વેએ પૂરો વિચાર કર્યો ન હતો; સમાધાન પડી ભાંગ્યુ, અને કર્વેના પોતાના શબ્દો વાપરીએ તો મઠ છેવટે વિધવાશ્રમ સાથે ઓતપ્રોત બની ગયો. મઠના સેવકો અને સેવિકાઓ વિધવાશ્રમના આજીવન સભ્યો બની ગયા.

# પરિશિષ્ટ પહેલું

## ગોખલેનું રાજકીય વસિયતનામું અને મૃત્યુ લેખ અને વસિયતનામું

---

### પ્રાંતિક સ્વરાજ્ય

દીલ્હીના ખરીતામાં જેની આગાહી કરવામાં આવી છે તે પ્રાંતિક સ્વરાજનું અર્પણ મહાયુદ્ધને અંતે હિન્દુસ્તાનના લોકોને આપવા યોગ્ય વ્યાજબી ભેટ થઈ પડશે. આમાં બેવડા કામનો સમાવેશ થશે; એક બાજુએથી પ્રાંતિક સરકાર ઉપર જે મોટી નિયામક સત્તા છે તેમાંથી તેને મુક્ત કરવાનું કામ થશે. આ નિયામક સત્તા હાલ તેમના ઉપર હિન્દ સરકાર અને હિન્દી પ્રધાન દેશના અંદરના રાજ્યવહિવટના પ્રશ્નો સબંધી ભોગવે છે. બીજી બાજુએથી આ રીતે દૂર ઉઠાવી લેવામાં આવેલ નિયામક સત્તાની જગ્યાએ પ્રાંતિક ધારાસભાઓ મારફત કર ભરનારાઓની સત્તા ગોઠવવામાં આવશે. આ વિચારને અમલમાં મૂકવા માટે જુદાજુદા પ્રાંતોમાં વહિવટનું જે સ્વરૂપ ગોઠવવું જોઈએ તેની રૂપરેખા ટુંકામાં હું નીચે દર્શાવું છું.

દરેક પ્રાંતમાં નીચેની વ્યવસ્થા હોવી જોઈએ.

વહિવટી તંત્રના ઉપરી તરીકે ઈંગ્લાંડમાંથી એક ગવર્નરની નિમણુક થવી જોઈએ.

૨ ૭ સભ્યોનું પ્રધાનમંડળ, અથવા કારોબારી મંડળ હોવું જોઇએ; આ પૈકી ત્રણ અંગ્રેજ હોવા જોઇએ અને ત્રણ હિન્દીજન હોવા જોઇએ. કામનાં દફતર નીચે પ્રમાણે હોવાં જોઇએ.

(ક) ગૃહખાતું (તેમાં કાયદો અને ન્યાય આવી જાય છે).

(ખ) નાણાખાતું.

(ગ) ખેતી, નહેરો, અને જાહેર બાંધકામ ખાતું.

(ઘ) શિક્ષણ.

(ચ) સ્થાનિક સ્વરાજ (આરોગ્ય અને વૈદકીય મદદ તેમાં સમાય).

(છ) ઉદ્યોગ અને વ્યાપાર.

કારોબારી સભામાં હિન્દી સનંદી નોકરોના સભ્યો ચુંટી શકાય; પણ તેમના માટે સભામાં એક પણ જગ્યા અનામત રાખી ન શકાય; જે અંગ્રેજ કે હિન્દી ઉત્તમ માણસ મળી શકે તેમને લેવા.

૩ ૭૫ અને ૧૦૦ ની વચ્ચે જેટલા સભ્યોની બનેલી ધારાસભા. આ સભ્યો પૈકી ૪/૫ થી ઓછા નહિ એટલા સભ્યો જુદા જુદા મતદાર મંડળ તરફથી અને હિત ધરાવનાર મંડળ તરફથી ચુંટાઈ આવવા જોઇએ. આ રીતે અટકળે કહીએ તો દરેક પ્રાંતમાંથી બે સભ્યો ચુંટાય; એક મ્યુનિસિપાલીટીઓના પ્રતિનિધિ અને બીજા સ્થાનિક પંચાયતના પ્રતિનિધિ. મુંબઈ શહેરને ભાગે દશ સભ્યો આપવા જોઇએ. દેશના બીજા ભાગમાં કરાચી ચેંબર, અમદાવાદ મિલમાલિક મંડળ, ડક્કન સરદાર મંડળ જેવી સંસ્થાઓને દરેકને એક પ્રતિનિધિ મળવો જોઇએ. પછી મહોમેદન પક્ષનું ખાસ પ્રતિનિધિત્વ હોવું જોઇએ; અને છૂટક છૂટક લિંગાયત જેવી કોમ જ્યાં બળ ધરાવતી હોય ત્યાં તે તે કોમને એક પ્રતિનિધિ આપવો

જોઈએ, કોઈ નિષ્ણાતો સિવાય બીજો કોઈપણ પ્રજાકીય સભ્ય સરકાર તરફથી નીમાવો ન જોઈએ. નિષ્ણાત તરીકે અથવા કારોબારી સરકારનું પ્રતિનિધિત્વ લાવવામાં મદદનીશ તરીકે થોડા અમલદારો ગવર્નર તરફથી સભ્ય તરીકે ઉમેરી શકાય.

જર્મનીમાં શાહી સરકાર અને "રીસ્ટાગ" વચ્ચે જેવો સંબંધ છે. તેવો આછો પાતળો સંબંધ કારોબારી સરકાર અને આ રીતે રચાયેલી ધારાસભા વચ્ચે હોઈ શકે. કાઉન્સિલે, ધારાસભાએ બધા પ્રાંતિક કાયદા પસાર કરવા જોઈશે; અને પ્રાંતિક કર સંબંધી કાયદામાં થતા વધારા કે ફેરફાર માટે તે સંસ્થાની સંમતિ જરૂરની ગણાશે. ચર્ચા માટે બજેટ-ઉત્પન્ન અને ખર્ચના અંદાજી આંકડા—આ સભા પાસે આવવાની જરૂર રહેશે; અને જો ગવર્નર નકારે નહિ તો તે કરની નીતિને અંગે પસાર થયેલા ઠરાવો તથા સામાન્ય રાજવહિવટના પ્રશ્નોને અંગે પસાર થયેલા ઠરાવો અમલમાં મૂકાશે. આ સભાની વખતો વખતની વિશેષ બેઠકોની અથવા એકજ બેઠકને ઘણા દિવસ સુધી ચાલુ રાખવાની સગવડ કરવી પડશે. પણ પોતાના હોદ્દા ઉપર જારી રહેવા માટે કારોબારી સરકારના સભાસદોને વ્યક્તિગત કે સંયુક્ત ભાવે ધારાસભાની બહુમતી ઉપર આધાર રાખવો નહિ પડે.

ઉપરના નકશા પ્રમાણેની નવી રચાયેલી અને ધારાસભાની સત્તા નીચે રહીને કામ કરતી પ્રાંતિક સરકાર પાસે પ્રાંતના આંતરિક વહિવટનો પૂરેપૂરો હવાલો રહેશે; અને હાલમાં પ્રાંતિક સરકાર અને હિન્દી સરકાર વચ્ચેના નાણાકીય સંબંધ મોટે ભાગે ફરી ઘડવામાં આવેલા હોવાથી તે પ્રાંતિક સરકારને દેખીતી રીતે સ્વતંત્ર નાણાકીય અધિકાર પ્રાપ્ત થયેલા રહેશે. અને કેટલેક અંશે જૂના અધિકારો ઉલટાઈ જશે. નિમકનું મહેસુલ, જકાતખાતાનું મહેસુલ, અફીણનું, રેલ્વેનું, તારટપાલનું અને ટંકશાળનું મહેસુલ

સન્તાર હિન્દી સરકારનું જ ગણાશે. તે ખાતાની નોકરી પણ શાહી સગ્મારની ગણાશે અને જમીન મ્હેસુલ, નહેરોનું, આબ-કારીખાતાનું, જંગલખાતાનું, પ્રતિ નાંખેલા કરવેરાનું, સ્ટાંપની લાગતનું અને દસ્તાવેજ નોંધણીનું મ્હેસુન પ્રાંતિક સરકારને ફાળે જતુ જોઇએ અને તે ખાતાની નોકરી પણ પ્રાંતિક નોકરી ગણાશે. આ પ્રમાણે મ્હેસુલના ભાગ પાડવાથી પ્રાંતિક સરકારને હિસ્સે જતુ ઉમન તે પ્રાંતની જરૂરીઆત કરતાં વધારે થવા જશે. હિન્દી સરકારને ફાળે જતી પેદાશ તેમના હાલના ખર્ચ કરતાં કમી જણાશે, તેથી પ્રાંતિક સરકારે પાંચ વરસ ઠરાવેલી મુદત માટે વાર્ષિક ફાળો હિન્દી સરકારને આપવો પડશે આ ગોઠવણની હદમા રહીને પ્રાંતિક સરકારે અને હિન્દી સરકારે પોતપોતાની નાણાકીય પદ્ધતિનો વિકાસ કરવો જોઇએ, કારણકે પ્રાંતિક સરકારને અમુક હદ સુધી નાણા ઉછીના લેવાની અને નવા કર નાખવાની સત્તા આપવામાં આવી છે જ.

જ્યાં સુધી જીલ્લાના રાજ્યવહિવટનું હાલનુ સ્વરૂપ ઉદાર બનાવવામાં ન આવે અને જ્યાં સુધી સ્થાનિક સ્વરાજનો મોટો વિસ્તાર વધારવામા ન આવે ત્યાં સુધી પ્રાંતિક સ્વરાજની આવી યોજના અપૂર્ણ રહેશે પહેલા કાર્ય માટે સિંધ જેવા પ્રદેશમાં ખાસ કારણોને લીધે કમિશનરશિપ રાખવામા આવે છે. તેવા અપવાદ સિવાય-વિભાગમા સ્થપાયેલી કમિશનરશિપ કાઢી નાખવાની જરૂર પડશે. હાલના કમિશનરના ઘણા ખરા અધિકાર જીલ્લાના કલેક્ટરને આપવા પડશે અને તે કલેક્ટરને રાજ્યવહિવટના કામમાં મદદ કરે તેવી સભા થોડાક ચુંટાયેલા સભ્યની અને થોડા નિમાયેલા સભ્યોની બનેલી જરૂરની થઇ પડશે આવી સભાઓની મુખ્ય કામગીરી શરૂઆતમા તો માત્ર સલાહ આપવાની જ રહેશે બીજા કાર્ય માટે ગામડાઓમાં અને જુથમા ગામપંચાયતો ઊભી કરવી જોઇએ આ પંચાયતોના થોડા

સભ્યો ચુંટાયેલા હશે અને થોડાની નિમણૂક થયેલી હશે. શહેરોમાં અને તાલુકામાં મ્યુનિસિપલ બોર્ડ–જુવરાઈ પંચાયતો સ્થાપવી પડશે. તાલુકાની જુવરાઈ સંપૂર્ણ રીતે ચુંટાયેલી રહેશે, અને પ્રાંતિક સરકાર આ જુવરાઈ ઉપર કેટલીક કડક સત્તા ચલાવવાના અધિકાર પોતા પાસે રાખીને આ બધાં (સ્થાનિક સ્વરાજની) મંડળોને આબકારી મહેસુલમાંથી થોડો ભાગ આપવો જોઈએ કે જેથી કરીને પોતાનાં વ્યાજબી કર્તવ્યો એ બરાબર બજાવી શકે એટલાં સાધન તેમના હાથમાં રહી શકે. જીલ્લાઓના વિસ્તાર એટલા બધા મોટા હોય છે કે પગાર લીધા વગરના માનદ સભાસદોનું મંડળ તે સંસ્થાનું કામ સફળતા પૂર્વક બજાવી શકે નહિ. તેથી જીલ્લા બોર્ડનાં કામો સારી પેઠે પરિમિત હોવાં જોઈએ, અને કલેકટર હોદ્દાની રૂએ તે બોર્ડના–મંડળના–પ્રમુખ રહેવા જોઈએ.

## હિન્દી સરકાર

આ રીતે પ્રાંતોને કામ જોગ સ્વરાજ ભોગવતા કરી દેવાથી, વાઈ-સરોયની કારોબારી સભાનું અથવા પ્રધાન મંડળનું બંધારણ તેને અનુસરીને બદલવું પડશે. તે કારોબારી સભામાં હાલ ચાર સભ્યો રહે છે. એમની પાસે દેશની આંતરિક વહિવટી વ્યવસ્થાને લગતાં દફતરો રાખવામાં આવ્યાં હોય છે. જેવાં કે ગૃહખાતું, ખેતીવાડી ખાતું, શિક્ષણ ખાતું, અને ઉદ્યોગ તથા વેપાર ખાતું. આ બધાં આંતરિક વહિવટી ખાતાંનાં કામ પ્રાંતિક સરકારને સોંપાઈ જશે, અને કોઈ વિરલ પ્રસંગે આ ખાતાં ઉપર નામની સત્તા બજાવવાનું કામ હિન્દી સરકારના હાથમાં રહેશે તેથી આ ચારની જગાએ એકાદ સભ્ય પુરતો થઈ પડશે. અને એમને આંતરિક વહિવટના સભ્યનું નામ અપાશે. તેમ છતાં બીજા થોડાં દફતરો ઉભાં કરવાની જરૂર રહેશે; અને તેથી હું એમ કલ્પું કે કારોબારી મંડળ ૭ સભાસદોનું બનશે, અને તે પૈકી એમાં ઓછા ને સભ્યો હમેશ હિન્દી રહેશે,

(ક) આંતરિક, (ખ) નાણાકીય, (ગ) કાયદાનું, (ઘ) સંરક્ષણનું, (ચ) આવવા જવાના વ્યવહારના માર્ગોનુ, (આગગાડી, બંદરો, તાર, ટપાલ) અને (છ) પરદેશનુ ખાતું.

(ક) વાઇસરોયની ધારાસભાનુ નામ હિન્દુસ્તાનની લેજીસ્લેટિવ એસેમ્બલી એવુ રહેશે શરૂઆતમાં આ સભાના સભાસદોની સખ્યા આશરે સો સુધીની વધારવી જોઇશે, અને તે મડળની સત્તા પણ વધારવી પડશે, પણ જ્યાં સુધી પ્રાંતોમા સ્વરાજને ધોરણે વહિવટ ચલાવવાનો પુરતો અનુભવ મેળવાય નહિ ત્ય સુધી સરકારી સભાસદોની બહુમતી હોવાનો સિદ્ધાંત તસ્તને માટે જારી રાખવો પડશે. (આ સરકારી અમલદારોની બહુમતીને સ્થાને કદાચ નિમાયેલ સભ્યોની બહુમતી ગોઠવી શકાય) આને લીધે હિંદી સરકારના હાથમા અણધારી સકડામણના સમયમા પ્રાંતિક વહિવટ ઉપર ભોગવી શકાય એવી અનામત સત્તા આપવામા આવશે કોઇ પ્રાંતના અગત્યના હિત ખાતર સરકાર જેને અગત્યનો ગણતી હોય તેવો કાયદો જો પ્રાંતિક સરકાર પસાર કરવા ભારપૂર્વક ના કહે, ત્યારે તે કાયદો પ્રાંતની ઉપરવટ થઇને વાઇસરોયની એસેમ્બલી પસાર કરી શકે આવા પ્રસગો અતિશય વિરલ બને અને તે જવલ્લેજ ઊભા થાય. પણ સત્તાધીશોના ચિત્તમા સનામતીની ખાતરીનુ ભાન આ અનામત સત્તાને લીધે જીવત રહેશે, અને પ્રાંતિક સ્વરાજનો મોટો અનુભવ અપવવાના કાર્યમાં અધિકતર તત્પરતાથી ઝપલાવવાનું એ કારણે તેમને (સત્તાધીશોને) મન થશે સરકારી સભ્યોની-કે નિમાયેલા સભ્યોની બહુમતીના સિદ્ધાંતને આધીન રહીને આ એસેમ્બલીને-વડીસભાને-સરકારની રાજનીતિપર ચર્ચા અને વાદવિવાદથી અસરકારક છાપ પાડવાની અધિકતર તક સાંપડશે લશ્કર અને નૌકાસૈન્યને લગતા પ્રશ્નો (નૌકાસૈન્ય હવે સ્થપાતુ છે) હાલ બીજા પ્રશ્નોની હરોળમાં જ મૂકાઇ ગયા છે પરદેશ સાથેના વેપાર સબધની નીતિ બાબતમાં નવી

રીતે રચાયેલી હિન્દુસ્તાનની સરકાર–હિન્દી પ્રધાનની હુકમત કે સત્તામાંથી મુક્ત થવી જોઈએ; તેમજ બીજી બાબતમાં પણ એ પ્રધાનની સત્તા મોટે ભાગે કમતી થવી જોઈએ. હિન્દી પ્રધાનની કાઉન્સિલ વિખેરી નાખવાની છે, અને ધીરે ધીરે હિન્દી પ્રધાનનું સ્થાન લગભગ સંસ્થાનોના પ્રધાનના સ્થાન જેવું જ થઈ જવું જોઈએ.

લશ્કરમાં અને નૌકાસૈન્યમાં અમલદાર તરીકે કામ કરવાનાં પ્રમાણપત્રો હિન્દીજનોને આપવાં જોઈએ, અને તેમને યોગ્ય પ્રકારની લશ્કરી અને નૌકાસૈન્યની તાલીમ મળી શકે એવી યોગ્ય સગવડો ઊભી કરવી જોઈએ.

ચાલતા યુદ્ધને અંતે જો જર્મન પૂર્વઆફ્રિકા જર્મની પાસેથી છતી લેવામાં આવે તો તે પૂર્વઆફ્રિકાનો પ્રદેશ હિન્દી વસાહત માટે અનામત રાખવો જોઈએ, અને તે પ્રદેશનો કબજો હિંદી સરકારને સોંપાઈ જવો જોઈએ